સૌ. મોંઘીબાઈ રામજી ઉભજી ગ્રંથમાળા નં. ૬.

# સ્ત્રી સ્વાતંત્ર્યવાદ.

લેખક,
પ્રોફેસર એ. આર. વાડીઆ, એમ. એ.,
માઈસોર યુનિવર્સિટી, માઈસોર.

અનુવાદક,
સૌ. સરોજિની એન. મહેતા, બી. એ.,
સાન્ટાક્રુઝ.

પ્રકાશક,
ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી
હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.,
આસિ. સેક્રેટરી, અમદાવાદ.

આવૃત્તિ ૧લી. પ્રત ૧૫૦૦
સંવત ૧૯૮૩. સને ૧૯૨૭.

કિંમત બાર આના.

બાઈ મોંઘીબાઈ રામજી ઈબજી ગ્રન્થમાળા ફંડનો

# ઉપોદ્ઘાત.

મુંબઈના સ્વર્ગવાસી શેઠ મુળજી ખટાઉનાં વિધવા બાઈ મીઠાંબાઇએ તેમની સ્વર્ગવાસી બાઈ મોંઘીબાઇના સ્મારક માટે સન ૧૯૦૧ ની સાલમાં મુંબઈ પોર્ટટ્રસ્ટનાં બૉન્ડ રૂ. ૨૦૦૦) બે હજારનાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી હસ્તક સોંપ્યા છે. તેના વ્યાજમાંથી ઇનામ આપીને સ્ત્રી કેળવણી તથા હિંદુસંસાર સુધારાના વિષયો ઉપર પુસ્તકો લખવામાં આવે છે. તે પ્રમાણે "બાઈ મોંઘીબાઈ રામજી ઈબજી ગ્રન્થમાળા ફંડ"ના નામથી આજસુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છેઃ—

| | | |
|---|---|---|
| ૧ | ગર્ભપોષણ અને સુવાવડ ... ... | ૦—૬—૦ |
| ૨ | સ્ત્રી પોકાર ... ... | ૦—૪—૦ |
| ૩ | સદ્ગુણી સ્ત્રીઓ ... ... | ૦—૪—૦ |
| ૪ | મોટી ઉંમરની હિંદુ સ્ત્રીઓની કેળવણી. | ૦—૮—૦ |
| ૫ | સખીને પત્રો ... ... | ૦—૪—૦ |
| ૬ | સ્ત્રી સ્વાતંત્ર્યવાદ ... ... | ૦—૧૨—૦ |

અમદાવાદ.
ગુ. વ. સોસાઇટી.
તા. ૯—૮—૧૯૨૭.

આસિ. સેક્રેટરી.

# નિવેદન.

આ સ્વાતંત્ર્યવાદ–the Ethics of Feminism–ના લેખક પ્રોફેસર એ. આર. વાડીઆ, માઇસોર યુનિવરસિટિમાં અધ્યાપક છે અને એક લેખક તરીકે તેમણે સારી નામના પ્રાપ્ત કરેલી છે. આ સ્વાતંત્ર્યવાદ અત્યારે સુધરેલા સમાજનું ખૂબ ધ્યાન ખેંચી રહ્યો છે, તેનો જનતાને સારી રીતે ખ્યાલ આપવા એ વિવાદગ્રસ્ત પ્રશ્નને તેમણે તટસ્થ રીતે ચર્ચ્યો છે અને એ હિલચાલની બંને બાજુ, તેના ગુણદોષ સમભાવપૂર્વક તપાસ્યા છે અને રજુ કર્યા છે. તેમાંજ એ પુસ્તકની મહત્તા રહેલી છે. અમારી ખાત્રી છે કે ગુજરાતી વાચકવર્ગમાં સદરહુ પુસ્તક આદરપાત્ર થઇ પડશે.

પ્રસ્તુત પુસ્તકનો ગુજરાતી અનુવાદ છપાવવા તેઓએ ખુશીથી પરવાનગી આપી છે તે માટે, તેમજ બીજી કેટલીક સરળતા કરી આપવા માટે સોસાઇટી તેમની અત્યંત ઋણી છે.

અંતમાં એક વાતનો ઉલ્લેખ કરવો જરૂરનો છે; સદરહુ પુસ્તકના અનુવાદક સૌ. સરોજિની મહેતા, સ્ત્રી સ્વાતંત્ર્યના ચુસ્ત હિમાયતી છે તેથી અસલ લખાણના કેટલાક મુદ્દાઓ વિષે તેમને મતભેદ રહે એ સહજ સમજાય એમ છે. એટલે પોતાની સ્થિતિ સ્પષ્ટ કરવા તેમણે તેમના વિચાર અને અભિપ્રાય પુસ્તકમાં જ્યાં જ્યાં મતભેદનો અવકાશ છે ત્યાં ત્યાં જુદી ફુટનોટમાં દર્શાવ્યા છે. પણ કહેવાની જરૂર નથી કે મૂળ લેખક તેમના વિચાર અને અભિપ્રાય સાથે સંમત નથી, એટલુંજ નહિ પણ તે લખાણ તેમને પ્રથમથી જોવાની તક મળી હોત તો કેટલીક ગેરસમજ પત્રવ્યવહારથી દૂર થઇ શકત અને વળી તેમાં તેઓ ફેરફાર સૂચવત.

મૂળ લેખકને અન્યાય ન થાય તે માટે આટલો ખુલાસો બસ થશે. આશા છે કે વાચકબંધુ પ્રો. વાડીઆના પુસ્તકની મહત્તા સમજી તેની યોગ્ય કદર કરશે જ.

અમદાવાદ,<br>તા. ૨૨મી ઑગસ્ટ ૧૯૨૭. } આસિ. સેક્રેટરી.

# ગ્રંથકર્તાની પ્રસ્તાવના.

કેટલાંક વર્ષ ઉપર મુંબાઇનું એક લોકપ્રિય પત્ર-જેના તંત્રી મિસ પાલમકોટ છે-તેમાં એક બુદ્ધિશાળી સ્ત્રી ગ્રેજ્યુએટે લખેલી લેખમાળા પ્રકટ થઇ હતી. આ લેખોમાં હાલના સ્ત્રીસ્વાતંત્ર્યનો ભાવ દૃષ્ટિએ પડતો હતો. પત્રના બાનુ તંત્રીને મેં એ લેખોના કેટલાક વિચારો માટે મારી વિરૂદ્ધતા દર્શાવી. આથી તેમણે મને એજ પત્રમાં એ લેખમાળાના ઉત્તરરૂપે લેખ લખવા આગ્રહ કર્યો. A Conservative liberal (જુના વિચારનો સુધારક) એ સહીથી મેં કેટલાક લેખ લખ્યા. મને ખબર પડી કે આ લેખો બહુ રસથી વંચાયા હતા અને ઘણા તરફથી તંત્રીને તે પુસ્તક રૂપે ફરી છાપવા વિનંતિ થઇ હતી. આ યોજના અમલમાં મૂકવાની મારી મરજી નહતી. કેમકે મને લાગતું હતું કે મારા લેખો અપૂર્ણ અને વિવેચન વિનાના હતા. પણ લેખોની સફળતાથી મને લાગ્યું કે સ્ત્રીસ્વાતંત્ર્યની હીલચાલનું વિવેચક અને રચનાત્મક દૃષ્ટિથી અવલોકન કર્યું હોય તો એવા પુસ્તક માટે આપણા દેશમાં અવકાશ છે ખરો. છેલ્લાં થોડાં વર્ષમાં સ્ત્રી-સ્વાતંત્ર્ય વિષેનું સાહિત્ય ઘણું વિશાળ થયું છે. પણ તેમાંનું ઘણું ખરૂં સ્ત્રીસ્વાતંત્ર્યના અમુક અમુક વિભાગોનુંજ દિગ્દર્શન કે વિવેચન કરનારૂં છે. સ્ત્રીસ્વાતંત્ર્યની હીલચાલનાં મૂળ તથા તેનાં જે જે પરિણામ થયાં છે તે સમસ્તનું અવલોકન કરતા ગ્રંથ માટે આપણા દેશમાં અવકાશ છે એમ હું ધારૂં છું અને આ પુસ્તક લખવાનું સાહસ કરવા માટે આ જ એક વ્યાજબી કારણ છે. આ પુસ્તકમાં કાંઇ ખાસ સ્વતઃકલ્પિત લખવાનો હું દાવો કરતો નથી. અને લિંગ ભેદ (sex)ના પ્રદેશમાં તદ્દન સ્વતઃકલ્પિત લખવું એના જેવું જોખમ બીજું કાંઇ નથી. ડૉ. બર્નાર્ડ બોઝાંકવે નામના લેખક, જેમની પાસેથી હું ઘણું જ શીખ્યો છું તે પોતાના What Religion Is

નામના પુસ્તકમાં કહે છે તેજ શબ્દો હું વાપરૂં છું કે "મારા કરતાં ઉચ્ચતર એવા હજારો લોકોએ ન કહ્યું હોય એવું મારે કાંઇજ કહેવાનું નથી. પણ દરેક બારીક સમયને ખરા પ્રશ્ન અને ખરા ઉત્તરનો હક છે." અત્યાર સુધી સ્ત્રીસ્વાતંત્ર્યની પ્રવૃત્તિ વિજયવાન થઇ છે. પણ એ વિજયની અંદર ભાવિ વિનાશનાં બી રોપાયલાં છે એ પ્રવૃત્તિના સ્પષ્ટ વિવેચનથી સ્ત્રીસ્વાતંત્ર્ય વિષેના અપકવ આદર્શો અકાળે નિર્જીવ થઇ જતા તો અટકે જ.

મારી શક્તિ પ્રમાણે મેં કામ કર્યું છે. પણ હું જાણું છું કે મારૂં પુસ્તક જરાએ દોષરહિત નથી જ. દોષોનું મને પૂરેપૂરૂં ભાન છે. કેટલાક સુધારવાનો મેં પ્રયત્ન કર્યો છે, અને કેટલાક સુધારવાની મારી મરજી નથી. કેટલેક ઠેકાણે દલીલ અને ભાષાની સરખી પુનરુક્તિ છે. પણ એક શિક્ષક તરીકે મારી માન્યતા છે કે સામાના મનમાં ખાત્રી કરાવવાનો પુનરુક્તિ જ ઉપાય છે. મેરેડિથમાંથી આટલા બધા ઉતારા કરવા માટે મારા એક સ્નેહાળ મિત્રે વાંધો ઉઠાવ્યો છે. પણ તે માટે પણ હું ક્ષમા માગતો નથી. કારણકે સ્ત્રીસ્વભાવનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો અને સ્ત્રીનો ગુંચવણભર્યો આત્મા સમજવાની શક્તિ અર્વાચીન સાહિત્યમાં મેરેડિથનાં પુસ્તકો જેટલી કોઇ ઠેકાણે નજરે પડતી નથી.

સ્ત્રીસ્વાતંત્ર્યની હિલચાલ પાશ્ચાત્ય દેશોમાં શરૂ થઇ છે, અને મારા પુસ્તકના મોટા ભાગમાં એ દેશો વિષે જ ચર્ચા છે—જે અનિવાર્ય છે. પણ આજના જમાનામાં પહેલાં જેટલો પૂર્વ પશ્ચિમમાં ફેર નથી. વિચારો ઝડપથી પ્રવાસ કરે છે, અને પશ્ચિમ વિષેનો અભ્યાસ પૂર્વમાં કામ લાગશે.

સ્ત્રીસ્વાતંત્ર્ય વિષેના લેખકોનો હું એટલો આભારી છું કે થોડાંનાં નામ અત્રે લખી બાકીનાંને મૂકી દેવાં તે યોગ્ય નથી. પણ તેથી તેમનો મારા ઉપરનો અત્યંત ઉપકાર ઓછો થતો નથી. જેમના

ગ્રંથોમાંથી મેં ઉતારા કર્યા છે તેમનો તો સવિશેષ આભારી છું. મારા જે જે મિત્રો અને સહાધ્યાપકોએ આ પુસ્તકની હસ્તલિખિત પ્રત વાંચી જવાનો શ્રમ લીધો છે તેમનો પણ ઘણો જ ઉપકારવશ છું. તેમની સૂચનાઓ મને ઘણી ઉપયોગી થઇ પડી છે. અને તેમની ટીકા મારાથી માન્ય નથી કરાઇ ત્યાં પણ એને લીધે મારી દલીલોના શબ્દ ફેરવીને તેમને વધારે બળવાન નહિ તો વધારે સ્પષ્ટ તો કરી જ શક્યો છું. મ્હૈસુરની રમ્ય સંધ્યાની શિતલતામાં મારા મિત્ર શ્રીયુત વી. સુબ્રહ્મન્યા આયર સાથે કરેલા રસિક વાદવિવાદોની છાપ આ ગ્રંથ ઉપર છે. ડૉ. અને મિસિસ જે. એસ. મેકેન્ઝી અને મારા ઑક્સફર્ડના ગુરૂ પ્રો. ક્લેમેંટ સી. જી. વેબના બારીક અવલોકનનું પણ આ પુસ્તકને સુભાગ્ય પ્રાપ્ત થયું છે. ડૉ. મેકેન્ઝીએ આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં પિતૃભાવથી રસ લીધો છે; અને તેમનો ઘટિત ઉપકાર માનવો એ અશક્ય છે.

મારા મિત્રો પ્રો. બી. એમ. શ્રીકંટીઆ અને શ્રીયુત એમ. નરસિંહમૂર્તિનો પ્રુફો સુધારવા તથા કેટલીક સૂચનાઓ કરવા માટે તથા મારા શિષ્ય રા. રા. એમ. વી. કૃષ્ણમૂર્તિનો પણ સૂચિપત્ર તૈયાર કરવા માટે બહુ જ ઉપકાર માનું છું.

વાચકો પુસ્તકનો અંતર્ગત હેતુ લક્ષમાં લઇ તેના દોષો ક્ષમા કરશે એમ આશા રાખું છું.

યુનિવર્સિટી, મ્હૈસુર.<br>જાન્યુઆરી, ૧૯૨૩. } એ. આર. વાડીયા.

# અનુવાદકની પ્રસ્તાવના.

પ્રસ્તુત પુસ્તક મ્હૈસુર યુનિવર્સિટીના પ્રો. વાડીયાના અંગ્રેજી પુસ્તક The Ethics of Feminism એના અનુવાદ રૂપે મેં લખ્યું છે. ભાષાંતર નહિ પરંતુ 'અનુવાદ' એ નામ હું આપું છું. કારણ કે બનતા સુધી મેં મૂળ પુસ્તકનું શબ્દશઃ ભાષાંતર કરવા યત્ન કર્યો છે તે છતાં આપણી ભાષામાં પરભાષાનું પુસ્તક ઉતારવાની મુશ્કેલીઓને લીધે કેટલેક ઠેકાણે ન છુટકે ફેરફાર કરવા પડયા છે. આ પુસ્તક વાંચતાં પ્રો. વાડીયાનું વિશાલ વાચન અને ઉંડા અભ્યાસનું દર્શન તરત થાય છે. એમણે પ્રસ્તાવનામાં જણાવ્યું છે તેમ પોતે માસિકપત્રમાં લખેલા લેખો ઉપરથી આ પુસ્તક લખ્યું છે. તે છતાં પુસ્તક ગમે તેમ ઉતાવળમાં લખી નાખેલું નથી કે તેમાંના વિચારો એક ક્ષણના ખ્યાલો નથી. વાચન, મનન અને પ્રત્યક્ષ અનુભવથી પરિપકવ થયેલા વિચારોનો પુસ્તકમાં સંગ્રહ છે. અને તે સરળ ભાષામાં સ્પષ્ટ રીતે દર્શાવ્યા છે. આ પુસ્તક લખવા માટે પ્રો. વાડીયાને ધન્યવાદ ઘટે છે. કારણ કે પારસીઓની લેખનપ્રવૃત્તિ બહુધા અંગ્રેજી નવલકથાઓને પારસી નામો આપી ગુજરાતીમાં લખવા પૂરતી જ હોય છે. આવા ગંભીર વિષય ઉપર લખનારા એ કોમમાં થોડા જ નજરે પડે છે.

આ ઉપરથી હું એમ નથી દર્શાવતી કે પ્રો. વાડીયાના સમસ્ત વિચારો સાથે હું મળતી થાઉં છું. વસ્તુતઃ એથી લગભગ તદ્દન ઉલટું છે. જ્યાં જ્યાં તેમના અને મારા વિચારો વચ્ચે તીવ્ર વિરોધ છે ત્યાં મેં પૃષ્ઠની નીચે નોંધ લખી છે. બાકી આખા પુસ્તકમાં તેમને અને મારે મતભેદ તો છે જ. એમનું દષ્ટિબિંદુ પુરૂષનું છે, મારૂં સ્ત્રીનું છે એટલે સ્વાભાવિક રીતે મતભેદ હોય જ. એમની વિરૂદ્ધ હું આખું એક પુસ્તક આ જ વિષય ઉપર લખી શકું એટલો બધો મારે મતભેદ છે; પરંતુ ન્યાય ખાતર કહેવું જોઇએ કે પુરૂષના પ્રમાણમાં પ્રો. વાડીયાના કેટલાક વિચારો ઘણા ઉદાર ગણી શકાય. હું "કેટલાક"

જ કહું છું. કારણ કે પુરૂષસુલભ સંકુચિત વિચારોનું દર્શન તો ઠેકાણે ઠેકાણે થાય છે.

પૃષ્ઠોની નીચે જે નોંધો લખેલી છે તેમાં જ્યાં "અનુવાદક" એ પ્રમાણે લખ્યું છે તે જ મારી લખેલી છે. બાકીની સર્વ ગ્રંથકર્તાની છે.

પુસ્તક લખવાનો આ મારો પહેલો જ પ્રયત્ન છે, અને તેથી તેમાં અનેકાનેક દોષો રહેલા જ હશે. અંગ્રેજીમાંથી અનુવાદ કરતાં ભાષા "તરજુમીયા" ન વપરાઇ જાય, અને તે છતાં લેખકના વિચારો સ્પષ્ટ રીતે સમજાય એમ કરવા મેં બનતો યત્ન કર્યો છે. છતાં પૂરી સફલતા તો નહિ જ મળી હોય. મારા દોષો ક્ષમા કરી પ્રો. વાડીયાએ દર્શાવેલા વિચારો વિષે વાચકવર્ગ મનન કરશે તો મારો શ્રમ હું સફળ થયો સમજીશ.

તા. ૧૭-૨-૧૯૨૬. સૌ. સરોજિની મ્હેતા.



## અનુક્રમણિકા.

### ખંડ ૧.

### ઉપોદ્ઘાત.



### ખંડ ૨.

### સ્ત્રીસ્વાતંત્ર્યવાદનાં પરિણામ.



### ખંડ ૩.

### લગ્ન અને માતૃત્વ.

૧૩૭૬૬

# સ્ત્રીસ્વાતંત્ર્યવાદ.

## ખંડ ૧.

## ઉપોદ્ઘાત.

## પ્રકરણ ૧ લું.

### સ્ત્રીનો પ્રશ્ન.

All the idols are overthrowing,
Man the end of his reign descries,
Maids are clamouring, wives are crowing,
Widows thrill with a wild surmise.

* * * *

Pulpit and platform overflowing
Ready the scheme of things to revise,
See them eager, militant, knowing,
Write, plead, wrangle, philosophise,
Answer papers and vote supplies,
Weild a racquet, handle a cue,
Paint, fight, legislate, theorise,
Nothing is left for man to do.

W. E. Henley.

ફ્રેંચ રેવોલ્યુશન પછીનાં ૧૩૦ વર્ષમાં જેટલા બનાવ બની ગયા, તેટલા જગતના ઇતિહાસમાં એટલા ટુંકા સમયમાં કદિ પણ બન્યા નથી. સૈકાઓ સુધી યુરોપ ધર્મગુરૂઓ અને રાજાઓના જુલમ સહન કરે જતું હતું. પણ એક મહાન્ દિવસે બૅસ્ટિલનો કિલ્લો પડયો અને યુરોપનું સ્વાતંત્ર્ય શરૂ થયું. ત્યારપછી જગતે ધીમે ધીમે પ્રગતિ કરવાની ભાવના છોડી દીધી છે. શાર્લમેનના સમયનું યુરોપ અને ૧૭૮૯ ના યુરોપમાં જેટલો ફેર હતો તે કરતાં ૧૭૮૯ ના ને ૧૯૨૦ ના યુરોપમાં ઘણોજ વધારે ફેર છે. વિજ્ઞાને અદ્ભુત શોધો કરી છે. વરાળયંત્ર અને વીજળીક બળે ઔદ્યોગિક પ્રવૃત્તિનું સ્વરૂપ સદંતર ફેરવી નાખ્યું છે. મુંગે મોંઢે કામ કરતા મજુર વર્ગો બોલતા, હક માગતા થયા છે. ખ્રિસ્તિ ધર્મ જે પર્વત જેવો અચલ મનાતો હતો તે ડગવા માંડયો છે અને તેનું માન તથા બળ ઘટી ગયાં છે. યુરોપની અસર બીજા દેશો ઉપર પણ થઈ છે. પૂર્વના દેશો પણ પોતાની ગાઢ નિદ્રામાંથી જાગ્રત થયા છે, અને તેમનામાં ચેતન આવવા માંડયું છે. જાપાનમાં જમીનદારો તથા સામુરાઇના દિવસો પૂરા થયા છે. હિંદુ મુસલમાનો પણ સ્વતંત્રતાના પોકાર ઉઠાવે છે, અને પોતાના ધર્મોમાં સમયને અનુસરતા ફેરફાર કરવા યત્ન કરે છે. છેલ્લા મહાન્ યુદ્ધમાં જગતમાં વ્યાપી રહેલા નવા જુસ્સાનો આવિર્ભાવ થયો હતો, અને શાંતિ અને સ્વતંત્રતાનું સંપૂર્ણ સામ્રાજ્ય ફેલાવવાના માર્ગ દુનિયા શોધે છે. બધું પરિવર્તન આશ્ચર્યકારક અને ઉથલપાથલ કરનારૂં છે. પણ સૌથી વધારે આશ્ચર્યકારક અને ઉથલ પાથલ કરનાર તો સ્ત્રીઓનો પુરૂષોના પંજામાંથી છુટી સ્વતંત્ર થવાનો યત્ન છે. મનુષ્ય જાતિના ઇતિહાસનું અધ્યયન કરનાર દરેક સમજુ માણસ કબુલ કરશે કે સ્ત્રીઓ તરફ કદિ પણ યોગ્ય વર્તન કરવામાં આવ્યું નથી. સ્ત્રી પુરૂષ કરતાં ઉતરતી છે એ સિદ્ધાંત દરેક પ્રજાએ દૃઢતાથી સ્વીકારી લીધો છે. પુરૂષ કાયદા રચનારાઓએ એ સિદ્ધાંત રોપ્યો છે અને પુરૂષોએ તેને વધાવી લીધો છે. ફ્રાન્સનો બળવો જેણે

જગતમાં સ્વાતંત્ર્યની ભાવના પ્રકટાવી, તેણે સ્ત્રી જાતિમાં પણ નવી આશા અને નવાં દૃષ્ટિબિંદુ પ્રેર્યાં. એ નવા જુસ્સાનો પહેલો ઉભરો ઇંગ્લંડમાં સ્ત્રીસ્વાતંત્ર્યનો પ્રથમ ઝુંડો ઉઠાવનાર મેરી વુલ્સ્ટનક્રાફ્ટના Vindication of the Rights of Women એ પુસ્તકમાં હિંમતથી કરેલા દાવામાં દેખાય છે. તેણે સ્ત્રીજાતિનો કેળવણીનો હક જુસ્સાથી રજુ કર્યો હતો, અને રાજકીય હકો માટે પણ સૂચના કરી હતી. પણ માતૃત્વની ભાવનાને એ વળગી રહી હતી. એણે શરૂ કરેલી લડત હવે સ્ત્રીઓના સંપૂર્ણ સમાન હકમાં પરિણામ પામી છે. આ હકો રોકી શકાય એમ તો ન હતું પણ છેલ્લી લડાઇને લીધે તે વ્હેલા આવ્યા છે.

મધ્ય યુગનો કોઈ કેથલિક સાધુ આ સૈકામાં પુનર્જન્મ લે તો તેને સ્ત્રીઓની ચળવળ જેટલું આશ્ચર્યકારક બીજું કાંઇજ ન લાગે. હલકી ગણાતી સ્ત્રી જાતિને ઑક્સફર્ડ કેંબ્રિજમાં અભ્યાસ કરતી, અદાલતોમાં વકીલાત કરતી, હૉસ્પિટલોમાં કામ કરતી, પાર્લમેંટમાં બેસતી, પરણવાની ના પાડતી, માતૃત્વવિહીન થતી અથવા પોતાની ઇચ્છાથી બાળકોની સંખ્યા અટકાવતી, ગૃહવ્યવસ્થાથી વિમુખ થતી, પોતાની જાતને કુટુંબ કે પ્રજા કરતાં પ્રધાનપદ આપતી જોઈ એને મનુષ્ય જાતિના ભવિષ્ય માટે ઘણો ખેદ થયા વિના રહે નહિ. સ્ત્રી સ્વાતંત્ર્યના હિમાયતીઓ ભલે આને હસી કાઢે. પણ મનુષ્યજાતિના વિકાસક્રમને નિયમમાં રાખવા માટે જે કેટલાક મૂળ સિદ્ધાંતો છે તેમાં લગ્ન અને માતૃત્વ પણ મુખ્ય છે. અને પ્રજોત્પત્તિ સાથે આધુનિક સ્ત્રીઓના વિરોધ જેવું ખેદકારક બીજું કાંઇ નથી.[૧] આ પ્રશ્ન સૌથી અગત્યનો હોવાથી અમારો વિચાર સ્ત્રી સ્વાતંત્ર્યની સમસ્ત

---

૧ આ વિષય ઉપર આખા પુસ્તકમાં પ્રો. વાડીયાએ ઢાલની એકજ બાજુ જોઇ વિવેચન કર્યું છે. આધુનિક સ્ત્રીઓ જે ખાસ કરીને માગે છે તે પ્રજોત્પત્તિમાં પોતાની સંમતિ. આ વિષય ઉપર બીજાં પ્રકરણોમાં જ્યાં પ્રો. વાડીયાએ વિસ્તારથી લખ્યું છે ત્યાં વિવેચન કરીશું. (અનુવાદક).

પ્રવૃત્તિનો અભ્યાસ કરવાનો છે. તેણે જે જે વિજય મેળવ્યા છે અને જગતનું ભવિષ્ય તે કેવું બનાવશે તે યથાશક્તિ સમજવા પ્રયત્ન કરીશું. નદીના પ્રવાહ પેઠેજ સંસારની કોઈ પણ રચના મૂળ તરફ પાછી વળી શકતી નથી. સ્ત્રીસ્વાતંત્ર્યની પ્રવૃત્તિએ કુટુંબની ભાવનાને હલકી પાડી નાખી છે[1] તે પાછી પ્રથમ જેવી ઉદ્દીપ્ત થાય એવો સંભવ નથી. પણ એ દિશામાં એ પ્રવૃત્તિની નિષ્ફળતાથી બીજા દેશોની સ્ત્રીઓ ઉપદેશ ગ્રહણ કરશેજ. યુરોપીઅન સ્ત્રીઓના સૌંદર્ય, ચપલતા અને શક્તિથી અંજાઇ જઈ અન્ય દેશોની સ્ત્રીઓ એમનું સ્ત્રીસ્વાતંત્ર્યની પ્રવૃત્તિમાં પણ અનુકરણ કરે છે.

શરૂઆતમાં સ્ત્રીસ્વાતંત્ર્યની લડત ન્યાયના પંથ ઉપર હતી. કેળવણીના અભાવે સ્ત્રીનો પૂર્ણ વિકાસ થતો નહતો. યુગોના યુગોથી સ્ત્રીઓ પુરૂષના રચેલા કાયદાઓથી કચરાઇ ગઈ હતી, પુરૂષના તુરંગોની ગુલામ હતી. પણ બધી મોટી ચળવળો પેઠે આ પ્રવૃત્તિમાં પણ દુરાગ્રહીઓ થયા—જુના મતનું છેકજ ખંડન કરનાર વિનાશક વૃત્તિવાળા મનુષ્યો નીકળ્યા. જુની વ્યવસ્થા તોડવા તૈયાર હોવા છતાં તેમની પાસે નવી રચના કાંઇ નહતી. માત્ર મિથ્યા સ્વપ્નોજ હતાં. દુરાગ્રહીઓનો ઉપદેશ સુખ કરતાં દુઃખ વધારે આણે છે એ ઘણા કડવા અનુભવ પછી મનુષ્યો શીખ્યા છે. આત્મરક્ષણ માટે જુની સંસ્થાઓને સાચવી રાખવી પડે છે. જુની રૂઢિયોને વળગી રહેવાની વૃત્તિ અને ઉદ્દામ વિચારો એ બેના સરખા વેગથી જ સંસાર ચક્ર ચાલે છે. સ્ત્રીસ્વાતંત્ર્યની હીલચાલ સ્ત્રીના અજ્ઞાનને લીધે નહિ પણ પુરૂષના સ્વાર્થને લીધેજ શરૂ થઈ હતી. પુરૂષોએ પોતાનો દાવ અજમાવ્યો એટલે ચડસાચડસીમાં સ્ત્રીઓએ પણ અવિચારી અને

---

૧ કુટુંબની ભાવના હલકી પાડવાનો આરોપ સ્ત્રીસ્વાતંત્ર્યની પ્રવૃત્તિને માથેજ મૂકી દેવો એ યોગ્ય છે? ઔદ્યોગિક પ્રવૃત્તિઓએ કરી મૂકેલી મોંઘવારીના કારણથી અનેક ગરીબ કુટુંબમાં સ્ત્રીઓ અને બાળકોને કમાવાની ફરજ પડે છે એ કેમ ભૂલી શકાય? (અનુવાદક).

અશક્ય માગણીઓ રજુ કરી.× સ્ત્રીઓની પ્રવૃત્તિનો પૂરો વિકાસ તો છેક હમણાં થયો છે. છતાંએ પ્રવૃત્તિના અસ્તિત્વ વિષે સહુ કોઈ જાણે છે. એનાથી યુરોપમાં કેટલાંક માઠાં પરિણામ થયાં છે. આ પરિણામો એ પ્રવૃત્તિનાંજ છે કે માત્ર અકસ્માત રીતે તેની સાથે ઉગી નીકળ્યાં છે અને સ્ત્રીસ્વાતંત્ર્યને તેની સાથે કાંઇ સંબંધ નથી તેનું આ પુસ્તકમાં અવલોકન કરવાનો હેતુ છે. આમ કરતાં મુખ્ય વિવેચન યુરોપ અને અમેરિકાની પરિસ્થિતિનુંજ થશે. કેમકે બીજા દેશોમાં હજી સ્ત્રી સ્વાતંત્ર્યની લડત બાલ્યાવસ્થામાંજ છે; જો કે હિંદુસ્તાનના જનાના પડદા ભેદીને પણ તેનાં બાણ પહોચ્યાં છે. એટલે યુરોપની અસર સારી કે ખોટી પણ જબરી તો છેજ.

સ્ત્રી સ્વાતંત્ર્યની હીલચાલનું મહત્વ તેણે ઉત્પન્ન કરેલા વિશાળ સાહિત્યમાં કે સફ્રેજેટોના ભૂખે મરવાના સત્યાગ્રહ કે પથરા ફેંકવામાં સમાઇ જતું નથી. એની ખરી અસર સ્ત્રીઓની પ્રવૃત્તિનો જે વિસ્તાર થયો છે તેમાં, અને પરિણામે કુટુંબ જીવનની ભાવના નષ્ટ થઈ છે તેમાંજ છે. લગ્નોની સંખ્યા ઓછી થઈ છે અને સાથે સાથે વેશ્યાવૃત્તિ અને અનૌરસ બાળકો વધ્યાં છે તે આ હીલચાલનું પ્રત્યક્ષ પરિણામ છે. મોં. એ. બર્તીલોં નામના ફ્રેંચ લેખક કહે છે કે પેરિસમાં દસ ટકાથી વધારે જોડાં પરણ્યા સિવાય જ સાથે રહે છે, અને લગ્ન કરનારની ઉમ્મર બહુ મોટી હોય છે તે માટે પણ એ ખેદ પ્રદર્શિત કરે છે. ફ્રાંસમાં ૧૦૦૦ માંથી ૦·૨૯ માણસો પચીસ વર્ષ પહેલાં પરણે છે; બેલ્જિયમમાં ૧૦૦૦ માંથી માત્ર ૦·૨૦; અને ઇટલીમાં ૧૦૦૦ માંથી ૨૩૨. આ આંકડાઓ પરિસ્થિતિ બતાવી

---

× સ્ત્રીઓએ તો સર્વ કાંઇ હદમાં રહીને માગવું, પુરૂષને અગવડ પડે એટલી હદ સુધી કાંઇજ માગવું નહિ એ માન્યતા સ્ત્રીસ્વાતંત્ર્યના કહેવાતા હીમાયતીઓની પણ છે. સર્જનકાળથી સ્ત્રીજાતિ પુરૂષના અત્યાચારો સહન કરતી આવી છે. પણ હવે પુરૂષની સુખ સગવડમાં ખામી આવે તેવું કાંઇ પણ માગે એટલે તે "અવિચારી" ને "અશક્ય" કહેવાય ! (અનુવાદક).

આપે છે. વળી પરણેલાં જોડાંના સંતાન ઉત્પન્ન કરવા પ્રત્યેના અણુગમાથી લગ્ન તરફનો અણગમો દેખાઇ આવે છે. “ ૧૯૦૮ માં ફ્રાંસમાં એક કરોડ દસ લાખ કુટુંબોમાંથી વીસ લાખમાં બીલકુલ બાળકો ન હતાં. અને ત્રીસ લાખમાં એક એક બાળકજ હતું. ૧૯૦૧–૫ માં યુરોપના સામાન્ય જન્મ પ્રમાણમાં સ્હેજ ઘટાડો માત્ર સ્વિટ્ઝર્લાંડ આયર્લેન્ડ અને સ્પેનમાં હતો; માત્ર ફ્રાંસમાંજ નહિ પણ ઇટલી, સર્વિઆ, ઇંગ્લંડ, વેલ્સ અને ખાસ કરીને હંગેરીમાં જન્મ પ્રમાણ બહુજ ઓછું હતું. ૧૯૦૫ પછી આયર્લેંડ, બલ્ગેરીયા અને રૂમેનિયા સિવાય આખા યુરોપમાં જન્મ પ્રમાણ બહુજ ઘટી ગયું છે. પ્રશિયામાં ૧૮૮૧–૫ માં જન્મ પ્રમાણ હઝારે ૩૭·૪ હતું; ૧૯૦૯ માં માત્ર ૩૧·૮ હતું; અને જર્મન સામ્રાજ્યમાં એકંદરે પ્રશિયા કરતાં ઓછું છે, જો કે ઈંગ્લંડ કરતાં કાંઇક વધારે છે. આખા યુરોપમાં માત્ર ઑસ્ટ્રિયા અને સ્પેનમાંજ ૧૮૮૧ થી ૧૯૦૧ સુધીમાં જન્મ પ્રમાણ કાંઇક વધવા તરફ હતું. બીજા બધા દેશમાં ઘટી ગયું હતું— સૌથી વધારે બેલ્જિયમમાં, પછી ફ્રાંસમાં અને પછી ઇંગ્લંડમાં. ”* અમેરિકામાં પણ વસ્તુસ્થિતિ આથી સારી નથી. સો વરસ ઉપર ત્યાં સરાસરી દરેક કુટુંબ દીઠ ચાર કે પાંચ બાળક હતાં. ૧૯ મી સદીની આખરે સરાસરી ચારથી સ્હેજ ઉપર હતી. આ આંકડાની ગણત્રી થયા પછી યુરોપમાં લડાઇ અને ઇન્ફ્લુએન્ઝાએ વસ્તીનો ઘાણ કાઢી નાખ્યો છે. અત્યારે ત્યાં વસ્તીનો એક ગંભીર પ્રશ્ન થઇ પડયો છે. પુરૂષો દેશને માટે મરવા ખુશીથી તૈયાર થયા હતા. હવે દેશનું આરોગ્ય અને બળ વધારવા માટે લગ્નનું બંધન સ્વીકારવા તત્પર થાય છે કે નહિ તે જોવાનું છે.

મનગમતી મહેનત અને તે સાથે સુખથી ભરેલું ગૃહજીવન જેવું સુસ્થાપિત અત્યાર સુધી કાંઇજ ન હતું. પણ આજે તો સ્ત્રી સ્વાતંત્ર્યના ઉદ્દામ પક્ષના હીમાયતીને કહે છે કે “ ગૃહકાર્ય તો બહુ

*હેવલોક એલિસ કૃત The Task of Social Hygiene પૃ. ૧૩૬.

હલકી જાતનું કામ છે. છેક ઓછી બુદ્ધિનાં માણસોને લાયક છે ......અમને આ કામ સ્ત્રીઓ પાસેથી લઇને તે કામમાં કુશળ મનુષ્યો સોંપવા દો કે જેથી એ લોકો પૈસા કમાવવાના ઉદ્યોગ તરીકે એનો ઉપયોગ કરે."* પાશ્ચાત્ય દેશોમાં સરસામાનવાળાં ભાડાનાં ઘ (apartments) માં સૂવાનો અને દુકાનોમાં ખાવાનો રિવાજ વધતો જાય છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે આ અભિપ્રાય. છૂ છવાયાં માણસોનો નથી.

આ જમાનાની વસ્તુસ્થિતિ આવી છે. આ સ્થિતિ આ યુગ વ્યાધિરૂપ છે કે તેના ઉચ્ચતર જીવનના ચિહ્ન રૂપ છે તે એકદમ પ્રતિ પાદન કરી શકાય નહિ. એનો ઝીણવટથી અભ્યાસ કરવાની જરૂર છે જે આપણે બીજા ખંડમાં કરીશું. તે પહેલાં સ્ત્રીની પદવી ભૂતકાળમાં કેવી હતી અને તેનો વિકાસ કેવી રીતે થયો તે તપાસવું પડશે. વ સ્ત્રીસ્વાતંત્ર્યનો આખો પક્ષ—ખાસ કરીને ઉદ્દામ પક્ષ—સ્વાધીનત સ્વતંત્રતા, વ્યક્તિત્વ, પૃથકત્વ એવા એવા ખ્યાલો ઉપર રચાયો આ વિષેની દલીલો ઘણુંખરૂં તો વિવેચન કર્યા સિવાયજ સ્વીકારેલ તરીકે મૂકાય છે. આ વિષે પણ અભ્યાસ કરવો પડશે. જેથી ઉદ્દા -મતવાળા સ્ત્રીસ્વાતંત્ર્યના હીમાયતીઓ આવા પાયા ઉપર પોતા મત બાંધે છે તે સત્ય છે કે નહિ તે સમજાશે.



* Mrs. Colquhoun, The Vocation of Woman પૃ. ૨૧૧-

# પ્રકરણ ૨ જું.

## જુના વિચારોનો નાશ.

" In the beginning when Swashtri came to the creation of woman, he found that he had exhausted his materials in the making of man, and that no solid elements were left. In the dilemma, after profound meditation he did as follows. He took the rotundity of the moon, and the curves of the creepers, and the clinging of tendrils and the trembling, and the slenderness of the reed, and the bloom of flowers, and the lightness of leaves, and the tapering of the elephant's trunk, and the glances of the deer, and the clustering of rows of bees, and the joyous gaiety of sunbeams, and the weeping of clouds, and the fickleness of winds, and the timidy of the hare, and the vanity of the peacock, and the softness of the parrot's bosom, and the hardness of the adamant, and the sweetness of honey, and the cruelty of the tiger, and the warm glow of fire, and the coldness of snow, and the chattering of jays, and cooing of the *kokela* and the hypocrisy of the crane, and the fidelity of the *chakravaka*, and compounding all these to-gether he made woman and gave her to man...

Then man said: what is to be done? For I cannot live either with or without her."—F. W. Bain's Digit of the Moon.

કવિ અને નવલકથાકારે સ્ત્રીને પરસ્પર વિરોધિ ભાવોના સંમેલન રૂપે કલ્પી છે. તેની વિચિત્ર મનઃસૃષ્ટિ એ મનુષ્યના નિરંતર મનનનો વિષય છે. અને આ વિચિત્રતા મી. બેઇનના શબ્દો બહુ સુંદર રીતે વર્ણવે છે. યોગીઓને તથા નિરાશાવાદીઓને મન સ્ત્રી એ મૂર્તિમંત પાપ છે. સ્ત્રી પોતે ઘણીવાર પોતાની આકર્ષણ કરવાની તથા સમજાવવાની શક્તિ માટે ગર્વથી ફુલાય છે. કાયદામાં હલકી પડેલી હોવા છતાં પોતાના સૌન્દર્ય અને બુદ્ધિથી સ્ત્રીએ જગતના પ્રારબ્ધ ઉપર સામ્રાજ્ય ચલાવ્યું છે. દાંતે, શેકસપીયર, ગોઇથે અને બ્રાઉનીંગને તેણેજ પ્રેરણા કરી છે. સ્ત્રીની આ મહાન્ શક્તિ માત્ર પશ્ચિમમાંજ દષ્ટિએ પડે છે એમ નથી. કરોડો હિંદુઓના જીવનમાં પણ સીતા અને દ્રૌપદી, સાવિત્રી અને દમયંતી એ જીવંત દષ્ટાંતો રૂપે રહ્યાં છે. ચાંદબીબી અને અહલ્યાબાઇએ વિશાળ રાજ્ય ચલાવ્યાં છે. નૂરજહાન અને શિવાજીની માતા જીજીબાઇની અદ્ભૂત શક્તિથી હિંદનું ભાગ્ય બે વખત બદલાયું હતું. ખ્રિસ્તિ મિશનરીઓ હંમેશાં યુરોપિયન સ્ત્રીઓના સ્વતંત્ર જીવન સાથે હિંદુ અને મુસલમાન સ્ત્રીઓના સંકુચિત જીવનની સરખામણી કરી બડાઇ મારે છે. અને આ વિષયમાં યુરોપની ઉન્નત સ્થિતિ તે ખ્રિસ્તિ ધર્મને આભારી છે એમ કહેવાનું પણ ચૂકયા નથી. આ કેટલું અસત્ય છે તે સ્ત્રી સ્વાતંત્ર્યના લેખકોએજ બતાવી આપ્યું છે. કારણ કે સ્ત્રીઓની પદવી યુરોપમાં હલકી થવાનું કારણ ઈવે ઇશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યાની બાઇબલની કથા અને તેને પરિણામે ઉત્પન્ન થએલો દુરાગ્રહી બ્રહ્મચારીઓનો સ્ત્રી જાતિ માટેનો ધિક્કાર જ છે એમ તેમણે સિદ્ધ કર્યું છે. આવા બ્રહ્મચારીઓને પોતાના નૈતિકબળ વિષે શંકા થવાથી તેમણે મનુષ્યજાતિના ઉજ્જવળ અર્ધાંગને મનુષ્યોના આત્મ કલ્યાણનો

શત્રુ ગણી તેનો ત્યાગ કર્યો અને માત્ર ઇશ્વર સાથે સંબંધ રાખ્યો. કોઈ એમ તો નજ કહી શકે કે હિંદુ કે મુસ્લીમ સ્ત્રીની પદવી ખ્રિસ્તિ સ્ત્રી કરતાં ઉંચી છે. પણ મનુસ્મૃતિ અને કુરાનમાં કેટલાક શબ્દો એવા ઉન્નત ભાવવાળા છે કે જે ખ્રિસ્તિ ઉપદેશકોની સમસ્ત સ્ત્રીજાતિની તિરસ્કારયુક્ત અને અર્થહીન નિંદા કરતાં ઘણાજ વધારે ચઢી જાય છે. મનુ કહે છે કે "**यत्र नार्यस्तु पूज्यन्ते रमंते तत्र देवताः। यत्रैतास्तु न पूज्यन्ते तत्र सर्वाफलाः क्रियाः॥** (મનુસ્મૃતિ અધ્યાય ૩—શ્લોક ૫૬). અને અરબસ્તાનના મહાન્ પેગંબરે કહ્યું છે કે 'સ્વર્ગ માતાના પગ પાસે છે.'

મધ્યકાલીન યુગમાં ખ્રિસ્તિ ધર્મનો સ્ત્રી પ્રત્યેનો ભાવ આ "જંગલી મૂર્તિપૂજક" એશિયામાં હતો તે કરતાં તદ્દન જુદો હતો. અલેકઝાંડ્રીઆના કલેમેંટના કહેવા પ્રમાણે સેંટ પૉલ આ ચેતવણી આપે છે કે—"પણ આ એક પરમ સત્ય છે કે સ્ત્રીના દર્શન માત્રથી દૂર રહેવું. કારણ કે પાપ માત્ર સ્પર્શમાં નહિ પણ દૃષ્ટિમાં પણ છે. અને જેને યોગ્ય શિક્ષણ મળ્યું છે તેણે તો ખાસ કરીને સ્ત્રીથી દૂરજ રહેવું જોઇએ."* અને ટર્ટુલીયન એના De Cultu Femi-

---

* ગુડસેલ કૃત The Family as a Social and Educational Institution માં મૂકેલું અવતરણ. (પૃ. ૧૬૩). પ્રો. કલેમેંટ્ વેબ એમ કહે છે કે સેંટ પૉલના વિચાર આમાં સત્ય રીતે જણાતા નથી અને મારૂં લક્ષ નીચેના શબ્દો તરફ દોરે છે—"કોઈ ઈસરાયલ નથી, કોઇ ગ્રીક નથી; કોઇ ગુલામ નથી, કોઇ સ્વતંત્ર નથી. કોઇ પુરૂષ નથી, કોઇ સ્ત્રી નથી. કારણ કે તમે બધા ઈસુ ખ્રિસ્તમાં એકજ છો," (Gal iii 23.) પણ મારા મત પ્રમાણે આ તો ઇશ્વરના રાજ્યમાં ઈસુખ્રિસ્તમાં વસેલી સમાનતા વિષે વાત છે. મનુષ્યના રાજ્યમાં તો સ્ત્રી પુરૂષનો ભેદ સ્પષ્ટપણે દોરેલો છે. દાખલા તરીકે સેંટ પોલ સ્ત્રીને ધાર્મિક સભામાં બોલવાની મના કરે છે. એટલું વધારામાં કહું છું કે મુસલમાન ધર્મમાં પણ સ્ત્રી પુરૂષની સમાનતા પ્રતિપાદન કરેલી છે. છતાં મુસલમાન સ્ત્રીને પુરૂષ સાથે ખરી સમાનતા ભાગ્યેજ મળે છે.

narum માં લખે છે કે "તમે (સ્ત્રીઓ) નથી જાણતાં કે તમે દરેક (એકેકી) ઇવ છો? ઇશ્વરે આ તમારી જાતિને આપેલો શાપ હજી આ જમાનામાં પણ ચાલુ છે. તેથી તમારૂં પાપ પણ ચાલુ હોવુંજ જોઇએ તમે પણ નરકનું દ્વાર છો; નિષેધ કરેલા વૃક્ષને ખુલ્લું કરનાર તમે જ છો; ઇશ્વરી આજ્ઞાનું પ્રથમ ઉલ્લંઘન કરનાર તમે જ છો; જેના પર હુમલો કરવાની સેતાનની તાકાત ન હતી તે પુરૂષને લલચાવનાર તમે જ છો; ઇશ્વરની મૂર્તિરૂપ પુરૂષનો તમે જ વિનાશ કર્યો; તમારી બેવફાઇ ને લીધે જ ઇશ્વરના પુત્રને મરણાધીન થવું પડયું હતું."*

આવા મતનું વિવેચન કરવાની જરૂર છે. સ્ત્રીને પોતાના વ્યક્તિત્વને પતિના વ્યક્તિત્વમાં સમાવી દેવું પડે છે તેનું કારણ આવા મત જોતાં સમજી શકાય છે. એક છેડે આવા મત દર્શાવનારા ગયા એટલે સ્ત્રીસ્વાતંત્ર્યનાં હીમાયતીઓ તેના પ્રત્યાઘાતથી બીજે છેડે ગયાં. છેક બીજા છેડાના વિચારો આવ્યા વિના તો રહેતજ નહિં. ભલે તે આવતાં આવતાં યુગના યુગ વીતી જાય. ઉચ્ચતર નીતિશાસ્ત્રના હિત માટે એ આવે તેજ શ્રેયસ્કર હતું. સ્ત્રીની પદવીનો ઇતિહાસ યુરોપમાં ત્રણ અવસ્થામાંથી પસાર થયો છે: (૧) રોમન સામ્રાજ્યના ઇસુખ્રિસ્ત પૂર્વેના સમયમાં સ્ત્રીઓએ પતિ કે પિતાના patria potestas મારફત સ્વતંત્રતા મેળવી હતી અને મીલ્કત ધરાવવાનો અને લગ્નભંગ કરાવવાનો હક પ્રાપ્ત કર્યો હતો. (૨) ખ્રિસ્તિધર્મના સામ્રાજ્યમાં પ્રથમ સ્ત્રીએ મેળવેલું સ્વાતંત્ર્ય ચલાવી લેવામાં આવ્યું. પણ ધીરે ધીરે એ સામ્રાજ્યનું બળ અને માન વધતાં ગયાં અને આખા યુરોપને વશ કરી લીધું. લગ્નના

* ગુડસેલ કૃત The Family as a Social and Educational and Institution માં મૂકેલું અવતરણ. જો કે ટર્ટુલીઅન મરણ સમયે કાયદેસર ગણાતા ધર્મમાંથી મુક્ત હતો છતાં એ ખ્રિસ્તિ તો હતોજ એટલે તેના અભિપ્રાય વજનદાર ગણાયજ.

એક્ટને નામે સ્ત્રીને તદ્દન પુરૂષને આધીન બનાવી દીધી. આ એક્ટમાં ગણિતશાસ્ત્રનો સામાન્ય કાયદો બાજુએ મૂકી પુરૂષ એક અંશ છે તે આખા અંકની સમાન થયો. અને સ્ત્રી તે ટોમસ હાર્ડી કહે છે તેમ નિરંતર પૂર્ણાંક માગતો અપૂર્ણાંક માત્ર બની. (૩) રેફર્મેશન (ધાર્મિક સુધારણા) ના આગમનથી પણ સ્ત્રીની દશા સુધરી નહિ. લગ્નને ચુસ્ત ધર્માંધોએ એક મહેરબાની દાખલ કબૂલ રાખેલી વસ્તુનું સ્વરૂપ આપી દીધું હતું તેને માર્ટીન લ્યુથરના હિંમતભર્યા ઉત્તેજનથી ધાર્મિકતા પ્રાપ્ત થઈ ખરી. રાજકીય વિચારોના વિકાસથી તથા બાઇબલના જુના અડગ મનાતા સિદ્ધાંતોનો ગેલિલીઓ અને ડાર્વીન જેવા વિજ્ઞાનશાસ્ત્રીઓને હાથે થયેલા ખંડનથી સ્ત્રીઓમાં અસંતોષનો ઉભરો પ્રકટી નીકળ્યો જેને હાલ આપણે સ્ત્રીઓની પ્રવૃત્તિ (woman movement)ને નામે ઓળખીએ છીએ. એના આદર્શો નવા છે. તે આદર્શો સંકુચિત ખ્રિસ્તિભાવનાનો નાશ કરવા સાથે ખરા અને જરૂરના ભાવોનો પણ નાશ કરે છે. આ સર્વ ઉપરથી સિદ્ધ થાય છે પૂર્વની સ્ત્રીઓ કરતાં યુરોપની સ્ત્રીઓની દશા સારી છે તે ખ્રિસ્તિ ધર્મને લીધે તો નથીજ. ખરૂં જોતાં એ સ્ત્રીઓએ ખ્રિસ્તિધર્મ ઉપરાંત અઇનેજ સ્વતંત્રતા મેળવી છે. લગ્ન સંબંધમાં મૂગું ક્રિયાસાધન થવાનું ન ગમવાથી ફ્રાઉ માઇરેડર જેવી નેતા સ્ત્રીઓ આખી લગ્નની સંસ્થાનોજ તિરસ્કાર કરે છે. આ પરિસ્થિતિ યુરોપે ધૈર્ય અને વિચારશીલતાથી સહન કરવી પડશે, નહિ તો પુરાણા મતવાળો ખ્રિસ્તિધર્મ અને સ્ત્રીસ્વાતંત્ર્યની બંડખોર હીલચાલ એ બેની ખેંચતાણમાં યુરોપનો સમુળગો નાશ થઈ જશે.

યુરોપમાં સ્ત્રીઓ જમાનાઓથી કુટુંબ અને ગૃહકાર્યમાં ગુંથાએલી રહેતી એમાં કાંઇજ નવાઈ જેવું નથી, કારણ કે સમસ્ત જગતમાં ચિરકાલથી એજ પ્રમાણે થતું આવ્યું છે. જુના ખ્રિસ્તિધર્મમાં લગ્ન એ અભંગ ધાર્મિકબંધન છે અને તેમાં પુરૂષ પત્નીને ચ્હાવાનું અને તેનું લાલન પાલન કરવાનું વચન આપે છે તથા સ્ત્રી

આમરણાંત પતિને ચ્હાવાનું અને તેની આજ્ઞા પાળવાનું વચન આપે છે. આ માન્યતામાંથી લગ્ન થતાં સ્ત્રીનો મીલ્કત ધરાવવાનો હક કે પોતાની કમાઇ રાખવાનો હક જાય છે એવી માન્યતા ઉત્પન્ન થઇ. બાઇબલમાં કહ્યું છે કે 'હે પત્નીઓ! ઇશ્વર પેઠે તમારા પતિને શરણ થાઓ. જેમ ઇસુખ્રિસ્ત ધર્મનો ગુરૂ છે તેમ પતિ એ પત્નીનો ગુરૂ છે. તે તમારા શરીરનો તારણહાર છે. જેમ ધર્મ જીસસને આધીન છે તેમ પત્નીઓ દરેક બાબતમાં પતિને આધીન થજો. હે પતિઓ! તમારી પત્ની પર પ્રેમ રાખો, જેમ ઇસુખ્રિસ્ત ધર્મપર પ્રેમ રાખે છે અને તેને માટે તેણે પોતાનું બલિદાન આપ્યું તેમ...તે પ્રમાણે પુરૂષોએ પત્નીને પોતાના દેહ જેવીજ ચ્હાવી જોઇએ. જે પોતાની પત્નીપર સ્નેહ રાખે છે તે પોતાની ઉપર સ્નેહ રાખે છે "* આમ એક તરફ પ્રેમ અને એક તરફ આજ્ઞાપાલન એવી વ્હેંચણી શબ્દોમાં તો બહુ સુંદર લાગે છે. પણ વ્યવહારમાં તો દુર્ભાગ્યે પુરૂષ પોતાનો પ્રેમ અર્પવા કરતાં પત્ની પાસે આજ્ઞા પાલન કરાવવામાં વધારે મચ્યો રહે છે. ઇસુખ્રિસ્ત અને ધર્મના સંબંધમાં પણ તેને નામે ધર્મે એવા અત્યાચારો કર્યાં છે કે જેથી તેનો કોમલ આત્મા જરૂર ત્રાસથી કંપે. સેંટ પૉલ એના 'એપિસલ ટુ ધ કોરિન્થિઅન્સ' માં એટલી હદ સુધી કહે છે કે પિતાએ પુત્રીને પરણાવવી નહિ. "જે માણસ પુત્રીને પરણાવે છે તે સારૂં કરે છે, પણ જે નથી પરણાવતો તે વધારે સારૂં કરે છે."+ એજ ધર્મોપદેશક બીજે ઠેકાણે લખે છે કે "માણસે માથું ઢાંકવું નહિ કારણ કે એ પોતે ઇશ્વરની પ્રતિમા રૂપે અને તેના સુખ રૂપે છે. પણ પુરૂષનું સુખ તે સ્ત્રી છે. પુરૂષ સ્ત્રીનું સુખ નથી, સ્ત્રી એ પુરૂષનું સુખ છે. પુરૂષ સ્ત્રીને માટે ઉત્પન્ન કરવામાં આવ્યો નથી. સ્ત્રી પુરૂષ માટે ઉત્પન્ન કરી છે "૧

---

*Eph. V 22–23.

+I. Cor. Vii 1–4, 7–16, 25–40.

૧. I cor Xi 7–9.

આ ઉપરથી જણાય છે કે એ પણ હિંદુધર્મની પતિને પ્રભુ ગણવાની માન્યતા ધરાવતો હતો. સેંટ જેરોમ એના એક પત્રમાં લખે છે કે "પતિ વ્યભિચારી હોય, કુછંદી હોય, દરેક જાતના ગુન્હાથી કલંકિત થયો હોય, એનાં પાપને લીધે પત્નીએ તેનો ત્યાગ કર્યો હોય છતાં તે એનો પતિ છે, અને જ્યાં સુધી એ જીવતો હોય ત્યાં સુધી સ્ત્રીએ ફરી પરણવું નહિ."[1] એક સાધુએ બ્રહ્મચર્ય લગ્ન કરતાં ઉચ્ચતર છે એમ માનવાની ના કહેવાથી એક ધાર્મિકસભાએ તેનો બહિષ્કાર કર્યો હતો.[2] એક ધાર્મિકસભા એક વખત સ્ત્રીને આત્મા છે કે નહિ તે વિષે વિચાર કરવા ખૂબ ગંભીરતાપૂર્વક મળી હતી! આવાં આવાં દૃષ્ટાન્તો જોતાં લાગે છે કે લગ્નમાં સ્ત્રીના મૂક સહકારને લીધે એ એક મીલ્કત ગણાવા લાગી તેમાં કાંઇજ નવાઇ નથી. સ્ત્રીબહુમાનના તકલીદી બહાના નીચે કે વીસમી સદીના યુરોપની આકર્ષક સફાઇઓ નીચે ભલે આ જંગલી ખ્યાલ ઢંકાયો હોય—પણ ખરી રીતે યુરોપના દરેક ધારાશાસ્ત્રોમાં સ્ત્રીની ઉતરતી પદવી સ્પષ્ટ લખેલી છે. સ્ત્રી માત્ર એક વખત ભૂલ કરે તો પણ તેનો પતિ તેને લગ્નકરારમાંથી મુક્ત કરી શકે. પણ છેક અત્યાર સુધી પણ ખ્રિસ્તિ ઈંગ્લંડનો કાયદો એવો હતો કે અનેક વ્યભિચારો કરનાર પતિ જો પત્ની પ્રત્યે ક્રૂરતા ન બતાવતો હોય તો સ્ત્રી તેની સામે લગ્ન રદ્દ કરાવવા ફરીયાદ કરી શકે નહિ. પુરૂષોની વિષયવાસનાથી કુટુંબ જીવનની પવિત્રતા નાશ પામી છે. પણ લગ્નની પ્રતિજ્ઞાઓને સ્ત્રીએ તો વળગી રહેવું જ જોઇએ. સ્ત્રી સ્વાતંત્ર્યની હીલચાલનાં માઠાં પરિણામો બીજાં ઘણાં હશે છતાં તેણે નૈતિકવ્યક્તિ તરીકેના હકમાં સ્ત્રીઓની આંખ ઉઘાડીને નીતિશાસ્ત્રનો વિકાસ તો કર્યો છેજ. સત્ય પ્રત્યેની ધારાશાસ્ત્રીઓની મૂઢતા બ્લેકસ્ટોન

---

૧ ગુડસેલમાં મૂકેલું અવતરણ. પૃ. ૧૭૫.

૨ વેસ્ટરમાર્ક કૃત The Origion and Development of Moral Ideas, ભાગ ૨, પાનું ૪૧૧.

નામના લેખકના શબ્દોમાં જણાય છે, "કાયદામાં સ્ત્રીને જે અન્યાય થાય છે તે પણ ઘણુંખરૂં તો સ્ત્રીના રક્ષણ અને લાભને અર્થેજ થાય છે. ઈંગ્લંડમાં સ્ત્રી કાયદાની આટલી બધી લાડકી છે." કૅથલિક પંથ શ્રેષ્ઠ મનુષ્યો પાસેથી બ્રહ્મચર્યની આશા રાખે છે અને લગ્નને તો સામાન્ય મનુષ્યજાતિની વાસનાતૃપ્તિ માટે મ્હેરબાની દાખલ આપેલી વસ્તુ ગણે છે. આ ભાવનાનું એક જુની કહેવતમાં સંપૂર્ણ દિગ્દર્શન થાય છે. "દેહ માટે સ્ત્રી સ્વર્ગ સમાન છે. આત્મા માટે શિક્ષા ભોગવવાના સ્થળ સમાન છે અને તીજોરી માટે નરક સમાન છે." એટલું કહેવું જોઇએ કે એ પંથના ધર્મગુરૂઓ ઘણીવાર સ્ત્રીઓને માબાપના જુલમમાંથી છોડાવવા વચ્ચે પડતા. કોઈ કન્યાને અણગમતા વર સાથે બળાત્કારે પરણાવવામાં આવતી હોય તોપણ તેઓ સામા થતા. પણ આ પ્રકારનું રક્ષણ કરીને હંમેશાં તેને સાધ્વી થઈ પોતાના સ્ત્રીત્વને જીવતું દાટી દેવાનીજ સલાહ આપતા.

સ્ત્રી પ્રત્યે બહુમાન દર્શાવવાના સમયમાં સ્થિતિ કાંઈક સુધરી. કાયદા અને ધર્મથી જે સન્માન સ્ત્રીને નહોતું મળતું તે સ્ત્રીના સૌંદર્યથી મળ્યું. પરિણામે સ્ત્રીઓની પૂજાનો આડંબર વધ્યો. સ્ત્રીઓ માટે દ્વંદ્વ યુદ્ધો થયાં. પ્રેમનો અગ્નિ સદૈવ પ્રજ્વલિત રાખનાર કવિઓની પ્રજા ઉત્પન્ન થઇ. એ સમયના ઉમરાવો (knights)માં ભક્તિભાવ ઘણો હતો. અને હાડમારીના અને ક્રૂરતાના એ દિવસોમાં એ ભક્તિભાવને અવકાશ પણ હતો. ધર્મની આજ્ઞાઓ અને અંતઃકરણની સંજ્ઞાઓ કરતાં દેહની જરૂરીયાતો વધારે મહત્વની ગણાતી. પણ પવિત્રતાના ચકચકાટ તથા ડોળ છતાંએ તે જમાનો અપવિત્રતાથી ભરેલો હતો એમ કહેવુંજ જોઇએ. શીલનાં વ્રત જેટલી સહેલાઈથી લેવાતાં તેટલીજ સહેલાઇથી તોડાતાં. તે છતાં હિંદ અને યુરોપની સ્ત્રીઓ વચ્ચે કાંઇ મોટો ફરક હોય તો તે યુરોપની સ્ત્રીઓની પુરૂષ સાથેની સામાજિક સમાનતા એજ છે, અને આ સમાનતા તે એ સ્ત્રીબહુમાન (chivalry)ના જમાનાનેજ આભારી છે એમાં

કાંઇ શક નથી. ઉચ્ચ કુલની સ્ત્રીઓનાં આકર્ષક નેત્રો તથા બિંબ સરખા ઓઠ યુવાન અમીરોમાં વીરત્વ પ્રકટાવતા. સંગીત અને કાવ્યોમાં પણ આવાં સ્ત્રીપુરૂષોના પ્રેમની કથા અમર થઇ છે. જુના વિચારની હિંદુ સ્ત્રી પોતાના પતિની આગળ કે તેની જોડે પણ ચાલવાની હિંમત કરે નહિ. પતિના જમ્યા પહેલાં એનાથી જમાય નહિ અને પછીથી પણ પતિની એઠી થાળીમાંજ ખાવાનું. પતિનું જીવનપર્યંતનું દાસત્વ જે પતિની અણઘટતી પૂજાની હદ સુધી જાય છે તે હિંદુ સ્ત્રીના જીવનનો મર્મ છે. ઉંચી દીવાલોમાં પૂરાયલી, બ્હારના મનુષ્યોથી દૂર રખાતી, જીવનના વાસ્તવિકપણાથી તદ્દન વિમુખ રહેતી મુસલમાન સ્ત્રીની દશા પણ એવીજ છે. યુરોપના સુશીલ ભાગ્યવિધાતાએ ત્યાંના વસ્તુસ્થિતિ જુદી ઘડી છે. જ્યાં ગમે ત્યાં જવાની સ્ત્રીઓને છૂટ છે; ગમે તેની સાથે નૃત્ય, સંગીત કે પત્રવ્યવહાર કરવાની તેને સ્વતંત્રતા છે; ઘરમાં એ અધિષ્ઠાત્રી દેવી છે; એને ખાસ સન્માન અપાય છે; એની ઇચ્છાઓ, એની જરૂરીયાતો પ્રથમ લક્ષમાં લેવાય છે; એનો એક દૃષ્ટિપાત મેળવવા કે એની શુભેચ્છાને પાત્ર થવા પુરૂષો એક બીજા સાથે હરીફાઈ કરે છે. સ્ત્રીના હાથમાંથી રૂમાલ પડી ગયો કે પાંચ સાત પુરૂષો એ ઉચકવા દોડી જાય. ગાડીમાં ચઢવું હોય કે તેમાંથી ઉતરવું હોય તો પુરૂષના હાથનો ટેકો તૈયાર. પછી ભલે સ્ત્રી શરીરે પ્રચંડ હોય અને હાથ ધરનાર પુરૂષ ખપાટ જેવો સુકકો હોય! જમણના ઓરડામાં જતાં તેનો હાથ પકડીને ભપકાબંધ પોશાકમાંજ સજ્જ થએલા પુરૂષે તેને લઇ જવીજ જોઈએ. ઓરડામાં સ્ત્રી દાખલ થઇ કે બધા પુરૂષો ઉભા થઇ જઇ તેની આગળ એકને બદલે અનેક ખુરસીઓ ધરે. ખીચોખીચ ભરેલી ટ્રામ કે ઑમનીબસમાં સ્ત્રી દાખલ થાય કે કોઈ પણ પુરૂષ ઉઠીને પોતાની બેઠક તેને આપે 'ને સ્ત્રી હસીને તે જગાએ બેસે. કોઇ સૌંદર્યવતી સ્ત્રી મેળાવડામાં આવે કે હઝારો આંખો તેની પાછળ ભમવાની અને પુરૂષો તેને માટે પ્રાણ અર્પણ કરવાનો ડોળ

કરવાના. આવી આવી સુજનતા બતાવવાની અસંખ્ય રીતો ત્યાં પ્રચલિત છે. અને સ્ત્રીની કાયદામાં જે હમણાં સુધી હલકી પદવી હતી તેને ઓપ તો આપે છે જ.* આ સુજનતા સ્ત્રીના સૌંદર્યને લીધે કે તેની નિર્બળતાને લીધે બતાવાય છે તેનું વિવેચન કરવાની જરૂર નથી. પણ સ્ત્રીબહુમાનના જમાનાથી એ શરૂ થઇ એ તો નિઃશંક છે. એ જમાનામાં પુરૂષો ગોખી મૂકેલાં વાક્યોથી પ્રેમ દર્શાવતા અને પુરૂષના વિચાર અને શિક્ષણમાં સભ્યતા પ્રથમ સ્થાન લેતી. સ્ત્રી-સ્વાતંત્ર્યના દિવસોમાં આ ચાલતો આવેલો રીવાજ ટકી શકશે કે નહિ તે તો હજી ભવિષ્યમાં જોવાનું છે.

સ્ત્રીની સામાજિક પદવીની ઉન્નતિને ધીરે ધીરે ધાર્મિક સુધારણાનો મજબૂત ટેકો મળ્યો. માર્ટિન લ્યુથરે લગ્નની ધાર્મિક ભાવના સ્થાપિત કરી. તેને એક મહત્વની વસ્તુ તરીકે સ્વીકાર્યું અને કેથલિક પંથ તરફથી તે એક 'ચલાવી લેવામાં આવતું પાપ' ગણાતું, એ ભાવના તેણે નષ્ટ કરી. સર્વત્ર લગ્નની ભાવના જેમ જેમ ઉચ્ચતર થતી ગઇ તેમ તેમ સ્ત્રીની પદવી ઉન્નત થતી ગઇ. ખામીઓથી ભરેલો છતાં ખ્રિસ્તિ ધર્મ માટે એટલું તો કહેવું જ જોઇએ કે એક પત્નીવ્રતની ભાવના સ્થાપિત કરીને તથા તેને જ સ્ત્રીપુરૂષના સંબંધનો આદર્શ માનીને એણે સ્ત્રી જાતિની મોટી સેવા બજાવી છે. પણ આપણે આગળ જતાં જોઇશું તેમ લગ્નનો ખરો મર્મ યુગના યુગ સુધી અંધારામાં જ રહ્યો હતો. પ્રેમવિમુખતાને લીધે લગ્નનું સ્વરૂપ જડ પાષાણવત્ થઇ ગયું. સ્ત્રીપુરૂષોના આત્માનો વિકાસ થતો ગયો ગયો

---

*પશ્ચિમની નવા વિચારની સ્ત્રીઓ આ 'સુજનતા' પ્રત્યે તિરસ્કારથી જુએ છે, એ વાત પ્રો. વાડીયાએ લક્ષમાં લીધી દેખાતી નથી. એ 'સુજનતા' નહિ પણ પુરૂષે સ્ત્રીને 'અબળા' બનાવી છે તેનો પ્રત્યક્ષ પુરાવો છે એમ એ સ્ત્રીઓ માને છે અને તે સત્યજ છે. આપણે ત્યાં સ્ત્રી દાસી ગણાય છે તો યુરોપમાં શોભાની પુતળી ગણાય છે, જે એટલુંજ નિંદ્ય છે. (અનુવાદક.)

તેના પ્રમાણમાં લગ્નની ભાવનાનો વિકાસ થયો નહિ અને તેથી લગ્નની નિષ્ફળતા સિદ્ધ થઈ. આજ લગ્નની સંસ્થાનો બહુ જ વિરોધ કરવામાં આવે છે તે આને લીધેજ. દરેક જાતના બંડમાં ને પ્રત્યાઘાતોમાં લોકો બીજી હદ સુધી જાય છે તેમ આ વિરોધમાં પણ છે જ. પતિ ગમે તો દુરાચારી, કમઅક્કલ કે વ્યસની હોય તો પણ એતો આજ્ઞા જ કરે અને પત્ની એના કરતાં ગમે તેટલી ચઢીયાતી હોય તો પણ એ આજ્ઞા પાળે જ એ નષ્ટ થએલા પણ હજી પૂજ્ય ગણાતા ખ્યાલને લીધે પ્રેમ પત્નીઓ પાસેથી જઇ રખાતોને ચરણે ઢળ્યો છે. આ હાનિકારક વિચારનો એકજ જબરા ઘાથી નાશ કરવો જોઇએ. સ્હેલથી દૂર કરી શકાય તેવાં અનેક દુ:ખો પુરૂષની આ અધમ સ્વાર્થવૃત્તિને લીધે આવી પડયાં છે. ગૃહો જે હાસ્ય અને સૌખ્યનાં સામ્રાજ્યરૂપ થયાં હોત તે સ્મશાન સરખાં થઇ રહ્યાં છે: લગ્ન વિષેના પ્રકરણોમાં આ બાબત ઉપર વધુ વિવેચન કરીશું. અત્યારે એટલું જ કહીશું પ્રેમ વિનાનું લગ્ન એ જનસમાજનો મોટામાં મોટો સડો છે. મનુષ્યત્વનો ભાવિ વિકાસ સ્નેહલગ્નમાં જ સમાયો છે. ભૂતકાળમાં ઘણીવાર પ્રેમનું સ્થાન પાપના નિવાસમાં અંધકારમાં જ રહેતું. ભવિષ્યમાં એનું સ્થાન શાંતિભર્યા ગૃહમાં જ હોવું જોઈએ એવી પ્રથા પડશે.



# પ્રકરણ ૩ જું.

## સ્ત્રીઓનું બંડ.

"At a Scandinavian meeting on the woman's question a cantata was sung which proclaimed that the human race under the supremacy of man had triumphed in darkness and crime. But the race was now to be newly born from the soul of woman, sunrise would scatter the darkness of night and the advent of the Messiah was certain."—Ellen Key's Love and Marriage.

સ્ત્રીઓનું બંડ એક દિવસમાં ઉભું થયું નથી. સવાસો વર્ષની ચાલુ પ્રવૃત્તિ પછી એનું અત્યારનું મહાન્ સ્વરૂપ ઉભું થયું છે. જુદે જુદે સમયે એના આદર્શો જુદા જુદા હતા. મેરી વુલ્સ્ટનક્રાફ્ટના દિવસો પછી ઘણાં વર્ષ સુધી સ્ત્રીસ્વાતંત્ર્યના હીમાયતીઓ માત્ર સ્ત્રીઓના સંકુચિત વિચારના અને જીવનના વિકાસ માટે વિશાળ જ્ઞાનનીજ માગણી કરતા હતા. જ્ઞાનપ્રાપ્તિ સાથે તેના ઉપયોગની આકાંક્ષા ઉત્પન્ન થઈ અને જુદા જુદા ધંધામાં પ્રવેશ કરવા માટે સ્ત્રીઓની લડત શરૂ થઇ. પુરૂષોનો વિરોધ ઘણીવાર સ્વસ્થતા અને શાંતિ વિનાનો દેખાતો અને ન્યાયપુરઃસર પણ થતો નહિ એટલે સ્ત્રીઓને પુરૂષે રચેલા કાયદા અને પુરૂષે ઉત્પન્ન કરેલી સંસ્થાઓનો અન્યાય સાલવા લાગ્યા. તેમને લાગ્યું કે જ્યાં સુધી દેશની ધારાસભાઓમાં તેમનો પોકાર પહોંચે નહિ ત્યાં સુધી પોતાનું હિત સાધી શકાશે નહિ. પરિણામે મતાધિકારની ચળવળ શરૂ થઇ. જોન સ્ટુઅર્ટ મિલનું પ્રખ્યાત પુસ્તક The Subjection of Women એ સ્ત્રી પુરૂષની સમાનતા સિદ્ધ કરનાર વિદ્વત્તાભર્યો ગ્રંથ છે. સ્ત્રી સ્વા-

તંત્ર્યના હીમાયતીઓ પણ એને આ વિષય ઉપરના સર્વોત્તમ ગ્રંથો-માંનો એક ગણે છે. આજના જમાનામાં આપણને જે અતિશય ઉદ્દામ મતો સાંભળવાની ટેવ છે તેના પ્રમાણમાં મિલના વિચારો ઘણા વિનીત છે, એ એક જાણવા જેવી હકીકત છે. મિલે સ્ત્રીઓ માટે વિશાળ જ્ઞાન, કોઇ પણ ઉદ્યોગ કે ધંધામાં દાખલ થવાનો હક અને દેશના રાજ્યતંત્રમાં પ્રત્યક્ષ ભાગ લેવાનો હક એ સર્વની હીમાયત કરી છે. છતાં સમાજમાં સ્ત્રીના ખરા કર્તવ્ય વિષે અને સામાન્ય રીતે માતૃત્વના મહત્વ વિષે એ અજ્ઞાન ન હતો. ઉદ્દામ વિચારો છતાં એ ડહાપણથી કહે છે કે "જેમ પુરૂષ પોતાનો ધંધો શરૂ કરે છે ત્યારે કરે છે તેમ સ્ત્રી પણ લગ્ન કરે ત્યારે સામાન્ય રીતે એમજ સમજવાનું કે એ પોતાની ખુશીથી ગૃહવ્યવસ્થા કરવાનું અને બાળકોને ઉછેરવાનું કામ પોતાની પહેલી ફરજ તરીકે સ્વીકારે છે–આ કામમાં જરૂર પડે તેટલાં બધાં વર્ષ આપવા એ તૈયાર છે અને માત્ર બીજા વિષયો અને બીજાં કામજ નહિ પણ એ ફરજની સાથે ન ફાવી શકે એવું સઘળુંજ ત્યાગ કરવા તત્પર છે."

પણ આજનું સ્ત્રીસ્વાતંત્ર્ય મિલના સ્ત્રીસ્વાતંત્ર્ય કરતાં બહુ આગળ વધી ગયું છે. વિશાળ દૃષ્ટિથી જોતા સ્ત્રીસ્વાતંત્ર્યવાદ એ સ્ત્રીનું હિત વધારવા માટે છે. આ પ્રવૃત્તિ ન્યાય પુરઃસર નથી એમ તો કોઇ કહી શકે તેમ નથી. એનો મુખ્ય હેતુ મીસીસ ફીલીપ સ્નોડન કહે છે તેમ એકજ છે, "સ્ત્રીના મનુષ્યત્વનો સંપૂર્ણ રીતે સ્વીકાર."* પણ એ 'મનુષ્યત્વ'નો અર્થ જુદા જુદા સ્વાતંત્ર્યવાદીઓ જુદો જુદો કરે છે. મીસીસ પૅન્કહર્સ્ટ અને એમની શુરવીર સફ્રેજેટ અનુયાયિનીઓ માને છે તેમ મનુષ્યત્વ માત્ર રાજકીય હકોમાં જ આવેલું છે. સ્વીડનની પ્રખ્યાત સુધારક એલન કી જેવાં કેટલાંક માને છે કે માતા તરીકે સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવી એજ મનુષ્યત્વ નું ખરૂં લક્ષણ છે. બીજાં કેટલાંકને મનથી મનુષ્યત્વ એટલે

---

* The Feminist Movement.

નિર્લજ્જ સ્વાર્થી વ્યક્તિત્વ છે. આવા પ્રકારના મનુષ્યત્વની ભાવના-માંથી નિર્લિંગ જેવી માતૃત્વહીન સ્ત્રી ઉત્પન્ન થાય છે. એનું આખું જીવન માત્ર પોતાનું હિત અને પોતાની શક્તિઓ વધારવામાંજ વ્યતીત થાય છે. આ તો સ્વતંત્રતાવાદીઓના મુખ્ય મુખ્ય વિભાગ થયા. એની અંદર પાછા જેટલા નેતા છે એટલા જુદા જુદા વિચાર છે. આ વિચારો એટલા હિંમતભર્યા અને હવાઈ છે કે એમાંના કેટલાકનું ટૂંક વિવેચન કરવું રસિક લાગશે.

સમાનતાવાદ (Socialism) ના મત પ્રમાણે સ્ત્રી અને પુરૂષ સંપૂર્ણ રીતે સરખાં છે. બેબેલ અને મિ. એચ. જી. વેલ્સ જેવા સમાનતાવાદીઓએ પણ આ સત્ય ખુલ્લી રીતે સ્વીકાર્યું છે. લગ્નની પ્રથા ચાલુ રાખવી કે તે સમુળગી બંધ કરવી તે પણ સ્ત્રી અને પુરૂષના પોતાના અધિકારનેજ સોંપી દેવાની વાત આવે ત્યાં ચોતરફ નિયમરહિત સ્વચ્છંદ સિવાય કાંઇ નજરે પડતું નથી. આ સ્વચ્છંદનાં પરિણામ એવાં ભયંકર છે કે મી. વેલ્સ પણ એનો સ્પષ્ટ તિરસ્કાર કરે છે.* મિ. બર્ટ્રાન્ડ રસેલ પેઠે એ પણ એટલુંજ માગે છે કે રાજ્ય તરફથી જેને બદલો મળે એવી એક સામાજિક ફરજ તરીકે માતૃત્વને જનસમાજે સ્વીકારવું જોઇએ. લગ્ન એ એક કાયદેસરની સંસ્થા તરીકે નકામું નીવડે એવા સમયની મિ. એડવર્ડ કાર્પેન્ટર અને એલન કી વાટ જુએ છે. મિ: કાર્પેન્ટર સ્વતંત્ર વ્યક્તિત્વ વધારે મહત્વનું ગણે છે અને એલન કી માતૃત્વ અને બાળકોના હક વધારે મહત્વનાં ગણે છે. લગ્નની સંસ્થાનું અવલોકન કરતી વખતે આ બન્નેના વિચારો વિષે વિશેષ વિવેચન કરીશું. હાલ તરત તો આપણે આ પ્રકારના સ્ત્રીસ્વાતંત્ર્ય સાથે સંમત થઇશું; કારણ કે ગમે તેમ

---

* "અત્યારે ઇંગ્લંડ કે અમેરિકાના સમાનતા વાદીઓમાં લગ્ન વિનાનો સંબંધ (free love) ની હીમાયત કરનારાની સંખ્યા મોટી હોય એમ મને લાગતું નથી." Socialiam and the Family. પૃ. ૪૮.

તો એ કુદરતને અનુસરતું છે અને સંસારની સ્થિતિ સાથે કુદરતના હકને એકત્ર કરવાનો યત્ન કરે છે.

સ્ત્રીસ્વાતંત્ર્યનું બીજું પણ એક સ્વરૂપ છે જે માતૃત્વના મતને મળતુંજ છે. મિ. ડબલ્યુ. એલ. જ્યૉર્જ તે સ્વરૂપના મોટા પ્રતિનિધિ છે. આર્થિક વિષયોના પુરૂષોએ લઇ લીધેલા ઇજારાનો એ સદંતર નાશ કરવા ઇચ્છા રાખે છે, અને સ્પષ્ટ કહે છે કે 'સ્ત્રીસ્વાતંત્ર્યના હીમાયતીઓની આંખ સંસારની સર્વથી અગત્યની બે સંસ્થાઓ લગ્ન અને માતૃત્વ-ઉપર છે.'' વેલ્સ, એલન કી અને કાર્પેન્ટરના પ્રેમ કરવાની સ્વતંત્રતા (freedom of love)ના સિદ્ધાંતને બદલે એ સ્વચ્છંદી પ્રેમ (free love) રજુ કરે છે. અને એમ આશા રાખે છે કે એનાં માઠાં પરિણામ કોઇ ખરી ઉપયોગિતાને લીધે અટકશે અને તેથી મનુષ્યોને યુગલ તરીકે રહેવા તરફ વલણ થશે. આનો અર્થ એ કે પત્નીપદનો સમુળગો વિનાશ; અને પોતાને ટકાવી રાખવા માટે સ્ત્રી પુરૂષના આકસ્મિક પ્રેમ ઉપર પ્રજાએ આધાર રાખવાનો.

આ બન્ને સ્વરૂપો સ્ત્રી પુરૂષના કામવિકારને થોડે કે ઘણે અંશે છુટી દોરી આપી દે છે. ત્રીજું પણ એક સ્વરૂપ છે, જેની પ્રતિનિધિ મિસિસ શાર્લોટ પર્કીન્સ ગિલમેન છે. સ્ત્રીપુરૂષના સંબંધને ગૌણ પદ આપી સ્ત્રીઓનાં સંપૂર્ણ આર્થિક સ્વાતંત્ર્યનેજ પ્રધાનપદ આપવાની તેની મુખ્ય અભિલાષા છે. આર્થિક સ્વાતંત્ર્ય એટલે અનેક યુગથી આપણે જેને 'ગૃહ' કહીએ છીએ તેનો નાશ. આ મત પ્રમાણે સ્ત્રીએ પણ પુરૂષ પેઠે કમાવા જવું. આ મત ધરાવનારા એમ કહે છે કે "કમાનાર સ્ત્રીની ઉત્પાદક શક્તિ ન કમાનાર કરતાં વધારે સારી હોય છે." ૧ અને એમ પણ કહે છે કે "આર્થિક બાબતમાં પુરૂષ ઉપર આધાર રાખવાથી તેનો લિંગભેદ

૧ Women and Economics, પૃ. ૧૯૧.

જોઇએ તે કરતાં એ વધારે વધી ગયો છે. અને આથી તેની મહત્વની ફરજો ઉપર માઠી અસર થાય છે. સંપૂર્ણ માતૃત્વ માટે સ્ત્રીનું સ્ત્રીત્વ વધારા પડતું છે."[1] મિસિસ ગિલમેનનો આદર્શ આવો છે–એક વિશાળ મકાનમાં સરખા ભાગ પાડી દીધા હોય; તેમાં વસતાં બધાં કુટુંબો ભેગાં જમે; એક કુશળ રસોઇયાની દેખરેખ નીચે ભેગું જ રસોડું ચાલે; એકજ મોટા ઓરડામાં બધાં સાથેજ જમવા બેસે; ઘરના ઓરડા નિષ્ણાત દાસીઓ સાફ રાખે અને બાળકો પણ કેળવાયલી નર્સો સંભાળે.

સ્ત્રીસ્વાતંત્ર્યની પ્રવૃત્તિમાં જે મુખ્ય મુખ્ય મતો પ્રવર્તે છે તે સર્વની સરખામણી કરવા માટે અહિંયાં રજુ કર્યાં છે. સ્ત્રીસ્વતંત્રતાવાદીઓમાં પણ એટલા ભિન્ન ભિન્ન મત પ્રવર્તે છે કે કયો મત સ્ત્રીસ્વાતંત્ર્યનો કહેવો અને કયો નહિ તે કહેવું અઘરૂં છે. વળી એ વિષયમાં દરેક જણનો પોતાનો મત હોય તે જુદો. અમુક એક દૃષ્ટિબિંદુ લઇનેજ આ પ્રવૃત્તિઓનું અવલોકન કરી શકાશે. ૧૮મી સદીની ઔદ્યોગિક ઉથલપાથલ ( Industrial Revolution ) ને લીધે સુભાગ્યે કે દુર્ભાગ્યે મનુષ્યે કુદરત ઉપર અસાધારણ વિજય મેળવ્યો. આવો વિજય એકનના પણ સ્વપ્નમાં ન હતો. આ વિજયને લીધે મનુષ્ય એમ ધારે કે પોતાની શક્તિથી વિશ્વની ગમે તે વસ્તુને

---

૧ એજ પુસ્તકમાં પૃ. ૧૮૨. દરેક વ્યક્તિના સામાન્ય અનુભવથી જણાશે કે આ મત કેટલો ખોટો છે. આના પ્રમાણ તરીકે ગેલિઆનીનો અભિપ્રાય અત્રે ટાંકી શકાય–" એક ચાલુ વ્યાધિની વચ્ચે વચ્ચે સ્ત્રીઓને આરોગ્યની ટુંક મુદ્દતજ મળે છે." હેવલોક એલિસ પણ કહે છે કે 'આપણે જોઈ શકીએ છીએ કે રજોદર્શન એ અકસ્માત બનતો ટુંક મુદ્દતનો બનાવ નથી. સ્ત્રીની શારીરિક અને માનસિક રચનામાં એ વ્યાપી ગએલું છે. ચંદ્રની કળા હંમેશાં બદલાયા કરે છે તેમ સ્ત્રીને પોતાના જીવનના ઉત્પાદક સમયમાં હંમેશાં રજ પ્રાપ્ત થાય છે." ( Man and Woman પૃ. ૩૪૭. )

પોતે મરજી માફક બદલી શકે છે તો તેમાં નવાઈ નથી. વળી એમ પણ ધારી શકે કે વિકાસક્રમ (evolution)ના કાયદા પ્રમાણે જે કાંઇ ફેરફાર મનુષ્ય કરી શકે તે શ્રેયસ્કરજ ગણાય.

સત્યદૃષ્ટિએ જોતાં આ બન્ને મત ખોટા છે. મનુષ્યની બુદ્ધિ શક્તિ અને સંશોધન શક્તિ અમુક હદ સુધીજ ચાલી શકે છે તે પ્રત્યક્ષ છે. કોલસા તથા પાણીમાંથી મનુષ્યો વરાળ અને વિજળી ઉત્પન્ન કરે, નદીની તળેથી રસ્તા કાઢે, પર્વતો કોરીને રસ્તો બનાવે, હવામાં ઉડે કે પચાસ માઇલ દૂરથી માણસો અને શહેરોનો નાશ કરે. પણ આ તો સર્જેલી વસ્તુઓનો નવો ઉપયોગ શોધ્યો એટલુંજ કહી શકાય. પણ વસ્તુઓનું નૈસર્ગિક સ્વરૂપ બદલવાની શક્તિ કાંઇ એથી આવતી નથી. બહુ ઉમદા પ્રકારના કુતરા કે શરતના ઘોડાની ઓલાદ મનુષ્ય પેદા કરાવી શકે, પણ ઘેટામાંથી કુતરો કે ગધેડામાંથી ઘોડો ઉત્પન્ન કરી શકતો નથી. માનવજાતિને લગતી બાબતોમાં પણ ગમે તેટલી મરજી હોય પણ મનુષ્યોની પ્રકૃતિ કોઇ બદલી શકતું નથી. ન્યુમેક્સિકો અને ઍબિસિનીયામાં એવો વિચિત્ર રિવાજ છે કે બાળકના જન્મ પછી તરત તેનો પિતા પણ પથારીમાં સૂઈ સુવાવડ ના નિયમ પાળે છે,* પણ તેથી પુરૂષ સ્ત્રીરૂપ બની શકતો નથી. તેજ પ્રમાણે માણસના ગમે તેટલા પ્રયત્ન છતાં સ્ત્રી પુરૂષ રૂપ બની શકતી નથી. કુદરતેજ સ્ત્રીને પુરૂષથી જુદી બનાવી છે.

સમાજ સ્ત્રી અને પુરૂષ પ્રત્યેના વર્તનમાં ભેદ રાખે છે ખરો —કોઇવાર સ્ત્રીને વધારે માન આપે છે, અને ઘણું ખરૂં તો પુરૂષનેજ વધારે માન આપે છે—પણ દરેક યુગમાં બન્ને જાતિનાં કર્ત્તવ્ય તદ્દન જુદાંજ રહ્યાં છે. સ્ત્રી પુરૂષ વચ્ચે જાણે કાંઇજ મહત્વનો ફરક ન

* બરોબર આવોજ રીવાજ અહિં પણ 'પોમલા' નામની જાતમાં છે. આ જાતની સ્ત્રીઓ તાડછાના ઘૂઘરા–ભૂંગળાં 'વગેરે–' બચ્ચાં બાલકા ખિલોના' એવી બૂમ પાડીને વેચતી ફરે છે, ધણી સુવાવડના ખાટલામાં માથું બાંધીને છોકરૂં લઇને સુઈ રહે છે અને સુવાવડનું ખાવાનું એ ખાય છે।

હોય એ પ્રમાણે ૧૯ મી સદીમાં જ યુરોપે તેમને સરખાં ગણવાનો મહાન્ પ્રયોગ આરંભ્યો. આ પ્રયોગ સફળ થયો છે કે નહિ તે બહુ શક પડતું છે. 'સમાનતા' એ શબ્દે પુરૂષોના હૃદય પર જાદુ કર્યો છે. અને એની ભૂરકી સ્ત્રીઓ ઉપર પણ પડી છે એ સ્વાભાવિક છે. પણ એ શબ્દ એટલો અસ્પષ્ટ છે કે એને સંભાળથી વાપરવાની જરૂર છે. એમ તો એક રીતે જોતાં હાથીને ઘોડા વચ્ચે પણ સમાનતા છે; કારણ કે બન્ને કુદરતનાં બાળક હોઇ જીવવાનો હક ધરાવે છે. સૃષ્ટિમાં બન્નેનો ઉપયોગ છે; બન્નેએ મનુષ્યની શક્તિ અને સગવડ વધારવામાં ભાગ લીધો છે એટલે મનુષ્યના દૃષ્ટિબિંદુથી પણ સરખા છે પણ હાથી તરફ જેવી વર્તણુક ચલાવાય તેવી ઘોડો માગે કે શરતના ઘોડા સાથે પોતે ન રહી શકે તેથી હાથી કંટાળે ત્યારે એ બેની 'સમાનતા' નિરર્થક અને ભયપ્રદ થઇ પડે. સ્ત્રી અને પુરૂષના સંબંધમાં પણ તેમજ છે: જો સમાનતા નો અર્થ એટલોજ હોય કે કાયદાની દૃષ્ટિએ બન્ને સરખાં હોવાં જોઇએ, એક ગુન્હા માટે બેની સજા જુદી ન હોવી જોઇએ, બન્નેની જાત, મીલ્કત અને સ્વમાનનું કાયદાએ સરખું રક્ષણ કરવું જોઇએ, કાયદા પ્રમાણે પુરૂષનું નીતિનું ધોરણ એક અને સ્ત્રીનું બીજું એમ ન હોવું જોઇએ: પણ જો ઉપર વર્ણવ્યા પ્રમાણે વસ્તુસ્થિતિ હોય તો પછી પુરૂષે રચેલા સંસારમાં સ્ત્રી જાતિને ઘણો અન્યાય થાય છે એની કોઈના કહેતુંજ નથી§ અને પ્રતિભાશાળી સ્ત્રીઓએ કાયદાને અન્યાયી અને પુરૂષોને સ્વાર્થી કહી તે બન્નેનો તિરસ્કાર કર્યો છે તેમાં કશુંજ અયોગ્ય નથી. પણ સ્ત્રીસ્વાતંત્ર્યવાદના પ્રવર્તકો એમ કહે કે સ્ત્રી તરફ તે પુરૂષ હોય તેવુંજ વર્તન રાખવું તો તે માગણી એક અર્થ

---

§ આપણા દેશના કાયદામાં તો સ્ત્રીને જગત્‌માં સૌથી વધારે અન્યાય થયો છે. પણ એ પણ સ્વીકારવા આપણા દેશના પુરૂષો ક્યાં તૈયાર છે? થોડા વખત ઉપર કાયદામાં સ્ત્રીને થયેલા અન્યાય વિષે એક લેખ 'યુગધર્મ' માસિકમાં એક સ્ત્રી લેખકે લખ્યો ત્યારે પુરૂષો કેટલા છેડાઈ પડયા હતા? (જુઓ 'યુગધર્મ' વૈશાખ ૧૯૮૦, અસાડ ૧૯૮૦, અને વસંત આશ્વિન ૧૯૮૦. (અનુવાદક).

હીન તુરંગજ કહેવાય. મિસિસ ગિલમેન ભલે એમ ફરિયાદ કરે કે લિંગભેદને જોઇએ તે કરતાં વધારે મહત્વ અપાય છે. પણ ઇતિહાસથી અને વર્તમાન અનુભવથી સિદ્ધ થાય છે કે સ્ત્રી પુરૂષમાં ભેદ હોઈ તેમનાં કાર્યોમાં પણ ભેદ હોવોજ જોઇએ. કુદરતે સ્ત્રીને અશક્ત બાળકના જન્મ પહેલાં અને જન્મ પછી તેને પોષવાની શક્તિ આપી છે. તેને ઉત્પન્ન કરવામાં બાળકની પોતાની સંમતિ લેવામાં આવતી નથી. અને બીજા પાસેથી સારા વર્તનનો હક એને સ્ત્રીના જેટલોજ છે. ધાવના ભાડુતી દૂધમાં માતાના દૂધ જેવી ચેતનશક્તિ હોઇ શકેજ નહિ. ગર્ભકાળ અને સ્તનપાનનો કાળ એટલો લાંબો હોય છે કે તે દર્મીયાન ગૃહની બ્હારનું કામ સ્ત્રી નિયમિત રીતે કરે તો તેની માતા તરીકેની શક્તિ અને લાયકાતને હાનિ પહોંચેજ. સ્ત્રી પાસે મજુરી કરાવવાની ક્રૂરતાથી આખી ૧૯ મી સદીને એકંદરે બહુ નુકસાન થયું છે. મિસિસ ગિલમેન અને તેમના પંથનાં બીજાં સ્ત્રીની શરીર રચનાને મરડી નાખવાનો પ્રયત્ન ભલે કરે, પણ તેથી માનવજાતિને અંધકારમાંથી પ્રકાશમાં લાવવા આશા રાખે તો તે મિથ્યા છે.

સૈકાના સૈકાથી સ્ત્રી જાતિએ હલકાપણાના કલંકને લીધે જે જે સહન કર્યું છે તેની વિરૂદ્ધ જો સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ પોકાર ઉઠાવે તો તે યોગ્યજ છે. પુરૂષોએ પોતાના શારીરિક બળનો નીચ લાભ લઈ સ્ત્રીઓને ગુલામગિરીમાં મૂકી છે એ તેમને લાંછન રૂપ છે. પ્રસુતિનાં કષ્ટો કે ઘણી મહેનતે સ્ત્રીએ ઉત્પન્ન કરેલી ગૃહજીવનની નાની નાની સગવડો, જેનાથી ગૃહ અનેક યુગોથી સુખના ચિહ્નરૂપ મનાય છે—તે બધાંથી ચઢી જાય એવું પુરૂષે કોઇ મોટું કામ કર્યું નથી. પ્રજાના સંરક્ષણાર્થે સાથે રહી કામ કરતાં સ્ત્રી પુરૂષના સંબંધમાં કાંઈ અલૌકિક સૌંદર્ય છે. પ્રજાની અવિચ્છિન્ન વૃદ્ધિ માટેજ મનુષ્ય જાતિની સર્વ પ્રવૃત્તિઓ છે, અને તેના ભવિષ્યનો આધાર પણ એ વૃદ્ધિ ઉપરજ છે. અને કુદરતે એ વૃદ્ધિનું પવિત્ર કાર્ય સ્ત્રીને સોંપ્યું છે. સ્ત્રીએ પોતાનો આ ભાર ભૂતકાળમાં ઘણીવાર માનહાનિ થવા છતાં ખુશીથી

ઉઠાવ્યો છે. ભવિષ્યમાં તેમની ફરજની કિંમત એ ફરજમાં રહેલા ગુણો માટે જ અંકાય એવું માંગવાનો સ્ત્રીઓને હક છે. આથી સ્ત્રીને પુરૂષની વાંદર નકલ કરવાની જરૂર રહેશે નહિ. આવી નકલથી તો સ્ત્રી એક અનુકરણ કરતા પ્રાણી જેવી થાય છે. એનું સ્વરૂપ વર્ણસંકર જેવું બને છે; જેમાં પુરૂષનું બળ પણ હોતું નથી કે સ્ત્રીની મૃદુતા પણ હોતી નથી. 'સમાનતા'નો એકજ અર્થ થઇ શકે અને થવો જોઇએ: કાયદા સમક્ષ સમાનતા–કર્તવ્યોની સમાનતા નહિ. સ્ત્રીને ઘણીવાર પુરૂષ કરતાં ઉતરતી ગણવામાં આવે છે; પણ એ પુરૂષ કરતાં ચઢીયાતી છે, એમ ગણવું એ વધારે ન્યાયપુરઃસર અને વધારે સત્ય છે. પણ એ પુરૂષની સમાન છે એમ કહી શકાય નહિ. પુરૂષ શ્રેષ્ટ છે એમ કહેવું તે વૃક્ષનાં મૂળ એના થડ કરતાં શ્રેષ્ઠ છે એમ કહેવા બરાબર છે. સ્ત્રી અને પુરૂષ બન્ને સરખાં આવશ્યક છે. એમના પૃથક્‌ત્વને લીધેજ આવશ્યક છે. અને તેથી તેમનાં જુદાં કર્ત્તવ્યોનો ઉચ્છેદ કરવાથી પ્રજાનો ભયંકર વિનાશ થશે. મૃતપ્રાય ક્ષીણ સમાજમાં સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓને જમાનાઓના જુલમગાર–પુરૂષના જેટલુંજ દુઃખ પડશે.

મિસિસ ગિલમેનની ફરિયાદમાં એક સત્ય છે ખરૂં. અત્યાર સુધી ઘરમાંજ પૂરાઈ રહેવા છતાં સ્ત્રીઓ આદર્શ માતા નીવડી નથી. પણ આ ખામી તે બ્હારના કામના અભાવને લીધે નહિ પણ યોગ્ય શિક્ષણના અભાવને લીધે જ છે. ભવિષ્યમાં જનસમાજે કુટુંબ જીવનને નવું ચેતન, નવો રંગ આપવાં પડશે. આમ કરવા માટે તેના પાયા પરસ્પર સ્નેહના ધોરણ પર રચવા પડશે–પુરૂષનું ઉપરિ-પણું અને સ્ત્રીનું દાસત્વ એ ધોરણ પણ રચી શકાશે નહિ. બળ નહિ પણ ન્યાય, ભય નહિ પણ પ્રેમ, શંકા નહિ પણ પૂર્ણ વિશ્વાસ, દંભ નહિ પણ સરલતા, ખોટી શરમ નહિ પણ અનુભવનું બળ— આ સર્વ કુટુંબજીવનના સદ્‌ગુણો હોવા જોઇએ. બાળક પ્રજાના પ્રતિનિધિ તરીકે હોવું જોઇએ અને બાળકની સંભાળ લઈ કુટુંબે

પ્રજાની સેવા કરવી જોઇએ. જે સાચા સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ સ્ત્રી તરીકેજ સ્ત્રીની શક્તિઓનો વિકાસ કરવાની ઇચ્છા રાખે છે તેમનો આ આદર્શ છે. મિસિસ સ્નોડન કહે છે તેમ 'સ્ત્રીના મનુષ્યત્વનો સંપૂર્ણ સ્વીકાર' આજ રીતે થઇ શકશે—પણ સ્ત્રીનું-સ્ત્રી તરીકેનું મનુષ્યત્વ, પુરૂષ તરીકેનું મનુષ્યત્વ નહિ. આ સિવાયનું બીજું બધું તે મૃગજળના ચળકાટ જેવું છે—ઉંડા કુવાને છુપાવતા સુંદર છોડવા સમાન છે.

દરેક ફેરફારને પ્રગતિનું ચિહ્ન ગણવું એ બહુ ભયંકર ભ્રમણા છે. માનવ સંસ્કૃતિ સીધી લીટીઓમાં નહિ પણ ઘણે ભાગે વર્તુલાકારે આગળ વધે છે. ઔદ્યોગિક ઉન્નતિની પ્રથમ જાળમાં હજારો સ્ત્રીઓ અને બાળકો સપડાયાં. અનેક યુગથી ચાલતા આવેલા નીરસ અસ્તિત્વમાં આ ઉન્નતિએ અજાયબ ફેરફાર તો કર્યોજ. પણ એ ફેરફારથી સ્ત્રીઓ કે બાળકોને લાભ થયો એમ તો કોણજ કહી શકે ? કારખાનામાં કામ કરતા મજુરોના રક્ષણાર્થે ઘડવામાં આવેલા કાયદા સામે જે સ્વાતંત્ર્યવાદીઓએ-ખાસ કરીને સ્ત્રીઓએ જે વિરૂદ્ધતા દર્શાવી તેઓ લક્ષ્મી દેવીના મોહમાં એટલાં ફસાઇ ગયાં હતાં કે તેમનામાં સ્ત્રીજાતિના અમુલ્ય વારસા રૂપ, હૃદયની કોમળતા, નૈતિક મૃદુતાનો નાશ થયો હતો. દેશને ઉથલાવી નાખનાર ફેરફાર લાવવા એ સ્હેલું છે પણ તેને ટકાવી રાખના એ કઠિન છે. લગ્ન અને કુટુંબની પ્રથા સામેના સ્ત્રી જાતિના વિરોધના બળ અને નિર્બળતા બન્નેમાં આજ તત્વ સમાયલું છે. તેનાં છેવટે શાં પરિણામ થશે તે હમણાંથી કહેવું અશક્ય છે. પણ તેનાં માઠાં પરિણામ તો અત્યારથીજ જણાવા માંડયાં છે. પણ એ પરિણામો જોતાં પહેલાં કેટલાંક મૂળતત્વો જેણે સ્ત્રીસ્વાતંત્ર્યના કુટુંબ સંસ્થાના વિરોધને સત્યનો આભાસ આપ્યો છે તેનું અવલોકન કરવાની જરૂર છે.

## પ્રકરણ ૪ થું.

### સ્ત્રીસ્વાતંત્ર્યનાં મૂળતત્વો.

"Lady, there is a truth of settled laws,
That down the past burns like a great watch-fire,
Let youth hail changeful mornings, but your cause,
Whetting its edge to cut the race in two,
Is felony: you forfeit the bright lyre,
Much honour and much glory you!"

*George Meredith.*

આપણે ગયા પ્રકરણમાં જોયું તેમ લગ્ન અને કુટુંબની સંસ્થા સામે જે સખ્ત વિરોધ સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ—અથવા તેમનો એક વિભાગ ઉઠાવે છે તે તેમને પોતાનેજ હાનિકારક છે. ફ્રાઉ માઇરેડેર સ્ત્રીના વિકાસમાં લિંગભેદને એક મોટું વિઘ્ન ગણે છે. તદ્દન સ્વાભાવિક તથા આવશ્યક ગુણો તરફ શંકા અને અણગમો દેખાડવામાં આવે તેને હંમેશાં અધોગતિનું ચિહ્ન જાણવું. મધ્યકાલીન યુગનાં કૅથલિક સાધુ-સાધ્વીનું કહેવાતું બ્રહ્મચર્ય જેમ સામાજિક નીતિ ઉપર ખરાબ અસર કરતું તેમ હાલના આ કૃત્રિમ દૃષ્ટિબિંદુએ પણ કરવા માંડી છે. કુદરતનો કાયદો ઓળંગવાથી કોઇ પણ પ્રાણિને માનસિક અને શારીરિક હાનિ થયા વિના રહેજ નહિ. પુરૂષની સ્વાર્થવૃત્તિ અને સત્તાપ્રિયતાને લીધે સ્ત્રીઓને પોતાના સ્વાતંત્ર્યની લડતની શરૂઆતથીજ એમ લાગી ગયું છે કે રાજકીય હકો મેળવવામાંજ તેમની મુક્તિ આવી રહી છે.* આ ઘણું શોચનીય છે. રાજકીય હકોને જોઇએ

* માત્ર રાજકીય હકોજ મેળવવાથી તો મુક્તિ નથી મળતી પણ એ ઘણુંજ મહત્વનું પગલું છે તેની ના કેમ કહેવાય? આપણે પરદેશી રાજકર્ત્તાઓને પણ એમજ કહીએ છીએ કે અમને રાજકીય હકો આપો એટલે

તે કરતાં વિશેષ મહત્વ આપવાથી સ્ત્રીઓની ઘણી અમુલ્ય શક્તિનો વ્યય થયો છે. એ શક્તિ જુદા જુદા વિભાગમાં વ્હેંચાઇ ગઈ છે, અને તેથી લડતના આવેશના પૂરમાં, વ્યક્તિનું હિત સાચવવા જતાં પ્રજાનું હિત ડૂબી ગયું છે. શરૂઆતના એટલે મેરી વુલ્સ્ટનક્રાફ્ટથી જોન સ્ટુઅર્ટ મિલ સુધીના સ્વાતંત્ર્યવાદીઓ માટે એટલું કહેવું જોઇએ કે તેઓ પ્રજા સ્ત્રી પર જે જે હકો ધરાવે છે તે પણ ભૂલ્યા ન હતા. ચાલુ જમાનામાં આ વાત તદ્દન ભૂલાઈ ગઇ છે, અથવા તેને ખાસ મહત્વ તો નથીજ આપવામાં આવતું. જનસમાજની સૌથી અગત્યની આવશ્યકતાઓને આ પ્રકારનો સ્વાતંત્ર્યવાદ એટલો બધો વિરોધકર્ત્તા છે કે આપણાથી બને તેટલું તેની સામે લડવું જોઇએ. આ પ્રકાર ક્યારથી શરૂ થયો તે ભૂતકાળના ઇતિહાસમાંથી સહેલથી મળી આવશે. સો વર્ષ ઉપર પણ હરકોઈ માણસને લાગ્યું હોત કે ઘણુંજ અભીષ્ટ ગણાતું 'આર્થિક સ્વાતંત્ર્ય' આખરે ગૃહજીવનને તોડી પાડશે. એમ પણ લાગ્યું હોત કે ગૃહજીવનના આ વિનાશ સાથે લગ્ન બંધનની શિથિલતા અને અનીતિનો વિપરીત વધારો પણ આવશે—જેને બહુ આગળ વધેલાં સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ નવા નીતિશાસ્ત્ર તરીકે વધાવી લે છે. સ્ત્રીઓના બંડમાં ચાર મૂળતત્વો છે અને તે દરેકનું વિસ્તારથી વિવેચન કરવાની જરૂર છે. આ મૂળતત્વો તે સ્વતંત્રતા, સ્વાધીનતા, કામ (labour) અને વ્યક્તિત્વ છે.

૧.

ઇંગ્લંડમાં પ્રજાનું વલણ વ્યક્તિત્વ તરફ વિશેષ છે તેથી સ્વતંત્રતા એટલે બંધનમાંથી મુક્તિ એવી ભાવના સર્વમાન્ય થઈ છે. માત્ર ટી. એચ. ગ્રીન કે બોઝાંકવે જેવા તત્વવેત્તાઓ જેમને જર્મન ભાવનાવાદ (Idealism)ની અસર થએલી હતી તેમનાજ મત એથી ભિન્ન છે. આ જાતની માન્યતા હોવા માટે ઇંગ્લંડમાં કાંઇક ઐતિ-

---

બીજું બધું અમે અમારી મેળે જોઇ લઇશું. સ્ત્રીઓના સંબંધમાં આમજ છે. સ્ત્રીઓની પ્રગતિમાં કાયદો પગલે પગલે આડે આવે છે. (અનુવાદક).

હાસિક કારણ છે. ઇંગ્લંડને છેક વિલફ્રિડ ઓફ યોર્કના સમયથી માંડીને ઇંગ્લીશ રેવોલ્યુશન સુધી કકડે કકડે સ્વતંત્રતા મળી છે. અને સ્વતંત્રતા એટલે દરેકને ફાવે તે કરવાની છૂટ એમ મનાયું છે. ગયા સૈકાની કોર્ન લૉ વિરૂદ્ધની ચળવળ તથા મજુર મંડળોનો ઇતિહાસ જોતાં પણ આમજ માલમ પડશે. મિલના Essay on Libertyમાં દર્શાવેલા સ્વતંત્રતા વિષેના વિદ્વત્તાપૂર્ણ વિચારો હાલના જમાનાના નવા ગ્રંથો જેવા કે પ્રો. હૉબહાઉસનો The Metaphysical Theory of the State અને મિ. બર્ટ્રાન્ડ રસેલનો Roads to Freedomમાં પણ પુનરૂક્ત થએલા દેખાય છે. સ્વતંત્રતાની આ ભાવનાને બુદ્ધિશાળી જનોનો અને ઇતિહાસનો ટેકો હોવા છતાં ઇંગ્લંડનાં સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓજ એના મોહમાં કેમ પડયાં નથી તે જરા નવાઈ જેવું છે. પણ એ ભાવનાનો પાયો અસ્થિર છે. કારણ કે સ્વતંત્રતા એટલે જેને જે ફાવે તે કરવાની છૂટ અર્થાત્ બંધનમુક્તિ એમ માનીએ તો સ્વતંત્રતા એકદમ સ્વચ્છંદમાંજ પરિણામ પામે. કારણ કે કોઇ વ્યક્તિ અન્યની લાગણીઓ કે જરૂરિયાતોનો વિચાર ન કરે. પણ આ પ્રમાણે બીજાંની ગણના કરવી એજ પ્રત્યેકની સ્વેચ્છા ઉપર અંકુશ મૂકનારૂં છે, અને તેથી સંપૂર્ણ સ્વતંત્રતાની ભાવનાં નષ્ટ થાય છે. જો સંપૂર્ણ સ્વતંત્રતાની વ્યાખ્યામાં એટલું ઉમેરવામાં આવે કે અન્ય સર્વના સંપૂર્ણ સ્વાતંત્ર્યના હક વડે તેના ઉપર અંકુશ મૂકવો અને આજ પ્રમાણે મિલ અને અન્ય લેખકોએ કર્યું છે—તો પણ તેથી કાંઇ મુશ્કેલી ટળતી નથી. અને ઇંગ્લંડના વ્યક્તિત્વવાદીઓ (Individualists) ની પરસ્પરવિરોધી દલીલો આમજ શરૂ થાય છે. સામાજિક જીવનની દૃષ્ટિએ જોતાં હર્બર્ટ સ્પેન્સરનો વ્યક્તિત્વવાદ સત્ય નહિ પણ આભાસ રૂપ લાગે છે. લગ્ન સંબંધી અંકુશ માટે રાજ્યે વચમાં પડવું જોઇએ એવી મિલની દલીલ પણ ઇંગ્લંડની સ્વતંત્રતાની સમસ્ત ભાવના ઉપર કારી ઘા સમાન છે. કેટલાક અગત્યના પ્રશ્નોથી આ

ધા વધારે સ્પષ્ટ દેખાશેઃ પોતાના કુટુંબને ભૂખે મરતું રાખી વ્યસનમાં પૈસા ઉડાવવાની માણસને સ્વતંત્રતા છે? આર્થિક જરૂરને લીધે સ્ત્રીને પોતાની મહેનત અને લાયકાતના પ્રમાણમાં બહુજ અયોગ્ય અને હલકો પગાર 'ખુશીથી' કબૂલ કરવાની સ્વતંત્રતા છે? એક બાળક બીડી અને દારૂ પીવા અને પોતાનાથી નાનાં બાળકો ઉપર જુલમ કરવા સ્વતંત્ર છે? દૃઢ વ્યક્તિત્વવાદીને પણ પોતાનો સિદ્ધાંતો સાચવીને ઉપલા પ્રશ્નોનો જવાબ હકારમાં આપવો કઠણ પડે. કદાચ એ એમ પણ કહે કે મનુષ્યને પાપ કરવાની છૂટ છે પણ એ સ્વતંત્રતા આપવી એ ઇચ્છવાજોગ નથી. જો આમ હોય તો એનો અર્થ એ કે વ્યક્તિસ્વાતંત્ર્યની રક્ષા કરવા ઇચ્છતું રાજ્ય પણ જો સ્વતંત્ર્યતાનો ગેરઉપયોગ કરનારને સ્વતંત્રતા અપાતે તો મોટું પાપ કરે છે. સુભાગ્યે અંગ્રેજ લોકોની સમાધાન (Compromise) કરવાની વૃત્તિ સુસંબદ્ધતા (consistency)ની વૃત્તિ કરતાં બળવાન છે. વ્યક્તિસ્વાતંત્ર્યવાદે ફોજદારી કાયદામાં કશી છૂટછાટ મૂકાવી નથી. અને એ કાયદામાં સ્ત્રીઓ અને બાળકોના સ્વાતંત્ર્ય ઉપર અંકુશ મૂકી તેમનું હિત સચવાયું છે તેમ અન્યને નીચોવતા ધનાઢ્યો ઉપર પણ અંકુશ મૂકાયો છે. ઈંગ્લંડનો સૌથી ચુસ્ત વ્યક્તિસ્વાતંત્ર્યવાદી પણ આરોગ્યને લગતા કાયદા, ઝેરી પદાર્થોનું વેચાણ અને ધનની ન્યાય પુરઃસર વ્હેંચણીની પ્રથા એ ત્રણ વિષયોમાં રાજ્યના અંકુશની આવશ્યકતા સ્વીકારે છે એ ખાસ નોંધવા લાયક છે.* એનો અર્થ એ કે તે એમ ગણે છે કે માણસને અસ્વચ્છ રહી પોતાના ગૃહને રોગનું ઘર બનાવવાનો હક નથી; અથવા ઝેરી પદાર્થોથી પોતાના ઉપર કે બીજાના ઉપર પ્રયોગ કરવાનો હક નથી; અથવા તો આર્થિક સ્વાતંત્ર્યને પવિત્ર નામે પોતાની જાતને હલકા પગારે વેચવાનો કે બીજાને નીચોવવાનો હક નથી. પણ ઈંગ્લાંડના તત્વવેત્તાઓ તથા સરકારની આ અસંબદ્ધતા એ સ્વતંત્રતાનું શાસ્ત્રીય સ્વરૂપજ બતાવે

*બર્ટ્રાન્ડ રસેલનું Roads to Freedom, પૃ. ૧૪૪.

છે. સ્વતંત્રતા એ નૈતિક હેતુ માટેજ છે અને નીતિ સિવાય બીજા કોઇ વિષયમાં એનો ઉપયોગ પણ નથી. વ્યસન કરવાથી માણસ પોતાની સ્વતંત્રતા સિદ્ધ કરતો નથી પણ પોતાની સ્વતંત્રતાનો ખરો ઉપયોગ કરવાની અશક્તિ સિદ્ધ કરે છે. સ્વતંત્રતાનો પાશ્ચાત્ય ભાવનાવાદીઓ જે અર્થ કરે છે તેનું સત્ય અહિંજ સિદ્ધ થાય છે—સ્વતંત્રતા એટલે આપણા સ્વભાવ પ્રત્યે સત્યશીલ રહેવાની સ્વતંત્રતા, નૈતિક બળ પ્રાપ્ત કરવાની સ્વતંત્રતા, આપણી આસપાસની વસ્તુસ્થિતિને એ બળ પ્રાપ્ત કરાવવાની સ્વતંત્રતા. આપણું સ્થિર સ્વત્વ અસ્થિર ફાંટા અને કલ્પનાઓથી જુદું છે તે આનાથી જણાય છે. આપણું સ્થિર સ્વત્વ તે આપણું નૈતિક સ્વત્વ છે. અને સ્વતંત્રતાનાં મૂળ આ નૈતિક સ્વત્વમાં ઉંડાં રોપાયલાં છે. પણ આપણું નીતિબળ જનસમાજમાંજ પ્રફુલ્લિત થાય છે અને એ સમાજનું ઉંચામાં ઉંચું તત્વ રાજ્યમાં દૃગ્ગોચર થાય છે. રાજ્ય પોતે એક નૈતિક વ્યક્તિ છે. તેનો હેતુ દરેક મનુષ્યનું નૈતિક બળ વધારવાનો છે, અને તેથી મનુષ્યોને નીતિ પથે ચાલવાની ફરજ પાડવાનો પણ એને હક છે. પણ ખરૂં નૈતિક બળ આધ્યાત્મિક છે અને તે જોર જુલમથી ઉત્પન્ન કરી શકાતું નથી. તેથી રાજ્ય નીતિપથે ચાલવાની ફરજ પાડી શકે નહિ. છતાં પણ નીતિબળનો પ્રત્યક્ષ તથા પરોક્ષ આધ્યાત્મિક વિકાસ કરવાની સરલતા તો એ કરી જ શકે. ફોજદારી, લગ્નનો, મીલ્કતનો અને ફરજીયાત કેળવણીનો એ સર્વ કાયદાઓની આવશ્યકતા છે. પરોક્ષ રીતે તો રાજ્ય પ્રજાને સ્વતંત્ર થવાની ફરજ પાડે છે. અને તે ફરજને પ્રતિબંધ તરીકે ગણવી એ સ્વતંત્રતાનું, નીતિનું અને રાજ્યનું સ્વરૂપ ન સમજવા બરાબર છે. ગોઇટેએ કાયદાનું નૈતિક સ્વરૂપ સમજીનેજ કહ્યું હતું કે "કાયદો જ સ્વતંત્રતા આપવા શક્તિમાન છે". શ્રેષ્ઠ સ્વતંત્રતા મેળવવાનો રસ્તો ઉત્તમ કાયદા ઘડવા એજ છે. આ કાયદાએ આધ્યાત્મિક નીતિબળ વધારવા સાથે સામાજિક સંબંધોનો આદર્શ પ્રજા સમક્ષ મૂકવો જોઇએ. એટલે કોઇ અત્યંત દરિદ્ર ન હોવું જોઇએ

કે કોઈ અત્યંત શ્રીમંત નહોવું જોઇએ, તેમ નિર્બળ ઉપર બળવાનના અત્યાચાર પણ ન થવા જોઇએ. આદર્શરૂપ કાયદા પ્લેટોના 'રીપબ્લીક' પેઠે દરેકે દરેક વિષયમાં મનુષ્યના જીવનનો નકસો દોરી બતાવતા નથી. પરંતુ પ્રત્યેક વ્યક્તિ પોતાના આદર્શ પ્રમાણે જીવન ગાળી શકે એવી પરિસ્થિતિ એ કાયદાઓએ ઉત્પન્ન કરવી જોઇએ, પ્રજા પાસે ઉત્પન્ન કરાવવી પણ જોઇએ. આમ થવાથી દરેક મનુષ્ય કુટુંબ મારફત રાજ્યની સેવા કરે અને પરિણામે સમસ્ત મનુષ્ય જાતિની સેવા કરે. ધારાશાસ્ત્ર અને રાજ્યની ખરી ભાવના આજ છે. દરેક જમાનામાં તે વિકાસ પામતી જાય છે. અને એ વિકાસમાં દરેક જમાનાની પ્રજા પોતાનો ફાળો આપે છે. ધારાશાસ્ત્ર વિકાસ પામે છે; બળવાથી માત્ર પ્રત્યાઘાત થાય છે. પદ્ધતિસરના વિકાસક્રમથીજ રોમ તેજસ્વી હતું અને ઈંગ્લંડ અને જાપાન હાલ તેજસ્વી દીસે છે. સ્થિરતાની એ સાક્ષી પૂરે છે. અને આધ્યાત્મિક નીતિબળનું એ બાહ્ય ચિહ્ન છે.

સ્વતંત્રતાના ખરા સ્વરૂપનો વિચાર કાયદા અને રાજ્યની દૃષ્ટિએજ કરવાનો છે. પણ ઇંગ્લંડમાં સ્વતંત્રતાની ભાવના હંમેશાં રાજ્ય તરફ શંકાની દૃષ્ટિથી જોતી આવી છે. મિલનો ગ્રંથ રાજ્યના વધતા જતા બળ સામે ચેતવણી આપવાના ઉદ્દેશથીજ લખાયો હતો. તથા મિ. રસેલનું પુસ્તક ઉઘાડી રીતે રાજ્યના પંજામાંથી છુટવાનો માર્ગ શોધે છે. વ્યક્તિ અને રાજ્ય વચ્ચેની આ દુશ્મનાવટ તે બન્નેના સંબંધ વિષે ગેરસમજુતિનું પરિણામ છે અત્યાર સુધી રાજ્ય એટલે સ્થાપિત થયલા ધર્મના સંકુચિત લાભ, અથવા સ્વાર્થાન્ધ ધનિકવાદ (capitalism), અથવા જમીનદારી અથવા તો કુલીનતાનું મિથ્યાભિમાન એમ જ બન્યું છે. તેથી સમસ્ત પ્રજાની સહાનુભૂતિ તે કદિ પણ મેળવી શક્યું નથી અને પ્રત્યેક વ્યક્તિના પ્રતિનિધિ રૂપ બની શક્યું નથી. પણ સમય જતાં પોતાના વિકાસક્રમના કાયદાને એ અનુસરશેજ. સામાન્ય જનસમૂહ (masses) ની પ્રગતિ સાથે રાજ્યમાં

પણ એની મેળે સમાનતાની ભાવના સંપૂર્ણપણે આવશેજ. વિકાસ ક્રમ આગળ વધતાં રાજ્ય અને પ્રજા વચ્ચેનો વિરોધ જતો રહેશે.

ભૂતકાળમાં સ્ત્રીના ઉતરતાપણાને રાજ્યના કાયદામાં સ્પષ્ટ અનુમતિ આપવામાં આવી છે. આથી નવા જુસ્સાથી ભરેલી સ્ત્રીઓને નૈસર્ગિક રીતેજ રાજ્ય તરફ અણગમો હોય છે. અને આવેશમાં આવી તેઓ રાજ્યના હેતુઓથી વિરૂદ્ધ આદર્શો ઉભા કરે છે સ્ત્રીસ્વાતંત્ર્યના પ્રથમ નેતા જોન સ્ટુઅર્ટ મિલના વિચારોથી તેઓ અંજાઈ ગયાં છે. અને સ્વતંત્રતા એટલે કાયદાના વિરોધ અને રૂઢિના અંતરાય સિવાય જેમ ગમે તેમ કરવાની છૂટ એ ભાવના એમણે સ્વીકારી લીધી છે. મોટા સામાજિક ઉત્પાતોના સમયમાં વ્યક્તિવાદ ઘણું ખરૂં બહુ મહત્વ પામે છે. પ્રજાસત્તા (democracy)ની ભાવવાનું મોટું સૂત્ર 'સ્વતંત્રા, સમાનતા, બંધુત્વ' (liberty, equality, fraternity) એના પોકાર ઉઠે છે. અને સ્વતંત્રતાને એટલું મહત્વ અપાય છે કે જેથી તે સમાનતા અને ખાસ કરીને બંધુત્વને તદ્દન પ્રતિકૂળ બને છે. સ્ત્રીસ્વાતંત્ર્યની આખી ચળવળ એ આવીજ જાતના ઉત્પાતનું દૃષ્ટાંત છે. સમાનતાની માગણીમાંથી દરેક કાર્ય કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા માટે લડત શરૂ થઇ અને તે હજી ચાલે છે. અને તે મેળવવા માટે એવા આદર્શો ઉભા કરવામાં આવ્યા છે અને એવી યોજનાઓ કરાઇ છે કે જે જનસમાજના મૂળને જ વિરોધિ હોય. સ્ત્રી સ્વાતંત્ર્યની પ્રવૃત્તિમાં વ્યક્તિત્વવાદનું મોટું પરિણામ એ આવ્યું છે કે દરેક જાતની બંધનમાંથી મુક્ત થવાની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઇ છે; આર્થિક સ્વાતંત્ર્ય મેળવવાના અભિલાષથી માતૃપદ અને તેની જોખમદારી તરફ અણગમો થતો જાય છે; સ્વહિત તરફ લક્ષ વધતું જાય છે. જો આ સર્વ પરિણામો સિદ્ધ કરવા ખંતથી પ્રયત્ન થાય તો એમ જ થવાનું કે સ્ત્રી પુરૂષનો શિથિલ સંબંધ વધશેજ. એ સંબંધ કાંતો માતૃત્વનો નિષેધ કરશે અથવા એક તરફ અનૌરસ સંતતિ અને બીજી તરફ કામવિકારરહિત સ્વાર્થવૃત્તિ ઉત્પન્ન કરશે. બન્નેથી વસ્તીમાં

ખોખો ઘટાડો થવાનો અને કોઈ પણ ચેતનવાળી પ્રજા આ પ્રવૃત્તિ તરફ માત્ર મ્હોડાનો તિરસ્કાર બતાવી બેસી રહી શકે નહિ. અર્વાચીન યુરોપમાં આ અનિષ્ટ લક્ષણો ઘણા સમયથી દર્શન દઈ રહ્યાં છે. પરંતુ છેલ્લા યુદ્ધને લીધે એમને ઘણું પ્રોત્સાહન મળ્યું છે. ઇતિહાસનાં બીજાં સર્વ યુદ્ધ માફક આ યુદ્ધે પણ લોકોની નૈતિક ભાવના મૃત કરી દીધી છે; સૈનિકો અને નૌકાસૈનિકો તરફ કહેવાતી પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરી છે તથા યુદ્ધથી જન્મ પામેલા વિકારોને ઘણી અયોગ્ય રીતોથી તૃપ્ત કરવા ઉત્તેજન આપ્યું છે.*

* ઇંગ્લંડમાં સ્ત્રીઓની સમાનતા સામેનો છેલ્લો બંધ જલદી તોડી પાડવા માટે આ યુદ્ધનાં ગુણગાન કરવામાં આવે છે તેથી તેનાં કેટલાંક અત્યંત તિરસ્કારપાત્ર પરિણામો પણ જોવાની જરૂર છે. ઇંગ્લંડના લોકો તથા ત્યાં જતા મુસાફરો ત્યાંની નૈતિક શિથિલતાનો વધારો જોઇ ત્રાસ પામે છે. ૧૭ મી મે ૧૯૧૯ ના ટાઈમ્સ ઑફ ઇન્ડિયામાં નૌકા ખાતાના પાદરી અને લિંકન થીયોલોજીકલ કૉલેજના ચુંટાયલા પ્રિન્સિપાલ રેવ. વૉલ્ટર કેરી, કહે છે કે "ઘણી સ્ત્રીઓ એવી હતી કે જે હલકો ધંધો કરનાર ન હતી છતાં પુરૂષોની અંકુશરહિત વાસનાઓને આધીન થતી. આમ કરવાનું કારણ એજ હતું કે આવા મુશ્કેલીના સમયમાં આવું કરવાની હરકત નહિ અને યુદ્ધમાં જોડાયલા પુરૂષને તો નીતિશાસ્ત્રના અલંઘ્ય નિયમો ઓળંગવાની છૂટ છે એવી મૂર્ખાઇ ભરેલી અક્કલહીણ ખોટી માન્યતા."

મિસ ઇડીથ સેલર્સનો "Boy and Girl War Products: Their Reconstruction" એ નામનો ઓક્ટોબર ૧૯૧૮ ના Nineteenth Century And Afterના અંકમાં આવેલો લેખ આથી પણ વિશેષ મનનોત્તેજક છે. એમાંથી માત્ર એકજ અવતરણ કરવાથી આપણે જે વ્યક્તિ સ્વાતંત્ર્યનું વિવેચન કરીએ છીએ તે વિષે ગ્રંથોના ગ્રંથો જેટલું કહેવાશે. એક મોટી છાવણી નજીકની સ્થિતિનું વર્ણન કરતાં એ કહે છે "એ જગાની સ્ત્રીઓ અને કન્યાઓનો મોટો ભાગ તો પુરૂષો પેઠેજ સુશીલતાથી વર્તતો હતો. માત્ર નાની આછકલી કન્યાઓ ઘણુંખરૂં ૧૮ વર્ષથી પણ નાની ઉમ્મરની તેજ અયોગ્ય વર્તન રાખતી. આમાંની કેટલીકનું વર્તન તો બહુજ લજ્જાસ્પદ હતું. બીજાની નજરે ચઢવાની આકાંક્ષાને લીધે એ યુવાન સૈનિકોને

૨.

સ્વતંત્રતાની સાથે નિકટ સંબંધ ધરાવતી ભાવના સ્વાધીનતા (independence)ની છે. બન્નેનું મૂળ વિનાશકારક વ્યક્તિત્વવાદમાં રહેલું છે. માયાવાદ દરેક વસ્તુને એક મોટા અંખડિત તત્વનો વિભાગ ગણે છે અને એ તત્વથી નિરાળું એવું વિભાગનું અસ્તિત્વ સ્વીકારતો નથી. વ્યક્તિત્વવાદ દરેક વસ્તુનું અસ્તિત્વ એને પોતાને માટે જ ગણે છે. તેથી બીજા ગમે તે પદાર્થો સાથે સંસર્ગમાં આવ્યા છતાં વસ્તુનું મૂળ સ્વરૂપ બદલાતું નથી. બે દૃષ્ટિબિંદુમાં આ ફરકને લીધે રાજકીય વિષયો ઉપર બહુ મોટી અસર થાય છે. વ્યક્તિત્વવાદીના

---

ખરેખર પજવતી. એમને પંજામાં લેવાની તક સોધતી બેસી રહેતી અને જેવા તેઓ પસાર થાય કે તેમને હાથથી પકડી રાખતી. સંસ્થાનોના કેટલાક સૈનિકોને એક કન્યાઓના ટોળાથી બચવા જીવ લઈ નાસતા મેં જોયા હતા. તેમને જોઇને કોઇને એમ લાગે કે તેમની પાછળ વાઘણ પડી હશે. બીજી એક વખત કેટલાક સૈનિકો પાછળ કન્યાઓ ભમતી હોવાથી એક ઓમની બસમાં કુદી બેઠા. છોકરીઓ પાછળ કુદી એટલે સૈનિકો ધોધમાર વરસાદ હોવા છતાં બસના ખુલ્લા મથાળા ઉપર જઇને બેઠા." ખરેખર મિ. બર્નાર્ડ શૉની માન્યતા છે કે સ્ત્રી શિકારી છે અને પુરૂષ શિકારનું પ્રાણી છે તે અહિં સત્ય થયલી દેખાય છે!

એજ અંકમાં 'The Changing Moral Standard' નામનો મિસિસ નેવિલ રૉલ્ફનો લખેલો લેખ છે. તેમાં પણ અંગ્રેજ કન્યાઓની નૈતિક શિથિલતાના કમકમાટભર્યાં દાખલા છે. એક સુશિક્ષિત અને કમાતી કન્યાએ ટેલિફોન કરી પૂછાવ્યું કે ગુપ્ત રોગોના ઉપાય માટે સૌથી સારૂં ઠેકાણું કયું. "કારણ કે થોડા દિવસ લડાઈમાંથી રજા ઉપર આવેલા એક મિત્ર તરફ મેં માયા દેખાડી અને હવે આવતે અઠવાડીયે મારો ભવિષ્યનો પતિ લંડન આવી પહોંચશે અને અમારાં લગ્ન થવાનાં છે." બીજા એક દાખલામાં ૧૯ વર્ષની એક કન્યાએ એક નાના સરખા મેળાવડામાં પોતાની નૈતિક શિથિલતા વિષે બહુ બડાઈથી વાતો કરી. 'અરે હું........ગઈ હતી અને એવી મઝા કરી' અને વિશેષમાં એ લેખક એમ પણ કહે છે કે ભેગાં થયેલાં સર્વને એમાં કાંઈ અસાધારણ પણ ન લાગ્યું!

અમુક કૃત્યની અસર રાજ્યના હિત ઉપર કેવી થશે એ ભાવનાવાદી જુએ છે. વ્યક્તિત્વવાદી તો દરેકની સ્વતંત્રતા સચવાય એટલા પુરતું જ રાજ્યને ઉપયોગી ગણે છે. આથી જો કોઈ મનુષ્ય રાજ્યની જરૂરીયાતો ગણકાર્યા વિનાજ પોતાને ફાવે તેમ વર્તે તો વ્યક્તિત્વવાદી પોતાના સિદ્ધાંતાનુસાર તેને રોકી શકે નહિ. તેથી જ વ્યક્તિત્વવાદ બંડખોર વૃત્તિવાળા લોકોને લાયક છે. સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓને પણ આજ કારણથી પોતાના સમાજવિરોધિ વિચારો માટે વ્યક્તિત્વવાદનો ટેકો છે.

નવા વિચારની સ્ત્રીઓને લાગે છે કે ગૃહની શાંતિમાં કામ કરવાથી તેમને પતિ, પિતા કે અન્ય પુરૂષ સગાં ઉપર આધાર રાખવો પડે છે. પરતંત્રતા વ્યક્તિત્વવાદની કેવળ વિરોધિ છે અને તેથી આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી એ પરતંત્રતા ટાળવાનો તેઓ પ્રયત્ન કરે છે. આ ભાવનામાં કાંઈક સૌંદર્ય રહ્યું છે. પૈસા કમાવાની શક્તિ અને મરજીથી માણસમાં સ્વમાન તો પેદા થાય છે.જ. વળી તેથી ઘરની આવક વધે છે અને વધારે સુખ સગવડ પ્રાપ્ત થાય છે. પણ સૌથી વધારે અગત્યનું તો એજ કે ધનપ્રાપ્તિથી સ્વાધીનતાની લાગણી ઉત્પન્ન થાય છે જ—માત્ર ગરીબ વર્ગોમાં આ પ્રમાણે નથી. સ્વાધીનતા મેળવવાની આ અભિલાષા એજ સૂચવે છે કે સ્ત્રીઓને પુરૂષની કમાઈના ઉપકારને ભાર જોઇતો નથી. એ એમ પણ સૂચવે છે કે સ્ત્રીઓને એમ લાગે છે કે પોતે પોતાંના ગૃહ માટે જોઇએ તેટલું કરી શકતી નથી. આ જાતના વિચાર બહુ ફેલાયા છે છતાં ખરૂં જોતાં એ બધા ખોટા છે. આળસુ, બેઠાખાઉ, પતિને ભારરૂપ થયેલી સ્ત્રીઓ આવા વિચાર રાખે તે યોગ્ય છે. પણ એમને તો સ્વમાન જેવી લાગણી જ હોતી નથી. પરંતુ જે સ્ત્રી સંતાન ઉત્પન્ન કરવા ઉપરાંત બહુ કુશળતાથી ગૃહતંત્ર ચલાવે તેના હૃદયમાં આવા વિચારને સ્થાન ન હોવું જોઇએ. આપણે આગળ જતાં જોઇશું તેમ મહેનતને ખોટા એકતરફી દૃષ્ટિબિંદુથી જોવાથી જ આર્થિક સ્વાતંત્ર્યની ભાવંના ઉત્પન્ન થઇ છે. એ ભાવના ગૃહ કાર્યને બીલકુલ લક્ષમાં લેતી નથી.

સ્ત્રી પોતાની મેળે કમાય એ ગમે તેટલું ઇષ્ટ હોય તો પણ ગૃહની વ્યવસ્થા કરવાનું એથી પણ વધારે જરૂરનું છે. અને જો કમાવું અને ગૃહવ્યવસ્થા એ બે સાથે ન ચાલી શકે—અને નજ ચાલી શકે—તો પછી ગૃહવ્યવસ્થાને જ પ્રધાન મહત્વ મળવું જોઇએ, સ્ત્રીની કૃત્રિમ સ્વામાનની લાગણીને નહિ. એક વૃક્ષની જીંદગીમાં સારાં મૂળીયાંનો જેટલો ઉપયોગ છે તેથી પણ વધારે ઉપયોગ મનુષ્યત્વ માટે સ્ત્રીની સુંદર સ્વચ્છ ગૃહવ્યવસ્થાનો છે. સ્ત્રીની પરાધીનતાની ભાવના જેવી ખોટી કલ્પના બીજી કોઈ નથી. ટપાલ ઓફિસ કે કારખાનામાં કામ કરી કમાવા જેટલુંજ ગૃહવ્યવસ્થાનું કામ મહત્વનું છે બલ્કે વધારે મહત્વનું છે.* આથી ઉલટું ધારવું એતો ધનિકવાદ જેવીજ ભૂલ કરવા બરાબર છે, એટલે દરેક વસ્તુની કિંમત પૈસાથી આંકવી.

ખરી રીતે સ્વાધીનતા વિષેના વ્યક્તિત્વવાદી વિચાર તર્કબળ સામે ટકી શકતા જ નથી. આખું આર્થિક તંત્ર મહેનતની વ્હેંચણી (division of labour) અને પરસ્પરની જરૂરીયાતો ઉપર રચાયું છે. નિયમબદ્ધ કામદાર મંડળોએ ચાલુ જમાનામાં ધનિકોના આત્મ-સંતોષને મોટા પ્રહાર કર્યા છે. અને ધનિકોની સ્વાધીનતા નાશ પામી છે. એજ પ્રમાણે માતા પિતા અને બાળકના સંબંધમાં કે પતિ પત્નીના સંબંધમાં સ્વાધીનતાની વાત કરવી તે કેવળ વિચારહીનતા છે. ભૂતકાળમાં સ્ત્રી પુરૂષે જોડે રહી કામ કર્યું છે. મનુષ્યત્વના બે અર્ધા અંગોના ઐક્યને સ્વાધીનતાની ભાવના તોડી પાડે છે. સ્ત્રી

* ગૃહવ્યવસ્થાનું કામ સ્ત્રીને કેવળ યોગ્ય છે, જરૂરનું છે એ બધું સત્ય છે. પણ પુરૂષોના મનમાં એમજ ઠસી ગયું છે કે પોતે મહેનત કરી કમાય છે તે સ્ત્રીઓ નવરી બેઠી બેઠી ઉડાવે છે. પુરૂષ માટે ગૃહને સુખભર્યું સગવડભર્યું કરવામાં કે બાળકો ઉછેરવામાં સ્ત્રીને કેટલી મહેનત પડે છે તેનો પુરૂષોને ખ્યાલ નથી અને તેથી એ મહેનતની કિમ્મત અંકાતી નથી. પણ ચાર પૈસા પણ જો સ્ત્રી કમાતી હોય કે કમાવાને શક્તિમાન હોય તો પુરૂષનું રાજ એના પર નહિ જ ચાલવાનું એમ સર્વત્ર દેખાય છે. આટલા માટેજ સ્ત્રીઓ આર્થિક સ્વાતંત્ર્ય માગે છે. (અનુવાદક).

પુરૂષનો સંબંધ જેવું ઉચ્ચતમ દર્શન કુટુંબની પ્રથામાં થાય છે, તેનો આધાર કુટુંબના માણસો એક બીજા ઉપર આધાર રાખે તેમાંજ છે. આગળ પડતા મત ધરાવતા સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ પરાધીનતાની ફરિયાદ કરે છે. છતાં દરેક પ્રમાણિક પુરૂષ કબૂલ કરશે કે પોતે પોતાના શેઠ કરતાં પોતાની પત્ની કે માતાને કેટલો આધીન છે, અને સ્ત્રીની ગેરહાજરીમાં એને ઘર કેવું વેરાન લાગે છે. જ્યાં સુધી બધું ઠીકઠાક ચાલે ત્યાં સુધી સ્ત્રીની કિંમત અંકાતી નથી પણ મુશ્કેલીનો વખત આવે કે પોતાનાથી અમુક કામ ન થઈ શકે ત્યારેજ પુરૂષને ખબર પડે છે કે સ્ત્રી વિના પોતે કેટલો અસહાય, કેટલો નિર્બળ છે. પોતે એકલો નકામો છે, જીવનમાં કાંઇ જીવવા જેવું નથી એમ તેને લાગે છે. આનંદનાં બીજાં સાધનોનો ઉપભોગ કરતાં તેનો પણ કંટાળો આવે છે, અને તેમાંથી બીલકુલ આનંદ મળતો નથી.

સ્વતંત્રતાની ભાવનાવાળી સ્ત્રીઓ પુરૂષોના જુલમમાંથી છુટવા માગે છે. પણ જુલમગાર પુરૂષ ગમે તેમ વર્તે પણું સ્ત્રીજાતિ સાથે જે હીરની ગાંઠથી પોતે બંધાયો છે તે તોડી શકતો નથી. દરેક માણુસ ખરા અંતઃકરણથી એમ કહી શકે કે "હું તો બહુજ પરાધીન સ્થિતિમાં છું. હું આ દુનિયામાં જન્મ્યો તેજ મારી માતાને લીધે. એને લીધેજ હું ભૂખે ન મરી ગયો. નિરાશાના વખતમાં માતાના સ્નેહને લીધેજ મને ધૈર્ય મળ્યું. જો જીંદગીમાં સુખ સગવડનો મેં ઉપભોગ કર્યો હોય તો એ અને બીજી સ્ત્રીઓને લીધેજ.

"O woman in our hours of ease
Uncertain, coy and hard to please,

* * *

When pain and anguish wring the brow,
A ministering angel thou!"

મારી પરાધીનતાની કરૂણ કહાણી આગળ ચલાવું; મારી માતાના ગયા પછી મારી સગવડ માટે મારે મારી અર્ધાંગના ઉપર આધાર

સખવો પડે છે. જન્મથી તે આજ સુધી હું એક દિવસ પણ સ્વતંત્ર રહ્યો નથી."*

* મિ. બર્નાર્ડ શૉએ તીવ્ર વાગ્બાણ વડે પુરૂષની 'સ્વતંત્રતા'ની બહુ સારી રીતે ટોળ કરી છે. તેઓ કૅંડિડા પાસે ડહાપણભર્યા શબ્દોમાં કહે-વડાવે છે કે "હવે તમે મારા આ "બીજા છોકરા" તરફ જુઓ. પારણા-માંથી જ એને બગાડી મૂકયો છે. એનાં માતા પિતાને મળવા અમે પંદર દહાડે એકવાર જઇએ છીએ. યુજીન, એક વખત ગમ્મત જોવા તમેએ અમારી સાથે આવો. એ કુલદીપકનું દૃશ્ય જોવા જેવું હોય છે. જેમ્સ એક બાળક તરીકે! જેમ્સ પોતાની ક્રિકેટ ટીમના કેપ્ટન તરીકે!......જેમ્સની મા અને ત્રણ બ્હેનોને પૂછી જોજો કે જેમ્સને બળવાન, ચાલાક અને સુખી થવા સિવાય બીજું કાંઈ જ કરવાનો શ્રમ ન પડે તે માટે તેમણે કેટલું સહન કર્યું છે. અને મને પૂછી જોજો કે જેમ્સની મા, એની ત્રણે બ્હેનો, એની પત્ની અને વળી એના છોકરાંની મા એ સર્વ તરીકે ભાગ ભજવતાં મારે શું શું સહન કરવું પડે છે. પ્રોસિ અને મારિઆને પૂછી જો જો કે મ્હેમાનો ન હોય ત્યારે પણ કાંદા સમારવામાં અમને કેટલી મુશ્કેલી નડે છે. જેમ્સ પોતાનાં સુંદર ભાષણો તૈયાર કરતો હોય તે વખતે એને પજવવા વેપારીઓ આવે છે તેમને જ પૂછી જો જો કે એ બધાને પાછા કોણ કાઢે છે. જ્યારે કોઈના પૈસા ચુકવવાંના હોય ત્યારે જેમ્સ ચુકવે છે. જ્યારે કોઇને પૈસા આપવાની ના કહેવાની હોય ત્યારે હું ના કહું છું. હું સુખ, લાડ. અને પ્રેમથી એને માટે કિલ્લો રચું છું; અને તેની ચોકી કરૂં છું અને જેમ્સથી બધી નાની નકામી ચિંતાઓ દૂર રાખું છું. એને હું એ કિલ્લાનો અધિ-પતિ બનાવું છું પણ તેની એને ખબર નથી અને આમ કેવી રીતે બન્યું તે એક ક્ષણ પહેલાં એ કહી શકત નહિ. (મધુર કટાક્ષથી)—અને જ્યારે એને લાગ્યું કે હું તમારી સાથે જતી રહીશ ત્યારે એમને એકજ ચિંતા હતી કે "તારૂં શું થશે." અહિંયાં રહેવા માટે મને લલચાવવા (× × ×) એણે મારૂં રક્ષણ કરવા પોતાનું બળ, મારા જીવન નિર્વાહ માટે પોતાનો ધંધો, મારા દરજ્જા સારૂં પોતાની પદવી આપવાની માગણી કરી અને (કરૂણાથી)—અહા, હું તમારા સુંદર શબ્દોને ભેળસેળ કરી તેમને બગાડું છું, નહિ પ્રિયતમ?" બિચારા રેવ. જેમ્સ મોરેલ, 'સ્વતંત્ર' પુરૂષને શરમ આવ્યા વિના કેમ રહે? અને "એ બધું ખરૂં છે અક્ષરશઃ સત્ય છે.

સંસારની બાબતોમાં પરસ્પર આધીનતા એજ કાયદો છે એક બીજાની સેવા કરવાની શક્તિ અને ઇચ્છા માનવ સંબંધોને સૌંદર્ય અને લાવણ્ય અર્પે છે. કોઇને ઉપયોગી થયા સિવાય માત્ર આધીનજ થવું એ સ્વાધીનતાથી તદ્દન વિમુખ છે. કોઇ પણ રીતે આધીન થયા સિવાય ઉપયોગી થવું એ અશક્ય છે. તદ્દન સ્વાધીન હોવાનો ડોળ કરવો તે ચોખ્ખી ગર્વિષ્ઠતા છે. સ્ત્રીસ્વાતંત્ર્ય વિષેના ઘણા સાહિત્યમાં ગર્વિષ્ઠતા એ મોટી ખામી છે. ઘરની ફરજો ઉપર લક્ષ ન આપવું અને બહાર સખત મહેનત કરવી એ મનુષ્યજાતિના શ્રેષ્ઠ હિતને હાનિકારક છે. કામ કરવાની શક્તિમાંજ ખરી સ્વાધીનતા રહી છે. સ્ત્રી પોતાના ઘર અને સમાજ પ્રત્યેની ફરજ બજાવે તો એ ખરી રીતે સ્વાધીનજ છે.+

૩.

૧૯ મી સદીમાં કામ (labour)નો સંકુચિત અર્થ લેવાતો તેને પરિણામે હાલના સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓમાં સ્વાધીનતાની ખોટી માન્યતા ફેલાઇ છે. કાર્લ માર્કસની અસર થવાથી સમાજવાદીઓએ કામનો અર્થ હાથના બળથી કરેલું કામ એવો કર્યો. અને બુદ્ધિબળનાં કામની ઉપયોગિતા, દરજ્જો અને કિંમત તરફ દુર્લક્ષ્ય થયું. છેલ્લી લડાઇએ આપેલા વેગથીજ ઇંગ્લંડના

---

હું અત્યારે જેવો છું તેવો તેં તારા હાથની મહેનતથી અને હૃદયના પ્રેમથી બનાવ્યો છે. તું મારી પત્ની છે, મારી માતા છે, મારી બ્હેનો છે. મારા જીવનનો તું જ સૂર્ય છે" એ સિવાય એ બીજું કહી પણ શું શકે?

+ આનો અર્થ એમ થાય કે સ્ત્રીઓ પરાધીન છે તેનું કારણ તેમની કામ કરવાની અશક્તિ કે ઘર અને સમાજ તરફની ફરજ પ્રત્યે દુર્લક્ષ્ય છે. ઉત્તમ પત્ની કે આદર્શ માતા હોય તેવી સ્ત્રીઓ બધેજ તદ્દન સ્વાધીન હોય છે? સ્ત્રીઓનું અજ્ઞાન એ આપણા દેશમાં પરાધીનતાનું એક કારણ છે. પણ બીજા દેશોની સ્થિતિ તપાસતાં જણાશે કે પુરૂષોનો સ્વાર્થ એ પણ મોટું કારણ છે. (અનુવાદક).

સમાજવાદીઓએ પોતાના ટોળામાં બુદ્ધિબળનું કામ કરનારને લીધા. આમ કરવાથી તેમણે પોતાની સંસ્થાની શાસ્ત્રીય અને આર્થિક કિમ્મત વધારી. સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ પણ આજ સંકુચિત દૃષ્ટિનાં ભોગ બન્યાં છે. કામનો અર્થ તેમણે એવો કર્યો કે તેમાં ઘરકામ આવી શકે નહિ. આથી ઘરકામ તરફ બહુજ અપ્રીતિ ઉત્પન્ન થઈ છે અને તેને ઘરના ઘસડઓનાની ઉપમા મળી છે. એમ પ્રશ્ન પૂછવામાં આવે છે કે સ્ત્રીઓ માત્ર ગૃહકાર્યજ કરી શકે એવું બંધન શા માટે હોવું જોઇએ. જવાબ એટલો રહેલો છે કે તેથીજ પ્રશ્ન અનુત્તર હોય એમ લાગે છે. 'માતૃપદ' એ શબ્દની અંદર જેટલું સમાઈ જાય તે બધુંજ ઘરકામમાં આવી જાય છે, અને માત્ર સ્ત્રીઓજ માતા થઇ શકે છે. ઇચ્છા હોય તોએ પુરૂષો સ્ત્રીઓનું કામ કરી શકે નહિ. માત્ર સ્ત્રીજ એ કરી શકે અને તેણેજ કરવું જોઇએ. બીજો રસ્તો એ છે કે આ કામ પડતું મૂકવું, જેથી અલબત્ત ઘર અને સમાજને મોટું નુકસાન થાય જ; અથવા તો શરીરની મ્હેનતનું કામ નોકરોને સોંપવું, જો કે તે છતાં પણ દેખરેખ રાખવાનું કામ તો રહેજ અને તે તજી દેવાય નહિ. ઘેર કામ કરવું તે કરતાં કારખાનામાં પરસેવો ઉતારવો કે ટાઇપરાઇટર સામા કલાકો સુધી બેસી રહેવું એમાં શ્રેષ્ઠતા શી છે તે સમજવું મુશ્કેલ છે.× સ્ત્રીઓના આરોગ્ય ઉપર બ્હારના સખ્ત કામની જે માઠી અસર થાય છે તે પણ ભૂલવી ન જોઇએ. પ્રશ્નની આ બાજુ જોન સ્ટુઅર્ટ મિલે બરાબર

× કારખાનામાં કે ટાઇપરાઈટર પર કામ કરવાથી બીજાં અનેક નુકસાન થતાં હશે પણ એ કામની કિમ્મત તો થાય છે—એના બદલામાં ખણખણાતા પૈસા મળે છે અને એ પૈસા લાવનાર ઘરનું ઉપયોગી માણસ ગણાય છે, પોતાનાં કપડાંલત્તાંની બાબતમાં સ્વતંત્ર થાય છે. જ્યારે ઘેર કામ કરનારને મોટે ભાગે 'જસને બદલે જુતીયાં' જ મળે છે. આખા દિવસની મહેનતથી થાકી ગયા પછી કરેલા કામની ખોડખાંપણોજ સાંભળવાની આવે છે. આમજ બ્હારના કામની શ્રેષ્ઠતા છે. (અનુવાદક.)

જોઇ હતી. "જો સંતાન ઉત્પન્ન કરવાની શારીરિક મહેનત તથા તેમની બાલ્યાવસ્થાની સંભાળ તથા કેળવણીની જવાબદારી ઉપરાંત સ્ત્રી પતિની આવકનો સાચવટ અને કરકસરથી કુટુંબનું સુખ વધારવા માટે વ્યય કરવાનું માથે લે તો દંપતિના સંયુક્ત અસ્તિત્વ માટે આવશ્યક શારીરિક અને માનસિક શ્રમમાં વાજબી હિસ્સો આપે છે એમ કહેવાય-વધારે મોટો હિસ્સો આપે છે એમ પણ કહી શકાય. આ ઉપરાંત જો કાંઇ પણ એ માથે લેતો એથી એનો આ કામનો બોજો તો ઓછો થતો નથી અને તે બરાબર બજાવવામાં વધારાનું કામ હરકતકર્તા થઇ પડે છે. બાળકો અને ઘરની સંભાળ લેવા એ અશક્ત થાય પણ બીજું કોઇ તે લઇ શકતું નથી. જે બાળકો જીવતાં રહેવા પામે તે જેમ તેમ ઉછરે છે. ઘરની વ્યવસ્થા એટલી ખરાબ થાય છે કે આર્થિક દૃષ્ટિએ પણ એમાં ગેરલાભ જ છે; કેમકે સ્ત્રીની કમાઇ કરતાં નુકસાન વધારે થાય છે. જો બીજી રીતે બધું બરાબર હોય તો મને લાગે છે કે સ્ત્રીએ કામ કરી કુટુંબની આવક વધારવી એ ઇષ્ટ નથી."†

કોઇપણ પ્રવૃત્તિના સંચાલકો અને નેતાઓ સ્પષ્ટ રીતે સઘળું જોઇ શકે છે, અને તેમની નિર્ણય કરવાની રીત પણ ડહાપણભરી હોય છે. પણ એમના અનુયાયીઓના સંઘમાં આ ગુણો હોતા નથી. માત્ર આગળ વધવાના ઉત્સાહમાં ડહાપણને રૂઢિચુસ્તતા ગણી તેનો તિરસ્કાર કરવામાં આવે છે. કુદરતે મૂકેલા અંતરાયોને વગર વિચારે ઓળંગવામાં આવે છે. પુરૂષ અને સ્ત્રીની શરીરરચનામાં આસમાન જમીનનો ફેર હોય છે. પૂર્વના દેશોમાં બારવર્ષની કુમળી વયથી અને પશ્ચિમમાં ચૌદ પંદર વર્ષથી કન્યાને યુવાવસ્થા પ્રાપ્ત થાય છે. અને તેથી અમુક સમયે તેનું શરીર અસ્વસ્થ રહે છે. દાક્તરો અને સૈકાઓથી ચાલતા આવેલા રીવાજો આ સમયે તદ્દન આરામ લેવાની ભલામણ કરે છે. પણ આધુનિક જમાનામાં ધંધો કરવાના લોભે

† Subjection of Woman પ્રકરણ ૨.

આ ડહાપણવાળી શીખામણ બાજુએ મૂકી છે અને તેથી સ્ત્રીનાં શરીરને નિઃસંશય નુકસાન થાય છે.* મનુષ્યની બાલ્યાવસ્થા એટલી લાંબી પહોંચે છે કે સ્ત્રીને તે માટે નિષ્ણાત થવું પડે છે. તેથી બ્હારનાં કામ કરવાનો વખત કે ઉત્સાહ રહેતાં નથી. પોતાના જીવનનું કર્તવ્ય બજાવવું અને કૃત્રિમ આર્થિક સ્વાતંત્ર્ય મેળવવું એ બન્ને સ્ત્રીથી બની શકે નહિ. કુદરતે પોતેજ પુરૂષને કુટુંબનો કમાનાર અને રક્ષક બનાવ્યો છે, અને બાળક તે કુટુંબચક્રનું મધ્યબિંદુ છે. પ્રસૂતિમાં સ્ત્રીને કેટલાં અસહ્ય કષ્ટ વેઠવાં પડે છે! આત્માનો વિનાશ કરતું કયું ઓફ્સિનું કે કારખાનાનું કામ પ્રબલતા કે ગૌરવમાં આ કામની બરાબરી કરી શકે? એક નૈતિક વ્યક્તિ પોષવાના શ્રેષ્ઠ કાર્ય કરતાં બીજું વધારે ઉમદા કામ સ્ત્રી કયું કરી શકે? માતા અને ગૃહિણીનું કાર્ય અમુલ્ય છે. એની કિંમતની કશા સાથે સરખામણી થઇ શકે તેમ નથી. એને માટે ખુલ્લી અપ્રીતિ તે પ્રજાના દૃષ્ટિબિંદુથી હઠીલાઇની નિશાની છે. સ્ત્રીસ્વાતંત્ર્યની પ્રવૃત્તિને જો આત્મઘાતમાંથી બચવું હોય તો તેણે સ્ત્રીત્વની માગણી ઉપર ફરી લક્ષ આપવું પડશે. માતૃત્વને અત્યાર સુધી અપાયું છે તે કરતાં ઘણું ઉંચું પદ આપવાના અનેક રસ્તા છે. ઘરના 'ઘસડબોજા'ને પણ બુદ્ધિ અને કલાની મદદથી સ્ત્રીઓ સુશોભિત અને રમ્ય બનાવી શકે. કામનો સમાજસેવા એવો વિશાળ અર્થ લેવો જોઇએ. એ સેવામાં સ્ત્રીનું કામ સૌથી ઉત્કૃષ્ટ, સૌથી સ્તુત્ય ગણાશે. સ્ત્રીને એક મીલ્કત જેવી ન ગણતાં. તેના મનુષ્યત્વનો સ્વીકાર કરો એટલે સામાન્ય મનુષ્યત્વનો વિકાસ એની મેળે પરિપૂર્ણ થશેજ. સોલોમને સત્ય કહ્યું છે કે 'સ્ત્રીની કિંમત રત્નો કરતાં વધારે છે કેમકે એ ગૃહવ્યવસ્થાની સંભાળ રાખે

* જુના વિચારની હિંદુ સ્ત્રીઓ પણ આવે પ્રસંગે દળવું, ખાંડવું, કપડાં ધોવાં વગેરે શરીરને અથાગ પરિશ્રમ આપનારાં કામો કરે છે એ વાત તરફ લક્ષ દોરૂં છું અને તેથી માત્ર આધુનિક જમાનોજ નિંદવો એ યોગ્ય નથી એમ નમ્ર સૂચના કરૂં છું. (અનુવાદક).

છે અને આળસુ બેસી રહીને ખાતી નથી.' § રોમન સામ્રાજ્યની અધોગતિના દિવસોમાં પણ સ્ત્રીના કામની કદર થતી હતી. સામાન્ય વર્ગના મનુષ્યોએ પોતાની પત્નીની કબર ઉપર કોતરેલા શબ્દો આની સાક્ષી પૂરે છે. એક કબર ઉપર લેખ છે કે 'હે મુસાફર, મારો સંદેશો ટુંકો છે. ઉભો રહીને આ વાંચ. આ ખરાબ દેખાતા પથ્થર નીચે એક સુંદર સ્ત્રી સૂતી છે. એનાં માબાપે એનું નામ ક્લોડિઆ પાડ્યું હતું. એ એના પતિ ઉપર પ્રેમ રાખતી હતી. એને બે પુત્ર થયા હતા. તેની વાણી સુઘટિત હતી અને ગતિ ભવ્ય હતી. તે પોતાનું ઘર સંભાળતી અને કાંતતી. બસ આટલુંજ. હવે જા!" અન્યને ભારરૂપ થતી બીજી સ્ત્રીઓ કરતાં કે હાલના જમાનાની ઓફિસમાં વૈતરૂં કરતી, સ્વાર્થી જીંદગી ગુજારતી અથવા પરણેલી હોય તો પતિના ઘર તરફ બેદરકારી બતાવતી અને તેનાં સંતાનોને ભાડુતી નર્સોની સંભાળમાં સોંપતી સ્ત્રીઓ કરતાં આવી સ્ત્રી વધારે ઉપયોગી હતી.×

૪.

આ સંસારમાં વ્યક્તિત્વ કરતાં ઉચ્ચતર ભાવના બીજી કોઈ નથી. જીવનની નાની નાની વિગતોમાં રાજ્ય વિનાશક અંતરાયો નાખે તેના ઉપર વ્યક્તિત્વની ભાવના અંકુશ મૂકે છે. ઉંચામાં ઉંચી કળાનું એ મૂળ છે. એ ભાવના પોતાના સંચાલક જેટલીજ ઉત્કૃષ્ટ, ગુંચવણ-ભરી અને અદ્‌ભુત છે. જીવનમાં આપણો રસ એ તાજો રાખે છે. તેમજ મનુષ્યની બુદ્ધિને ઉકેલવા માટે નવા નવા પ્રશ્નો રજુ કરે છે. કુદરતમાં વિવિધતા અત્યંત છે, જેમ એક માણસ બીજાને શરીરના

---

§. ગુડસેલ કૃત The Family as a Social and Educational-Institution પૃ. ૭૩.

× સ્ત્રી વિષે વિચાર કરતાં તે પુરૂષને કઇ રીતે વધારે ઉપયોગી થઈ પડે એજ દૃષ્ટિબિંદુ લેવાય છે. એનો પોતાનો વિકાસ કઇ રીતે વધારે સારો થઇ શકે એ તો ભાગ્યેજ જોવાય છે. જેમ પુરૂષને ઓછી તસ્દી આપે તેમ સ્ત્રીની શ્રેષ્ઠતા વધારે! (અનુવાદક)

દેખાવમાં મળતો નથી હોતો તેમ બુદ્ધિમાં પણ બે માણસોમાં બહુ ફેર હોય છે. આ પ્રમાણે છે તેજ ઠીક છે. કારણ કે મનુષ્યના સૌંદર્યની માફક મનુષ્યની બુદ્ધિની વિપુલતા પણ અખૂટ છે. દરેક વ્યક્તિ પોતેજ એક સંપૂર્ણ મનુષ્ય થાય એ ઇષ્ટ છે. બીજાનું અનુકરણ કરી નિર્માલ્ય બને એમાં કાંઇ લાભ નથી. મનુષ્ય જાતિનો ઇતિહાસ વ્યક્તિત્વ અને ચારિત્ર્યેજ ઘડયો છે. ગાડરીયા પ્રવાહ પેઠે બીજાને અનુસરતાં મનુષ્યો પ્રગતિમાં અંતરાયરૂપ છે. અને કેટલીક વખત તેઓ અથડાઇને નાશ પણ પામ્યાં છે. મનુષ્યોના શારીરિક દેખાવની વિવિધતા ઘણી છે છતાં આખરે સર્વ મનુષ્યોજ છે. કોઇનું નાક બહુ સુશોભિત હોય તો કોઈનું તદ્દન બેડોળ હોય છતાં બન્ને નાકજ છે–બન્ને એક જ કામ કરે છે. તેજ પ્રમાણે એક વ્યક્તિ બીજાથી ગમે તેટલી જુદી હોય તોપણ તેણે મનુષ્ય સ્વભાવને વળગીજ રહેવું જોઇએ. મનુષ્યનું વ્યક્તિત્વ પોતાનામાં વાઘના જેવી ક્રૂરતા, ગધેડા જેવી મૂર્ખતા કે વાંદરા જેવી ટેવોને વિકાસ કરવા માટે નથી સર્જ્યું. માણસનું વ્યક્તિત્વ તેના ફાંટાબાજપણામાં આવી જતું નથી. કોઈનું નાક બહુ વિચિત્ર અસાધારણ ઘાટનું હોય તેથી તે બહુ સુંદર છે એમ કહી શકાય નહિ. માનવ વ્યક્તિત્વ માત્ર મનુષ્યોના અર્ધાભાગ પુરૂષજાતિમાંજ સમાઈ જતું નથી. મનુષ્ય માત્રનો એ જન્મસિદ્ધ હક છે. સ્ત્રીને પોતાના પતિ કે ભાઇ જેટલોજ પોતાનું વ્યક્તિત્વ ખીલવવાનો હક છે. આ સાદો સિદ્ધાંત સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓએ ખંતથી અને જુસ્સાથી પોષ્યો છે. એ લોકો કહે છે કે જેમ પુરૂષોની પ્રવૃત્તિ કોઇ અમુક ક્ષેત્રમાંજ અટકતી નથી અને સર્વત્ર વિસ્તાર પામી છે તેમ સ્ત્રીત્વના સંપૂર્ણ વિકાસ માટે પણ ઘરના સંકુચિત ક્ષેત્રમાંથી બ્હાર નીકળવાની જરૂર છે. મિસિસ સ્નોડન જેમની ગણના માતૃત્વહીન સ્વાતંત્ર્યવાદીઓમાં થઈ ન શકે તે પણ સ્ત્રીની ઉન્નતિ માટે એક જુસ્સાદાર દલીલ રજુ કરે છે. તે કહે છે સ્ત્રીસ્વાતંત્ર્યવાદી "સ્ત્રી પુરૂષના સંયોગના પરિણામરૂપ ન હોય

એવી સ્ત્રીની ઇશ્વરદત્ત શક્તિઓના સ્વાતંત્ર્ય માટે અને એવા હૃદય અને આત્માના ગુણોના ઉપયોગ માટે માગણી કરે છે. સ્ત્રીનું વ્યક્તિત્વ એકજ દિશામાં દાબી દેવું તે સામે સ્ત્રી સ્વાતંત્ર્યવાદીને વાંધો હોય છે. સ્ત્રીની પ્રબલ ઊર્મિઓ એકજ હેતુ તરફ ઘસડવી, સ્ત્રીની બુદ્ધિ શક્તિ એકજ સાધ્યમાં વાપરવી એ સર્વ સામે એને મોટો વિરોધ છે"*

સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓમાં આ ભાવના સર્વમાન્ય છે. છતાં એમાં પુરૂષને મળતી અપરિમિત તકો અને સ્ત્રીના સંકુચિત ક્ષેત્ર પર જે ભાર મૂકવામાં આવે છે તે ગેરસમજ ઉત્પન્ન કરે છે. માતાનું કાર્ય કોઇ પણ રીતે સંકુચિત કહી શકાય નહિ જ. મનુષ્યત્વ જેટલું એ વિશાળ છે. કોઇ સ્ત્રી બાળકને જન્મ આપી એને નર્સને કે બાળગૃહ (creche)માં સોંપી દે અને કાંતો આળસમાં વખત કાઢે કે કારખાનામાં જઇ ટાંકણીનાં માથાં બનાવે કે બાટલીઓ પર ચિઠ્ઠીઓ ચોઢે તેજ ખરી રીતે પોતાની લાગણીઓ અને સ્ત્રીની બુદ્ધિશક્તિને સંકુચિત બનાવી દે છે. વળી પુરૂષની પ્રવૃત્તિ પણ કાંઇ અપરિમિત તો નથી જ. તેનું મુખ્ય કામ કુટુંબ માટે કમાવાનું અને તેને પોષવાનું છે. ઘણી વાર જોઇતી તક ન મળવાથી અથવા આર્થિક જરૂરીયાતને લીધે પુરૂષને પોતાને માટે નાલાયક અને તેના વ્યક્તિત્વને કરમાવી નાખતું કામ પણ કરવું પડે છે. જેનું વ્યક્તિત્વ પોતાના કામમાંજ ખીલે છે તે ખરેખર સુખી છે. પૂર્ણાંક કરવા માટે બીજો અપૂર્ણાંક સોધતો અપૂર્ણાંક એ ઉપમા માત્ર સ્ત્રીનેજ લાગુ પડતી નથી. પુરૂષને પણ એજ પ્રમાણે લાગુ પડે છે. અહંકારી વ્યક્તિત્વવાદી ગમે તેમ કહે પણ મનુષ્યત્વનું પ્રમાણ (unit) એક વ્યક્તિ નહિ પણ મા બાપ અને બાળકની ત્રિપુટી છે. પુરૂષ એકલો પછી ગમે તેટલી પ્રવૃત્તિઓ રાખતો હોય તો પણ મનુષ્યત્વની નૌકાથી છૂટો પડી ગયેલો ભાગ છે. પરસ્પર આધીનતા, આત્મભોગ, અન્યની સહાયતાથી અને

* The Feminist Movement. પૃ. ૧૫.

અન્યને માટે વ્યક્તિત્વનો વિકાસ, એ કુદરતના કાયદા છે. કુંવારા માણુસને જીવનને સંપૂર્ણ કરવા માટે કાંઇક ખોટ હંમેશાં લાગ્યા કરે છે. આ ખોટ તે સ્ત્રીની, અને પરસ્પર અનુરાગના ચિહ્નરૂપ બાળકના હાસ્યની છે. મનુષ્યત્વનું આ મૂળતત્વ છે. એ સિદ્ધ કરવા માટે સ્ત્રી પુરૂષને પરસ્પર સહાયતાની જરૂર પડે છે. પુરૂષ બ્હાર કામ કરે છે. સ્ત્રી ઘરમાં કામ કરે છે. બન્ને પોતપોતાના ક્ષેત્રમાં સર્વોપરિ છે.* અને ક્ષેત્રની બ્હાર બહુ જવાથી બેઠાખાઉઓની જાત ઉત્પન્ન થાય છે જેને મનુષ્યો વિકારરહિત જંતુઓ, કૃત્રિમ બંડખોરો, કૃત્રિમ વૃદ્ધિઓ, સામાજિક અર્થશાસ્ત્રમાં ભારરૂપ માણસો, વિગેરે કહી નિંદે છે. આ પ્રમાણે સ્ત્રીનું વ્યક્તિત્વ સ્ત્રીત્વને સંપૂર્ણ કરવાથીજ પ્રાપ્ત થાય છે. મનુષ્યોની આશાઓની સિદ્ધિ માટે ભવિષ્ય સ્ત્રી સામું આતુરતાથી જોઈ રહ્યું છે.

સ્ત્રીસ્વાતંત્ર્યની પ્રવૃત્તિને આરંભમાંજ એક પ્રતિકૂલતા નડે છે. માત્ર રૂઢિઓ કે પુરૂષોની ઇર્ષાજ જો તેના માર્ગમાં નડતાં હોય તો તે તો ગમે તેટલાં દૃઢ હોય છતાં નિરંતર સમજાવટથી દૂર કરી શકાય. પણ કુદરતે ઉભા કરેલા વિરોધો અલંઘ્ય છે. સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ પુરૂષની સાથેની જુઠી સમાનતા સિદ્ધ કરવા માટે નકામો પોતાની શક્તિનો વ્યય કરે છે. અનુકરણ એ ખુશામતનું એક સ્વરૂપજ છે. પુરૂષો પોતાની સત્તાનો દાવો કરે છે તેની સામે થવાથીજ સ્ત્રીઓ એ સત્તા કબૂલ કરે છે, એમ દેખાય છે. સ્ત્રીત્વનાં વિશેષ લક્ષણો જેમણે કવિતા, સાહિત્ય, ચિત્રકળા, શિલ્પ આદિને અને ખાસ કરીને કુટુંબ જીવનની રસિકતાને સર્વોત્કૃષ્ટ ફળ આપ્યાં છે, તેમનો વિનાશ કરવાથી તો એવો વિપરીત મત સિદ્ધ થાય છે કે માત્ર પુરૂષત્વના વિકાસથી

---

* પણ પોતાના ક્ષેત્ર–ગૃહ–માં સ્ત્રી કયાં સર્વોપરિ હોય છે ? આપણા શાસ્ત્રકારોએ તો કહ્યું છે કે न स्वातंत्र्येण कर्तव्यं किंचित्कार्यं गृहेष्वपि। (ઘરમાં પણ [સ્ત્રીએ] કોઇ જ કામ સ્વતંત્ર પણે કરવું નહિ) તો પછી સર્વોપરિ તો ક્યાંથી જ થઈ શકે ? ( અનુવાદક ).

જ મનુષ્યત્વને સજીવ રાખવાનું છે. સુભાગ્યે સ્ત્રી અને પુરૂષમાં લિંગભેદની ભાવના (sex instinct) એટલી દૃઢ થયેલી છે કે તેઓ પોતાની જાતિની જરૂરીયાતોથી કે તેના સ્વભાવથી વિમુખ થઈ શકે નહિ. મધ્યકાલીન યુગના યુરોપમાં જેમ સાધુઓ અને સાધ્વીઓની કૃત્રિમ બ્રહ્મચર્યથી પવિત્રતાનાં ધામ પાપનાં ધામ બનતાં તેમ હાલના સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓના બીજે છેડે જવાથી પણ જબરો પ્રત્યાઘાત થશે. પોતાની સત્તા કે કાયદા વિરૂદ્ધ થતા બંડનું કુદરત હંમેશાં વેર લે છેજ. જે સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ જુસ્સાના આવેશમાં પુરૂષની મૂર્તિની સ્થાપના કરી તેની રીતભાત, તેની કુટેવો, તેનાં કાર્યોનું અંધ અનુકરણ કર્યા કરે છે તેઓ પોતાને હાથેજ પોતાની નિષ્ફળતા માગી લે છે. વ્યક્તિત્વનો નિયમ એટલે પોતાનાં આત્માના વિકાસનો નિયમ, અને સ્ત્રીનો આત્મા બીજો ગમે તે હોય પણ પુરૂષનો આત્મા તેજ સ્ત્રીનો આત્મા તો નથીજ.

ભૂતકાળમાં પુરૂષે પોતાના શારીરિક બળથી બહુ અણઘટતી સત્તા ભોગવી છે. તેના પોતાના આત્માના કલ્યાણ માટે પણ એ સત્તા હિતકારક ન હતી. પોતાની માની લીધેલી સત્તા પર એને કાંઈ જ હક નથી એમ પુરૂષે સમજવાનો હવે વખત આવ્યો છે. એમ પણ સમજવું જોઇએ કે સત્તાના જમાનામાં સ્ત્રીઓને અજ્ઞાન અને અધમ અવસ્થામાં રાખીને પુરૂષોએ સમસ્ત મનુષ્ય જાતિના હિતમાં નુકસાન કર્યું છે, અને પોતાના અન્યાયના ફળ રૂપે નિર્માલ્ય શરીર અને મંદ બુદ્ધિવાળાં બાળકો મેળવ્યાં છે. સમસ્ત મનુષ્ય જાતિના હિત માટે ઘરને લગતી બાબતોમાં પુરૂષની સત્તાનો ઉચ્છેદ કરવાની જરૂર છે. સ્ત્રીને ઘરમાં એની વાસ્તવિક પદવી આપવીજ જોઇએ. અને તે પણ માત્ર મ્હેરબાની તરીકે નહિ. તેમ યૌવન કે સૌંદર્યના અસ્થિર પાયા ઉપર પણ એ પદવી ન હોવી જોઇએ. મનુષ્યત્વમાં નવું ચૈતન્ય આણવાનું કાર્ય અપૂર્વ ઉત્સાહ અને આનંદથી ઉપાડી લેવા માટે સ્ત્રીને યોગ્ય બનાવવી જોઇએ. ભવિષ્યમાં નવા ચૈતન્યમય

ગૃહમાં સ્ત્રીએ અધિષ્ઠાત્રી તરીકે રાજ્ય કરવું જોઇએ. સંપૂર્ણ પ્રેમથી ઉત્પન્ન થયેલાં અને પોતાની જાતીય સંભાળ અને શક્તિથી પોષાતાં સંતાનોની એ માતા થવી જોઇએ. બધા કાર્યપ્રદેશોમાં માતૃત્વ એ સૌથી કઠિન અને સૌથી ઉન્નત છે. આ કાર્યને ઘટિત સન્માન અપાય છે કે નહિ તેની પુરૂષે તપાસ રાખવી જોઇએ. જેથી કહેવાતું આર્થિક સ્વાતંત્ર્ય ઉચ્ચ પ્રતિની સ્ત્રીઓને પોતાની જાતિના માર્ગથી વિમુખ કરી ગૃહ અને મનુષ્યત્વના સર્વનાશ તરફ લઈ જાય નહિ. ભવિષ્યની સ્ત્રી શ્રેષ્ઠ માતા હોવી જોઇએ. જ્ઞાનના હકથી અને મૃદુતાના બળથી એ પોતાના ગૃહમાં સર્વોપરિ બનવી જોઇએ. આજ સ્ત્રીસ્વાતંત્ર્યનું લક્ષ્યબિંદુ છે અને તેને જગતે વધાવી લેવું જોઇએ. પતિ અને પિતાની ક્રૂરતા સદાકાળ માટે નાશ પામો તથા પત્ની અને માતાનું પવિત્ર મનુષ્યત્વ ઉદય પામો; પ્રેમ અને જ્ઞાનનું રાજ્ય સર્વત્ર પ્રસરો. આવી માન્યતાથી મનુષ્યજાતિ પોતાના ઇતિહાસમાં નવું પાનું ઉઘડવાની આશા રાખી શકે.

"Through ages dim dull shone the star of
    womankind,
Through mist and lust it cast a lurid light;
Close linked with man the Egoist a blight
It spread on home and hearth. But now
    with love to bind.
The twain halves of mankind, the star of
womankind
Doth upward climb and shine in love's
    limpid splendour"



# ખંડ ૨ જો.

## સ્ત્રીસ્વાતંત્ર્યવાદનાં પરિણામ.

### પ્રકરણ ૫ મું.

### કેળવણીનો પ્રદેશ.

" Their sense is with their senses all mixed in,
Destroyed by subtleties these women are!
More brain, O Lord, more brain! or we shall mar
Utterly this fair garden we might win."

George Meredith.

કેળવણીના વિષય જેવી બીજા કોઈ વિષયમાં પુરૂષની ટુંકી દૃષ્ટિ આગળ પડી આવતી જણાતી નથી. પ્લેટોની વિશાળ બુદ્ધિશક્તિ સમજી શકી હતી કે રાજ્યના સમસ્ત બંધારણનો પાયો સંગીન કેળવણી ઉપરજ રચાયો છે, તથા મનુષ્યજાતિની ઉન્નતિ માટે જે બે મોટાં સાધન છે તેમાંનું કેળવણી એક છે. પણ પ્લેટોનો ઉપદેશ કોઇએ ગ્રહણ કર્યો નથી. પોતાનાં સંતાનોના પુનરૂજ્જીવન માટે જગત્ વાટ જોઈ રહ્યું છે. ઘણા યુગ સુધી સ્ત્રી કેળવણીનું અસ્તિત્વ જ હતું નહિ. સ્ત્રીના ઉતરતા દરજ્જા વિષે મૂર્ખાઈ ભરેલા વિચારોને લીધે કેળવણી એક નકામા વૈભવ રૂપ ગણાતી. ગ્રીસમાં ઘણા પુરૂષો વચ્ચે જે એક સામાન્ય રખાત (હેટીરા) રાખવામાં આવતી તેની બુદ્ધિ બહુ કુશાગ્ર હતી. પણ તેથી અન્ય પરિણીત સ્ત્રીઓની બુદ્ધિ તદ્દન મંદ થઈ જતી. રોમની માતાઓ પોતાની તેજસ્વી બુદ્ધિને

લીધે ઉચ્ચ કેળવણીને પાત્ર બનતી. ખ્રિસ્તિ ધર્મ અંગીકાર કર્યા પછીના યુરોપમાં પણ કોઈ અપવાદરૂપ પિતાની સાવચેતીથી અથવા માત્ર અકસ્માત્ ભેગા થયેલા સુસંયોગોથી રાણી ઈલિઝાબેથ કે લેડી જેન ગ્રે જેવી સ્ત્રીઓ થઇ. પણ સાધારણ રીતે તો છેક ઓગણીસમી સદી સુધી સ્ત્રી કેળવણી નામનીજ હતી. આવી વસ્તુસ્થિતિ માટે પુરૂષોજ જવાબદાર હતા અને કેળવણીનો ઇજારો પોતે લઈ સ્ત્રીઓની ઈર્ષા કરતા, એમ માનવું યોગ્ય નથી. યુરોપમાં જે વખતે જમીનદારીની પ્રથા હતી તે વખતના ઘણા દાખલા ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે પુરૂષોને પણ કેળવણી પ્રત્યે તિરસ્કાર હતો. તે પછીના વધારે શાંતિમય યુગમાં પણ કેળવણીનાં સુફળ માટે એમને આકાંક્ષા ન હતી. છેક ઈ. સ. ૧૫૦૦ની સાલમાં પણ એક અંગ્રેજના શબ્દો નજરે પડે છે કે "આ મૂર્ખ જ્ઞાનનું સત્યાનાશ જજો. બધા વિદ્વાનો ભિખારી છે.......ઇશ્વરના સોગન ખાઇને કહું છું કે મારો છોકરો ભણે તે કરતાં તો ફાંસી ખાય તો હું વધારે ખુશી થાઉં. સદ્ગૃહસ્થોના પુત્રોને તો રણશિંગડું સારી રીતે વગાડતાં આવડે, ચાલાકીથી શિકાર કરતાં આવડે કે બાજ પક્ષીને કેળવતાં ને ઉંચકતાં આવડે એજ યોગ્ય છે. ભણવાનું તો ગામડીયા લોકોને માટે છે."* આ પછીની સદીઓમાં જે કન્યાઓના પિતા તેમને માટે શિક્ષક રાખી શકે તેવી સ્થિતિના હોય તેમની દશા કાંઈક સુધરી. પણ એ શ્રીમંતાઈના

---

* ગુડસેલ કૃત The Family as a Social and Educational Institutionમાં મૂકેલું અવતરણ.

૧૬ મી સદીના ઇંગ્લાંડમાં તો આવા વિચાર હતા. પણ વીસમી સદીના હિંદમાં ક્યાં નથી? શ્રીમંતો પોતાના પુત્રોને ભણાવતા નથી કારણ કે "અમારે ક્યાં નોકરી કરવા જવું છે." એક હિંદી લેખકે સત્યજ કહ્યું છે કે

"શિક્ષે! તુમ્હારા નાશ હો! તુમ નોકરી કર હિત બની,
લો મૂર્ખ તે! જીતી રહો! રક્ષક તુમ્હારે હય ધની."

(અનુવાદક).

ઠાઠમાં કોઇકનેજ સરસ્વતી દેવીની સાચી પ્રસાદી મળતી. સાધારણ વર્ગની સ્ત્રીઓને તો રાંધવું, કપડાં સિવવાં, બાળક સંભાળવાં અને દેવળમાં જવું એટલુંજ શિક્ષણ મળતું. પણ આ સાથે ભૂલવું ન જોઇએ કે એ વખતમાં તો ઓક્સફર્ડમાં રસ્કિન કોલેજ ઉભી કરવી એ સોમરવિલ્લ કોલેજ† ઉભી કરવા જેવું જ મુશ્કેલ હતું.

સારા ધોરણનું સ્ત્રીશિક્ષણ માત્ર ગયા સૈકામાંજ શરૂ થયું. સ્ત્રીસ્વાતંત્ર્યની પ્રવૃત્તિનું એ પહેલુંજ ઔરસ સંતાન હતું—જેમ કારખાનાંઓમાં સ્ત્રીઓની મજુરી એ પહેલું અનૌરસ સંતાન હતું. પાછળ રહેલા માનસિક બળથી જુદી પડી કોઈ પ્રવૃત્તિ પોતાનો વિકાસ કરી શકે નહિ. સ્ત્રીઓને શરૂઆતથીજ લાગ્યું કે જો સમાનતાનો હક સિદ્ધ કરવો હોય તો પુરૂષો સાથે હરીફાઈ કરવામાં તો પુરૂષો જે બુદ્ધિબળથી પોતે ચઢીઆતા ગણાય છે તે બુદ્ધિબળજ પ્રાપ્ત કરવું પડશે. શિક્ષણ મેળવવાની લડત અને શિક્ષણપ્રાપ્તિ એ સ્ત્રીસ્વાતંત્ર્યવી પ્રવૃત્તિમાં એક અત્યંત રસિક પ્રકરણ ઉમેરે છે. આમાં એક તરફ મમતભર્યો દૃઢ આગ્રહ અને બીજી બાજુ ખોટા તિરસ્કારથી ભરપૂર વિચારો એ બેનું દિગ્દર્શન થાય છે. પરિણામે કચવાતા મને કરેલાં સમાધાન થતાં. અને તેને લીધે અર્ધશિક્ષણની માઠી અસરો ઉત્પન્ન થઈ. એ સમયે સ્ત્રીશિક્ષણે જે માર્ગ ગ્રહણ કર્યો અને જે હજી ચાલુ છે તે સર્વ રીતે યોગ્ય હતો એમ તો નજ કહેવાય. સ્ત્રીસ્વાતંત્ર્યવાદના સર્વ ખોટાં વલણને એણે બળવાન્ છતાં અણઘટતું ઉત્તેજન આપ્યું. સ્ત્રીશિક્ષણનો ખરો અર્થ એજ કે સ્ત્રીની સ્ત્રી તરીકેજ કેળવણી. વ્યવહારમાં તો "સ્ત્રીઓની કેળવણી" એટલોજ અર્થ લેવાયો છે. પુરૂષના શિક્ષણના પાયા ઉપર એ રચાયું છે. આથી તેણે પુરૂષના અને સ્ત્રીના હિતને સરખુંજ નુકસાન કર્યું છે. પણ આ વિષે પછી કહીશું.

મનુષ્યના આચાર અને વિચાર ઘડવાની શક્તિમાંજ કેળવણીનું

---

† હાલની ઑક્સફર્ડની સ્ત્રીઓની પ્રખ્યાત પાઠશાળા. (અનુવાદક)

મહત્વ સમાયું છે. ઉચ્ચતમ શિક્ષણુમાંજ ધંધાને લગતી કેળવણીની બાજુ મુખ્ય ગણાય છે. મનુષ્યનું મગજ કેળવી શકાય તેવું છે તેથીજ કેળવણીની આવશ્યકતા છે. એક સામાન્ય સત્યથીજ કેળવણીની સફળતા સિદ્ધ કરી શકાય તેમ છે કે જે પ્રજાએ કેળવાયલી છે તેજ સુધરેલી પ્રજાએ છે અને દુનિયામાં રાજ્ય સુધરેલી પ્રજાઓનુંજ છે. ઓઘે ઉતરતા ગુણો ઉપર વિશ્વાસ વધતો જાય છે એમ આપણા જમાનામાં દેખાય છે. જો આ માન્યતા દ્રઢતર થાય તો પૂર્વના દેશોનો પ્રારબ્ધવાદજ બધે પ્રસરવાનો. પણ યુરોપનું બળ ઓઘે ઉતરતા ગુણો ઉપર પણ વિજય મેળવશે અને તે ગુણોને સારા સંયોગોને વશ કરી શકશે, એમ આશા રાખી શકાય. બધા સંયોગોમાં સૌથી બળવાન્ શક્તિ શિક્ષણની છે. કુદરતે મનુષ્યના હાથમાં શિક્ષણ રૂપી મોટું હથિયાર આપ્યું છે. પુરૂષોજ માત્ર એ હથિયાર કબજે કરી લે તો મનુષ્ય જાતિના હિતમાં જરૂર નુકસાન થાય. આ શિક્ષણ કેવું હોવું જોઇએ એજ એકલો પ્રશ્ન છે. દુનિયાના પ્રથમ શિક્ષણ શાસ્ત્રી પ્લેટોનો અભિપ્રાય એવો છે કે સ્ત્રી અને પુરૂષ એ બન્નેના શિક્ષણમાં કાંઇજ ફેર ન રાખવો. પ્લેટોના પ્રખ્યાત ગ્રંથ 'રીપબ્લિક'માં કેટલીક જગાએ સોક્રેટીસ બન્ને જાતિનાં કાર્ય સમાનજ જોઇએ એમ સાબિત કરવાનો પ્રયત્ન કરે છે. એની પહેલી દલીલ એ છે કે જો સ્ત્રીમાં કોઇ અમુક કાર્ય કરવાની શક્તિ પુરૂષના જેટલીજ હોય તો એ સ્ત્રી છે માટે એને તે કરતાં અટકાવવી ન જોઇએ. દૃષ્ટાંત આપતાં સોક્રેટીસ કહે છે કે કુતરાને ચોકી કરતાં આવડવી જોઇએ એમ આપણે માનીએ છીએ. હવે જો કુતરી કુતરા જેટલીજ સારી રીતે ચોકી કરી શકતી હોય તો આપણે એને રાખતાં અચકાતાં નથી. આ પ્રમાણે તર્કબળથી એ સિદ્ધ કરે છે કે સ્ત્રી પુરૂષની કેળવણી એકજ જાતની હોવી જોઇએ, કારણ કે માત્ર એક સિવાય બીજું કોઇ એવું કોઇ કાર્ય નથી કે જે પુરૂષ કરી શકે અને સ્ત્રી ન કરી શકે. પણ આ એક

કાર્યનો અપવાદજ પ્લેટોના ઉપદેશની મોટી ખામી બતાવી આપે છે. માત્ર સ્ત્રીજ માતા થઇ શકે છે. બાળકના જન્મ પહેલાં અને પછી માતાની ફરજો એટલી કઠણ હોય છે કે તે માટે ખાસ અભ્યાસની જરૂર છે. આથી પુરૂષની વિવિધ પ્રવૃત્તિઓમાં સ્ત્રીથી ભાગ લઇ શકાય નહિ. સ્ત્રી જો પુરૂષત્વ સ્વીકારે તો માતૃત્વ અને લગ્ન સંભવી શકે નહિ. સ્ત્રીપુરૂષની સમાનતાનો આદર્શ સિદ્ધ કરવા માટે પ્લેટો એ એક સંસ્થા તરીકે લગ્નને એકદમ નિર્મૂળ કરી નાખ્યું. 'રીપબ્લીક' ગ્રંથમાંનાં પ્લેટોના કલ્પિત કાયદા અને ખોટાં અનુમાન જેવું ધૃષ્ટ, રસપૂર્ણ અને આધારરહિત આખા ગ્રીક તત્વજ્ઞાનના ભંડારમાં બીજું કાંઇજ નથી. પ્લેટોનું રીપબ્લીક એક અશક્ય સ્વપ્નજ છે અને સાથે સાથે અનિષ્ટ સ્વપ્ન પણ છે. પ્લેટોની પેઠે આજના સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓને પણ લગ્ન અને માતૃત્વ એ સમાનતાની ભાવનામાં મોટા અંતરાય રૂપ લાગે છે. અને તેની પેઠેજ તેઓ કુટુંબજીવનનો સમુળગો નાશ કરવા ઇચ્છે છે કે કાંતો રાજ્યે રાખેલી નર્સો કે બાળગૃહો વડે કુટુંબનો બોજો હલકો કરવા ઇચ્છે છે. નર્સો અને બાળગૃહની યોજના શક્ય કે ઇષ્ટ છે કે નહિ તે વિષે અન્ય સ્થળે વિચાર કરીશું. પ્રજાનો નાશ કર્યા સિવાય માતૃત્વનો વિનાશ થઇ શકેજ નહિ, એ તો દીવા જેવું ચોખ્ખું છે. જે લોકો પ્રગતિ માટે યત્ન કરે છે તેઓને મનુષ્યજાતિ કાયમ રાખવાની ઇચ્છા છેજ એમ ધારી લેવું જોઇએ. ગમે તેટલાં ઉત્સાહી હોય, પણ સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ પણ આજ પ્રકારનાં માણસો છે એમ કહી શકાય. આ ધારણા સાથે તેમના મત મળતા ન આવે તો તેમના દૃષ્ટિબિંદુમાં કાંઇક ભૂલ હોવી જોઇએ. માતૃત્વનું વ્યાપકત્વ એ લોકો સ્વીકારતાં નથી અને એમ માને છે કે માતા ઘરની બ્હાર પોતાનું 'સ્વાતંત્ર્ય' મેળવવા સખ્ત મજુરીની ગુલામગિરી ઉઠાવતી હોય તો પણ માતૃધર્મની ખોટ પૂરી શકાય તેમ છે. ગમે તેમ પણ આપણે તો નિરાશાવાદીઓ અને જગતના પાપાચારો છતાંએ એમ ધારીશું

કે જીવવું ઇષ્ટ છે અને મનુષ્યજાતિને જીવાડવા માટે યત્ન કરવો એ પણ ઇષ્ટ છે. આ માન્યતાની અસર કેળવણી વિષેના વિચારો ઉપર પણ થશે. લગ્નની એક સંસ્થા તરીકે આવશ્યકતા પણ આપણે અત્યારે સ્વીકારીશું. આ માન્યતા વિષે વાંધો તો ઉઠાવવામાં આવશેજ. પણ એ આખા પ્રશ્નનું વિવેચન ત્રીજા ખંડમાં કરીશું.

આપણે પ્રથમ જોયું તેમ જો મનુષ્ય જાતિની ઉન્નતિ માત્ર કેળવણીથીજ થઇ શકે તેમ હોય અને કેળવણીનું મુખ્ય કાર્ય તે પુરૂષો તેમજ સ્ત્રીઓને જીવનના કઠિન પ્રસંગો અને ફરજો માટે તૈયાર કરવાનું જ હોય તો એમ સિદ્ધ થાય છે કે દરેક શિક્ષણક્રમનો પાયો જે ખાસ કામ માટે એ શિક્ષણ યોજાયું હોય તેના ઉપરજ રચાવો જોઇએ. જો લિંગભેદ દેખાય છે તેટલાજ કઠણ હોય–અને એ કઠણતાજ સ્ત્રીના સંબંધમાં કુદરતનો હેતુ બતાવી આપે છે–તો પછી સ્ત્રી કેળવણીનો ક્રમ સ્ત્રી પોતાના ગૃહની વાસ્તવિક રીતે તથા કાયદેસર રાણી થવાની છે એ હેતુ ધ્યાનમાં લઇનેજ રચાવો જોઇએ. જે કેળવણી સ્ત્રીને સારી ગૃહિણી અને સારી માતા બનાવે તે તદ્દન સારીજ હોવી જોઇએ. કદાચ કોઇને લાગશે કે આ તો વ્યવહારની વાતો થઇ. પણ ડહાપણભરી વ્યાવહારિકતા કરતાં ઘણીએ વધારે ખરાબ વસ્તુઓ જગતમાં છે. પુરૂષની કેળવણી પણ એ ભવિષ્યમાં જે થવાનું ધારતો હોય તે પ્રમાણે અપાય છે. ધારાશાસ્ત્રી તરીકે નામ કહાડવાની ઇચ્છા રાખનાર વૈદક વિદ્યા સાથે ફાંફાં મારતો નથી કે ઇજનેર થવા ઇચ્છનાર તત્વજ્ઞાનમાં કે કાયદાની બારીકીઓમાં માથું મારતો નથી. તેજ પ્રમાણે જો સ્ત્રીનું કાર્ય ઘરમાં રાજ્ય કરવું એજ હોય તો પછી અક્ષરગણિતની માથાકુટો પાછળ તેની આંખો બગાડવાની શી જરૂર છે?*

---

* ધારાશાસ્ત્રી થવા ઇચ્છનાર વૈદક વિદ્યા સાથે ફાંફાં મારતો નથી કે ઇજનેર થવા ઇચ્છનાર કાયદા શીખતો નથી એ સાદી વાત તો સૌ કોઈ સમજે છે. પણ ધારાશાસ્ત્રી થવું કે વૈદ થવું એ પુરૂષની પોતાની મરજી

અમુક વય સુધી છોકરાઓ અને છોકરીઓનું શિક્ષણ એકજ હોવું જોઇએ. પણ યુવાવસ્થા પ્રાપ્ત થતાં તેમની શરીર રચનામાં ફેર પડે છે અને તે પછી નવી પરિસ્થિતિને અનુકૂળ અભ્યાસ ક્રમ રચાવો જોઇએ. હાલની કેળવણીની પદ્ધતિમાં કન્યાઓનો ક્રમ છોકરાઓ જેટલોજ કઠણ છે. આને લીધે તેમજ આરોગ્યના કેટલાંક ખોટા વિચારોને લીધે કન્યાએ જે સમયે આરામ લેવો જોઇએ તે સમયે લઇ શકાતો નથી. વળી પરીક્ષાઓની ઘેલછાનાં વિપરીત પરિણામ પણ આપણે નજરે જોઇએ છીએ. છોકરાઓને તો પરીક્ષા આપ્યા વિના છુટકો નહિ જ. પણ સ્ત્રીને તો પરીક્ષાની કાંઇજ જરૂર નથી. જેમ ઉમ્મર વધતી જાય છે તેમ પરીક્ષાનો બોજો વધતો જાય છે. અને એજ સમયે શરીરની સંભાળ લેવાની અગત્ય પણ વધારે હોય છે. મિસિસ આર્ચિબાલ્ડ કોલ્કહૂન ખરૂંજ કહે છે કે "આધુનિક કેળવણીનો માર્ગ સ્ત્રીઓનાં મૃતપ્રાય, અપંગ, નિર્જીવ શરીરોથી છવા-

---

ઉપર છે. સ્ત્રીને માટે તો પુરૂષોએ એકજ રસ્તો—પરિણીત જીવનરૂપી ગુલામગિરી—ઘડી રાખ્યો છે તેના ઉપરજ સ્ત્રીએ તો જવું જોઈએ! સ્ત્રીજ માતા થઈ શકે છે અને ઘર ચલાવી શકે છે તથા મનુષ્યજાતિને ટકાવી રાખવા માટે લગ્ન આવશ્યક છે એ સર્વ સ્વીકાર્યાં છતાં એક સત્ય તો કાયમજ રહે છે કે જેમ પુરૂષને તેમ સ્ત્રીને લગ્ન એ સ્વેચ્છાનો વિષય છે. કોઈ સ્ત્રી કુમારિકા રહેવા ઈચ્છતી હોય, તો તે 'આદર્શ ગૃહિણી અને આદર્શ માતા'નું શિક્ષણ લઇને શું કરે? વળી જગતના વિવિધ કોટિના જ્ઞાનમાંથી સ્ત્રીને બાતલ શામાટે રાખવી જોઈએ? ઘરનો હિસાબ રાખતાં કે બાળસંભાળનાં બે ચાર પુસ્તકો શીખવાં અને યુનિવર્સિટીનું ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરવું એ બેની સરખામણી શી રીતે થઈ શકે? વળી આપણા દેશમાં તો લાખો વિધવાઓ છે જેમને પેટપુરતા અન્ન માટે પણ ફાંફાં મારવાં પડે છે. તેમને કાયદેસર રીતે ગૃહિણી કે માતા કદિ પણ થવાનું નથી. તો પછી તે 'આદર્શ ગૃહિણી અને આદર્શ માતા' થવાનું શિક્ષણ લે તે નકામું છે. તેમને માટે ઉચ્ચ કોટિનું જ્ઞાન તેમજ પૈસા પ્રાપ્ત કરી શકાય એવા કોઈ જ્ઞાનની આવશ્યકતા તો સૌ કોઈ સ્વીકારશેજ. (અનુવાદક).

ચલો છે. પરીક્ષા રૂપી રાક્ષસી આગળ એ સ્ત્રીઓનાં શરીરનો ભોગ અપાય છે."[1] સ્ત્રીના નાજુક શરીર ઉપર વધારે પડતા બોજાની તરત અસર થાય છે. અને બાલ્યાવસ્થામાં કરેલી મૂર્ખાઇનાં પરિણામ આખી જીંદગી સુધી વેઠવાં પડે છે. ઘણી કેળવાયલી સ્ત્રીઓનાં શરીરનો બાંધો જોતાં આ વાત પ્રત્યક્ષ જણાય છે. હિંદુસ્તાનમાં અને ખાસ કરીને મુંબાઇમાં ૨૫ વર્ષથી પુરૂષો જેવી કેળવણી આપવાને પરિણામે શાળામાં જતી કન્યાઓના આરોગ્યનો નાશ થયો છે. અને પારસી સ્ત્રી ગ્રેજ્યુએટોમાંનો ઘણો મોટો ભાગ પ્રસૂતિનાં કષ્ટ સામે ટકી શકયો નથી. પાશ્ચાત્ય દેશોમાં પણ વસ્તુસ્થિતિ આવીજ છે. આ વિષે ઘણા દાક્તરો ખાત્રી આપે છે. મિસિસ કોલ્કહૂને ડૉ. જે. લાયોનેલ ટેલરનો વજનદાર અભિપ્રાય પોતાના પુસ્તકમાં ઉતાર્યો છે. એ વિદ્વાને The Nature of Woman માં લખ્યું છે કે "આપણે આટલું તો જાણીએજ છીએ કે ભૂતકાળમાં કોઇ વખતે પ્રસૂતિ હાલના જેટલી કષ્ટસાધ્ય થઇ નથી. છેલ્લાં પચાસ વર્ષમાં તો આ પ્રમાણે ખાસ કરીને બન્યું છે. અને આજ સમયમાં કન્યાઓનો અને છોકરાઓનો અભ્યાસનો બોજો વધ્યો છે; વ્યાયામ અને નુકસાનકારક કસરતો વધ્યાં છે. દાખલા તરીકે કન્યાઓ માટે હૉકીની રમત અને યુવાન સ્ત્રીઓ માટે ઘર બ્હારનું કામ."×

સંસારની પરિસ્થિતિ તરફ દુર્લક્ષ રાખે એવી કોઇ પણ કેળવણીની પ્રથાનો સારામાં સારો અંશ એ કે તેને એક મોજશોખનું સાધન ગણી શકાય; તેનો ખરાબમાં ખરાબ અંશ એ કે તે સમાજને બહુજ હાનિકર્તા છે. સ્ત્રીકેળવણીનો ખરો ઉદ્દેશ સારી સ્ત્રીઓ ઉત્પન્ન કરવાનો છે. સારી સ્ત્રી કેવી હોઇ જોઇએ તે સ્પષ્ટ રીતે બતાવવા માટે આપણે કોણ સારી સ્ત્રી ન ગણાય તે ટુંકામાં વર્ણવીશું.

જે સ્ત્રીના જીંદગીમાં એકજ હેતુ એ હોય કે પુરૂષની વાંદર

---

૧ The Vocation of Woman પૃ. ૨૭૬.

× The Vocation of Woman પૃ. ૨૨૯.

નકલ કરવી તે કુસ્ત્રી છે. જેમ કોઇ લુહાર પોતાનું કામ મૂકી વૈદ્યની વાંદર નકલ કરે તે ખરાબ લુહાર કહેવાય તેમ. પરિણામે આવા લુહારને ઉંટવૈદ્યની ઉપમા મળે!

જે સ્ત્રી કામવિકારને માત્ર વિષયવાસનાજ ગણે અને એક પવિત્ર કાર્ય ન ગણે તે કુસ્ત્રી છે. કેમકે આથી તે બહુ સ્વાર્થી થઇ જાય છે, લગ્નનો તિરસ્કાર કરે છે અને છતાં અનીતિમાં ધસડાય છે.

જે સ્ત્રી માત્ર સુખ વૈભવ માણવા માટેજ લગ્ન કરે છે અને જાણી જોઇને સંતાન ઉત્પન્ન કરતી નથી તથા પુરૂષને ભારરૂપ જીવન ગાળે છે તે કુસ્ત્રી છે. કારણ કે તે સ્ત્રીજાતિનો મુખ્ય હેતુ નિષ્ફળ કરે છે અને લગ્નનું રહસ્ય ઉલટાવી દે છે.

જે સ્ત્રી સંતાન ઉત્પન્ન કરે છે પણ તેમની કેળવણી તરફ દુર્લક્ષ રાખે છે તે કુસ્ત્રી છે. પછી ભલે આ દુર્લક્ષ અજ્ઞાનને લઇને હોય કે મોજશોખમાં વખત ગાળવાને લીધે હોય કે પુરૂષનું અનુકરણ કરવાની ખોટી ટેવને લીધે હોય.

જે સ્ત્રી પરપુરૂષો સાથે નખરાં કરે છે તે કુસ્ત્રી છે. કારણ કે નખરાં કરવાં એ પ્રેમની મશ્કરી છે. એ ટેવ હંમેશાં દઝાડે છે અને કોઈ વખત બાળી પણ મૂકે છે. આજ લક્ષણને લીધે સ્ત્રીને કવિઓ અને નવલકથાકારોએ વિચિત્ર, પરસ્પરવિરોધિ ભાવોથી ભરેલી કહી છે.

જે કુસ્ત્રી નથી તેના હૈયામાં કુટુંબ અને પ્રજાની દાઝ નિરંતર રહે છે. મનુષ્ય જાતિનું એ મધુર પુષ્પ છે. અને તેની ઉચ્ચતમ ભાવનાઓને પોતાની મધુરતા સૌંદર્ય અને શ્રમથી એ પુષ્પ પોષે છે. પુરૂષનો એ શ્રેષ્ઠ ગુરૂ છે. માનવ વ્યક્તિઓને એજ ઘડે છે. સ્ત્રીને લીધેજ જીવનનાં તીવ્ર દુઃખ સહ્ય થાય છે; એને લીધેજ જીવનનાં સુખ પ્રિયતર થાય છે. કલાવિધાયક પ્રેરણાનું મૂળ સ્ત્રીજ છે. માનવ જાતિના પવિત્ર ધામ-ગૃહનું-મધ્યબિંદુ સ્ત્રીજ છે. કવિ એને વિષે

સત્યજ કહે છે કે સ્ત્રી "અર્ધી સ્ત્રી છે, અર્ધું સ્વપ્ન છે."† જે કળા જીવનનું સૌંદર્ય વધારવાને બદલે આંખના પાટા સમાન થઈ પડે તે અનિષ્ટ કળા છે. જે કેળવણી સ્ત્રીમાંથી નકલી પુરૂષ ઉત્પન્ન કરવા યત્ન કરે અને કુદરતની રચનામાં વિરોધ આણે તે અનિષ્ટ કેળવણી છે. સ્ત્રી માતા, શિક્ષક, કુટુંબની અધિષ્ઠાત્રી થવા સરજાઇ છે. અને આ જવાબદારીના કામ માટે તૈયાર કરે એવીજ તેની કેળવણી હોવી જોઇએ.

આ વિચારો વિષે બે જાતના અનર્થ ન થાય તેને માટે પ્રથમથી સાવચેતી લેવી પડશે. માતૃત્વની કેળવણી એટલે જેમ બને તેમ ઓછી કેળવણી એવો અર્થ નથી. એ શિક્ષણ સંકુચિત પણ નથી. ગૃહમાં જેટલાં અનેક કામ હોય છે તે બધાંને પહોંચી વળવા જેટલું એ વિશાળ હોવું જોઇએ. આથી ઘણી બાબતોમાં તેનું શિક્ષણ પુરૂષ કરતાંએ વિશાળ થશે. અંકગણિત, અખૂટ સાહિત્ય, આરોગ્યશાસ્ત્ર, ગૃહકળા (જેની અંદર પાકશાસ્ત્ર, અને ભરતગૂંથણ આવી જાય છે) લલિતકળાઓ જે જીવનમાં સૌંદર્ય અને આત્માના વિકાસ માટે જરૂરની છે તેમાંથી એકાદ, શરીરવિજ્ઞાન, સંભાળથી અને સચોટ રીતે અપાતું લિંગભેદ વિજ્ઞાન, અને એ સર્વથી શ્રેષ્ઠ નૈતિક શિક્ષણ જેનાથી એના વ્યક્તિત્વની અક્ષય છાપ એનાં બાળકો ઉપર પડે, આ સર્વનો સ્ત્રીના શિક્ષણમાં સમાવેશ થાય છે. બધા ધર્મોના કહેવાતા ધર્મગુરૂઓ જેમાંના ઘણાખરા તો ઢોંગી ધૂતારા હોય છે તેમના કરતાં એક સ્ત્રી ધાર્મિકતાનું અને ઉચ્ચ આદર્શોનું વાતાવરણ ઘણીજ વધારે સારી રીતે ફેલાવી શકે છે. ભૂત અને ભવિષ્યને જોડનારી સાંકળ સ્ત્રીજ છે. ધર્મની ગંગા સ્ત્રીમાંથીજ વહે છે અને તેમાં સ્ત્રીની પોતાની ધાર્મિકતા અને વ્યક્તિત્વ શોભા ઉમેરે છે. સ્ત્રીના બધા દૃઢ વિચારો અને આદર્શો બાળકને શીખવવા જોઇએ. અને એ સર્વ વિચારોની અને આદર્શોની જીવંત પ્રતિમા એ બાળક થશે. જો કે ઉમ્મર વધતાં બાળકના બાલ્યાવસ્થાના આદર્શો બદલાય

† કવિવર ટાગોરના The Gardenerમાં પૃ. ૫૯.

છે ખરા પણ માતાના શબ્દોના રણકારં તેના કાનમાં નિરંતર વાગ્યા કરે છે. માતાના અમુક પંથને લીધે નહિ પણ તેની સત્યનિષ્ઠાથી મોટી ઉમ્મરે પણ તેનાં સંતાનોની શ્રદ્ધા દૃઢ રહે છે. માતા દૈવી પ્રેરણાનો ઝરો છે. તેનાં સંતાનોનાં જુદાં જુદાં લક્ષણો આગળ જતાં વિવિધ સ્વરૂપ લે છે. પણ તે બધાનું મૂળ, માતાનો સ્નેહ જે મનુષ્યજાતિના સદ્‌ગુણોમાં શ્રેષ્ઠ છે તેમાંજ રહેલું છે. જો બાળકના શિક્ષકની ગરજ સારવી હોય તો માતાની બુદ્ધિનો પૂર્ણ વિકાસ થએલો હોવો જોઇએ. અને આપણે ધારીએ તેટલું બધુંજ જ્ઞાન તેનામાં હોય તો એક ગ્રેજ્યુએટ કરતાં કોઈ રીતે ઉતરતી ન જ હોય અને નૈસર્ગિકતામાં તો એનાથી ચઢીયાતી જ હોય.

વળી એમ પણ વાંધો ઉઠાવવામાં આવશે કે સ્ત્રી શિક્ષણનો ક્રમ ગમે તેટલો મોટો હોય તો પણ જો માત્ર માતૃત્વ એ એકજ હેતુ પૂર્ણ કરવા માટે રચાયો હોય તો એ વ્યર્થ છે. કારણ કે માત્ર જ્ઞાન મેળવવાના હેતુથી જ જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે ( knowledge for the sake of knowledge ) એ મહાન્ અને સૌથી અગત્યની ભાવનાને એ ક્રમ પોષતો નથી. માત્ર ભૌતિક સુખો પ્રાપ્ત કરવાના હેતુથી જ્ઞાન મેળવવાનું નથી. જો આનો અર્થ એમ હોય કે જ્ઞાન મેળવવાનો કોઇ અંતિમ હેતુ નથી તો આ આખી દલીલ નકામી છે. કારણ કે કાંઇ પણ હેતુ નહોય એવી જાતનું તો કોઇ જ્ઞાન હોયજ નહિ. પુરૂષની કેળવણીમાં પણ વ્યાવહારિક લક્ષબિંદુ રાખવામાં આવે છે. એને કમાવાનું છે અને પોતાને લાયક ધંધા માટેજ તૈયારી કરવાનો એને હક છે. અને તેથી એને એજ ધંધા માટે અભ્યાસ કરવો પડે છે. જ્યારે જીવનની અગત્યની ફરજો પૂરી થઈ હોય ત્યારેજ જ્ઞાન જ્ઞાન ખાતરજ મેળવી શકાય. સોક્રેટીસની પેઠે જ્ઞાન માટે અત્યંત પ્રેમ એ માણસનો એક સદ્‌ગુણ કહેવાય પણ તેથી અગત્યની ફરજો તરફ દુર્લક્ષ કરવાનો કોઇને હક મળતો નથી. સોક્રેટીસ જેવા સત્યના મહાન્ સંશોધકના સંબંધમા આ કાયદો

કાંઇક શિથિલ કરી શકાય; કારણ કે તેની તેજસ્વી બુદ્ધિશક્તિએ જ્ઞાનમાત્રની પ્રાપ્તિથી પણ મનુષ્ય જાતિની મહાન્ સેવા બજાવી છે. સાધારણ કાટુંબિક જીવન જો એણે ગાળ્યું હોત તો એવી સેવા ન જ થઇ શકી હોત. પ્રભાવશાળી બુદ્ધિવાળું મનુષ્ય (genius) સામાન્ય રીતે જોવામાં આવતું નથી. એના વિકાસના નિયમો જુદાજ હોય છે. અને પોતાની આસપાસની પરિસ્થિતિ એ પોતેજ ઉભી કરે છે. એ એક અલૌકિક વ્યક્તિ છે તેથી એનો માર્ગ સામાન્ય મનુષ્યો જેવો નથી હોતો. જગતની રૂઢિઓ સાથે અને કોઇ વખત કાયદાઓ સાથે પણ એને ઘણો વિરોધ થાય છે. આવાં કેટલાંક વિચિત્ર મનુષ્યોને કેટલી હદસુધી સ્વતંત્રતા આપવી તે દરેક સમાજે પોતે નક્કી કરવાનું છે. પણ એવાં પ્રભાવશાળી મનુષ્યોને સાધારણ માણસોને તાજવે તોળવાં ન જોઇએ. શેલી કે નેલ્સનનું કૌટુંબિક જીવન અનુકરણીય હતું જ નહિ. પણ તેમના કાર્યના મૂલ્યથી તેમના દોષો ઢંકાઇ જાય છે. અને એકંદરે જોતાં તેમનું જીવન કેવું હતું તેનોજ જગતે વિચાર કરવો જોઇએ. એવી પ્રભાવશાળી વ્યક્તિઓ માટે રૂઢિઓ અને કાયદા વિનાશરૂપ છે. અને એમના સંબંધમાં એ બધા કાયદા શિથિલ કરવાજ પડે. પણ મનુષ્ય જાતિની જેણે કાંઈ પણ મહાન્ સેવા બજાવી ન હોય એવાં સાધારણ માણસોને આવું સ્વાતંત્ર્ય માગવાનો હક નથીજ. નૈતિક નિયમોનું આજ્ઞાર્થ સ્વરૂપ આવા અપવાદોથી બદલાતું નથી. આ કહેવાનો હેતુ તો એટલોજ છે કે મનુષ્ય સ્વભાવ વિચિત્ર છે. સંસારની કેટલીક રૂઢિઓ તોડવાથીજ મનુષ્ય સ્વભાવના ઉચ્ચતમ હેતુઓ પાર પડે છે. પોતાના જીવનના મહાન્ કાર્યને ખાતર ન્યુટન પતિ કે પિતા તરીકે ધુરા ઉપાડવાની ના કહે તો વ્યાજબી છે. પરંતુ ગમે તે કોઇ માગે તેને ન્યુટનનો ખાસ હક મળતો નથી. અસાધારણ કામ અને લાયકાતથીજ એ મેળવી શકાય છે બુદ્ધિશક્તિના શાસ્ત્રમાં, વિજય, એ એક જ કસોટીનું સાધન છે; નિષ્ફળતા અને નિંદા સહન કરવાની શક્તિ એજ એકલું એનું પ્રમાણનું સાધન છે.

ટુંકામાં જે સિદ્ધ કરવું છે તે એજ કે દરેક મનુષ્યને પોતાની ફરજ બજાવવાની હોય છે અને તેથી જે શિક્ષણથી એ નકામું થઈ પડે અથવા પોતાની ફરજો સમજી ન શકે તે એને આપી શકાય નહિ. માત્ર ઉપર દર્શાવેલાં અલૌકિક પ્રભાવશાળી મનુષ્યોજ આ નિયમનાં અપવાદરૂપ છે. એવાં મનુષ્યો સુભાગ્યે એટલાં થોડાં હોય છે કે આવો અપવાદ કરવામાં કાંઇ નુકસાન નથી. તેજ પ્રમાણે સ્ત્રીના સંબંધમાં પણ એનો જ્ઞાન પ્રાપ્ત કરવાનો હક તો કબૂલ કરવોજ જોઇએ. પણ એટલું તો કહેવું જ જોઇએ કે જે શિક્ષણ સ્ત્રીની અગત્યની ફરજોથી વિમુખ હોય; સાંસારિક જીવનની કાયદેસર માગણીઓ પ્રત્યે પણ એને બેદારકાર અને વિરૂદ્ધ બનાવે; શરીર, સ્ત્રીના શ્રેષ્ઠ સદ્‌ગુણો, અને સમાજની સેવા કરવાની શક્તિ એ સર્વના ભોગે મનનો વિકાસ કરે એ શિક્ષણ અધુરૂં અને નકામું છે.

માતૃત્વના શિક્ષણને આટલું વજન આપવાથી બીજી એક ગેર-સમજ ઉત્પન્ન થવા સંભવ છે. આ પણ પહેલેથીજ દૂર કરવાની જરૂર છે. કહેવાનો આશય એમ નથી કે દરેકે દરેક સ્ત્રીએ ગમે તેમ થાય પણ પરણીને કુટુંબવૃદ્ધિ કરવીજ જોઇએ જેમ અસાધારણ પ્રભાવશાળી બુદ્ધિવાળા પુરૂષ સંસારના સર્વ નિયમોમાં અપવાદ રૂપ છે તેમ એવી બુદ્ધિવાળી સ્ત્રી પણ છે જ. સ્ત્રીજાતિમાં હજી સુધી શેક્સ્પીયર, ગોઇટે, ન્યુટન, ડાર્વિન, મોઝાર્ટ, બીટોવન, રાફાએલ કે લીયોનાર્ડો ડા વિન્સી ઉત્પન્ન થયા નથી. તો પણ સ્ત્રીજાતિમાં પણ અસાધારણ બુદ્ધિશાળી વ્યક્તિઓ નજરે પડે છે તેની કોઇ ના નહિ જ કહે. નમ્ર મિસિસ હીમન્સ, માર્મિક જેન ઑસ્ટિન, ઉદાસ છતાં કરૂણાજનક બ્રૉંટી બ્હેનો અને મરદાની જ્યૉર્જ ઇલિયટ એ સર્વના સંસર્ગમાં કેવો મધુર આહ્‌લાદ મળે છે? ઇલિઝાબેથ બ્રાઉનિંગની ભાવપૂર્ણ ઊર્મિઓ પ્રત્યેની આપણી માન-વૃત્તિને કયા શબ્દોમાં વર્ણવી શકાય? પરિણીત પ્રેમનું વર્ણન એની પોર્ટુગીઝ સોનેટસમાં જેવું છે તેવું સમસ્ત ઇંગ્લિશ સાહિત્યમાં બીજે

નથી. સ્ત્રી હૃદયનો અમૂલ્ય ખજાનો એમાં ભર્યો છે. જો આમાંની કોઇ પણ લેખિકાઓએ કૌટુંબિક જીવન ગાળવા ખાતર પોતાની તેજસ્વી બુદ્ધિશક્તિનો ભોગ આપ્યો હોત તો જગતને મોટું નુકસાન થયું હોત. પણ આ સર્વ સ્ત્રીઓ હતી તેથીજ તેમની બુદ્ધિ આટલી તેજસ્વી બની. માશુક, પત્ની કે માતા તરીકેના સ્વાનુભવ સિવાય મિસિસ હીમન્સ કે મિસિસ બ્રાઉનીંગે કાંઇજ કર્યું ન હોત. શાર્લોટ બ્રૉંટીના જીવનમાં અપાત્રે ઢોળેલા પ્રણયની કરૂણકથા ન બની હોત તો એની બુદ્ધિ નકામી થઇ હોત. જ્યૉર્જ ઇલિયટ મરદાની હતી છતાં પ્રેમમાં કેટલી સ્ત્રીત્વથી ભરપૂર હતી? જુની માન્યતાઓ છતાં એટલું કહેવું જોઇએ કે એના જ્યોર્જ લુઇ સાથેના સંબંધમાં કાંઇક સૌંદર્ય હોવું જોઇએ કે જેથી લૉર્ડ ટેનીસન જેવો, વિક્ટોરિયન મધ્ય-યુગની સભ્યતાની મૂર્તિ સમો પણ એનાથી આકર્ષાયો. જ્યૉર્જ સેંડના પ્રેમના અનુભવોને બાયરનના અનુભવો કરતાં જરાએ વધારે તિરસ્કારપાત્ર ન ગણવા જોઇએ. બુદ્ધિનું દિવ્ય તેજ જેનામાં હોય તેનામાં આદરપાત્ર છે, જો કે એવાં મનુષ્યોના નૈતિક દોષો તરફ તો તિરસ્કાર બતાવવોજ જોઇએ.*

દરેક સ્ત્રીપુરૂષના જીવનમાં વ્હેલો મોડો એક પ્રશ્ન આવીજ પડે છે કે "હું પરણવાને લાયક છું?"× "મનુષ્ય જાતિનું હિત

---

*ડો. ઓટો વાઇનીંગર પોતાની Sex and Character માં સ્ત્રીમાં અસાધારણ બુદ્ધિ હોઇ શકે કે નહિ તે પ્રશ્ન બહુ અતિશયોક્તિ સાથે ચર્ચે છે. એની માન્યતાઓને લીધે એનાં સત્યો દબાઈ ગયાં છે. અને સ્ત્રીજાતિનો એણે વગરવિચારે એકદમ તિરસ્કાર કર્યો છે. પણ એને તિરસ્કાર એને પોતાનેજ તિરસ્કારપાત્ર બનાવે છે. દાખલા તરીકે એક જગાએ એ કહે છે કે "સ્ત્રીઓ વિષે ખરેખરો ઉંડો વિચાર કરનારા કોઈજ પુરૂષો એમને માટે ઉંચો અભિપ્રાય ધરાવી શકેજ નહિ. પુરૂષો કાંતો સ્ત્રીઓને ધિક્કારે છે અથવા તો એમણે સ્ત્રીઓ વિષે કોઈ દિવસ ગંભીરતાથી વિચાર જ કર્યો નથી હોતો." (પા. ૨૩૬).

×હિંદુસ્તાનનાં સ્ત્રી પુરૂષોનાં જીવનમાં તો એ પ્રશ્ન કદિ પણ

મારા પરણવાથી સચવાશે કે ન પરણવાથી" એ વિચારવા જોગ સવાલ થઇ પડે છે. અસાધારણ બુદ્ધિશાળી વ્યક્તિઓ આનો જવાબ કાંઇ હંમેશાં નકારમાં આપતી નથી. કારણ કે પ્રેમ બુદ્ધિશક્તિનો વિરોધી નથી. તેમ કોઇની પણ સામાજિક ઉપયોગિતા સાથે પિતૃપદ વિરોધી નથી. સ્પેન્સર અને મિલ્ટન વ્યવહારમાં હોવા છતાં મહાન્ કવિઓ હતા. ઘણા સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ બતાવે છે તેમ સ્ત્રીની બુદ્ધિશક્તિમાં લગ્નથી અંતરાય ઉભો થતો નથી. માતૃત્વ સામે જુસ્સાથી પોકારો ઉઠાવનાર કયાં સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ ઉપર કહેલી પ્રભાવશાળી સ્ત્રીઓથી અડધી પણ શક્તિ ધરાવે છે? કે તેમણે જનસમાજ પર કરેલી અસર કરતાં દસમા ભાગની પણ અસર કરી શકે તેમ છે?

આ પ્રકરણની મુખ્ય બાબત પર હવે આવીએ. સ્ત્રીનું શિક્ષણ એવું હોવું જોઇએ કે તે સામાન્ય કોટિની સ્ત્રીઓને અનુકૂળ થાય. અપવાદો તો નીકળશે જ. કદાચ એક સ્ત્રીન્યુટન કે સ્ત્રીડાર્વિન ઉત્પન્ન થાય એવા બાછા સંભવ માટે સમસ્ત સ્ત્રી વર્ગને પુરૂષોની કેળવણી લેવાની ફરજ પાડવી એ તેમના નૈસર્ગિક વલણને ધોકો પહોંચાડવા બરાબર છે.+

---

આવતો નથી, કારણ કે તેઓ પરણવાને લાયક નીકળશે કે નહિ તે જણાય તેના દસ પંદર વરસ પહેલાં તો તેઓ પરણી ચુકેલાં હોય છે! (અનુવાદક).

+ ખરેખરી તેજસ્વી બુદ્ધિ તો એની મેળેજ પ્રકાશી નીકળે છે. ઘણા મહાન્ કવિઓ, વિજ્ઞાન શાસ્ત્રીઓ અને તત્વવેત્તાઓ નિશાળમાં બંડખોર ગણાતા. અને એમના ઉજ્જ્વલ, ભવિષ્યની કાંઇજ નિશાની તે વખતે દેખાતી ન હતી. આનું કારણ એજ કે કેળવણીની સંસ્થાઓના એક સરખા યાંત્રિક ક્રમ તે એવી બુદ્ધિઓને યોગ્ય નથી હોતા. એ લોકો તો પોતેજ પોતાની કેળવણી ઉત્પન્ન કરે છે. એજ પ્રમાણે અલૌકિક બુદ્ધિવાળી સ્ત્રી પણ પોતાના વિકાસનો માર્ગ સોધી લેશે. કેળવણીની અમુક પદ્ધતિ ઉપર એ આધાર નહિ રાખે. અને સ્ત્રી પુરૂષના એક સરખા અભ્યાસક્રમની પ્રથા ઉપર તો બેશક આધાર નહિજ રાખે.

આ વર્ગના ઘણા મોટા સમૂહને તો લગ્ન અને માતૃત્વનો આદર્શ રાખવોજ પડશે. અને આ કાર્યને અનુકૂળ તેમનું શિક્ષણ હોવું જોઇએ. કેટલીક સ્ત્રીઓ એવી હોય કે જેમને એમ લાગે કે તેમને માટે વધારે ઉચ્ચ પ્રકારનું કાર્ય નિર્માણ થયું છે, અને માતૃત્વથી વિમુખ થવું પડશે, તેમને ઉંચા પ્રકારની કેળવણીના દરેક વિભાગમાં પ્રવેશ કરવાની છૂટ રાખવી જોઇએ. વળી કેટલીક સ્ત્રીઓ કુદરતી રીતેજ વંધ્યા હોય છે, અથવા બીજી કોઇ રીતે માતા થવાને નાલાયક હોય છે. તેમને પણ ઉચ્ચ કેળવણીનો હક છે. ભવિષ્યના દૃષ્ટિબિંદુથી આવી સ્ત્રીઓ કુદરતનાં ઉજ્જડ ક્ષેત્ર છે. પણ કુદરત એટલી ફળદ્રુપ છે કે પોતાનાં અત્યંત કમનસીબ બાળકો માટે પણ કાંઇક સારૂં કામ શોધી આપે છે.

અહિયાં જે જાતના સ્ત્રીશિક્ષણની હીમાયત કરી છે તેવી જાતનું શિક્ષણ જર્મની અને જાપાનમાં અજમાવી જોવાયું છે. અને તે બધેજ દાખલ થવું જોઇએ. જર્મન સ્ત્રીઓ વિષે મિ. રૅાબર્ટ એમ. બેરી કહે છે કે "ગમે તે વર્ગની હોય પણ બધીજ સ્ત્રીઓ ગૃહવ્યવસ્થામાં કુશળ હોય છે. કારણ કે ઘેર માતાઓ એ કામ આગ્રહથી શીખવે છે તે ઉપરાંત દરેક શાળામાં તેને માટે ખાસ વર્ગો હોય છે. ગૃહવિદ્યાની શાળાઓ પ્રશીયા, બાવેરીયા, બાડેન અને વૂર્ટેમ્બર્ગમાં સ્થપાઇ છે. અને તેમાં હાજરી પણ સારી હોય છે. ત્યાં કન્યાઓ અને સ્ત્રીઓને પાકશાસ્ત્ર, સરસામાનની સંભાળ, કપડાં ધોવાનું, અસ્ત્રી કરવાનું, ઘર સાફ કરવાનું, બાગકામ, મરઘાં, બતક મધમાખી વગેરેનો ઉછેર, દોહવાનું, સીવણ, ભરત, વેતરકામ, અંગકસરત, સંગીત, વનસ્પતિશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, આરોગ્યવિદ્યા, અને ઘરનો રોજમેળ લખતાં એ સર્વ શીખવાય છે. નાટકશાળા કે જલસાઓમાં પણ જર્મન કન્યાઓ અને સ્ત્રીઓ ગૂંથતી કે ભરતી હોય એવું ઘણી વાર નજરે પડે છે."* જર્મન લોકોના સંગીનપણાનું

* Germany of the Germans પૃ. ૧૮૫.

આ દૃષ્ટાંત છે. આ યોજનામાં કદાચ જોઇએ તે કરતાં એ વધારે વિષયોનો સમાવેશ થતો હશે. એના ઉપરથી આપણને અનુકૂળ ક્રમ ઘડી શકાય.

જાપાનમાં સ્ત્રીઓની યુનિવર્સિટીના સ્થાપક પ્રો. જિંઝો નારૂઝ પોતાના 'જાપાન' એ પુસ્તકમાં કહે છે કે "અમારૂં વસતિગૃહ સાત વિભાગનું બનેલું છે. કોઈ વિભાગમાં પચીસથી વધારે કન્યાઓ નથી. વસતિગૃહની ઉપરી બાઇને એ લોકો માતા સમાન ગણે છે, અને વિદ્યાર્થિનીઓ એક બીજા તરફ બ્હેનો પેઠે વર્તે છે. પાકશાસ્ત્ર કપડાં ધોવાનું કામ. જમવાની વ્યવસ્થા કરવાનું કામ, ઓરડા શણગારવાનું, ખરચ ખૂટણની વ્યવસ્થા, અને ઘરને લગતી તમામ બાબતો વિદ્યાર્થિનીઓના હાથમાં છે."+ સ્ત્રીશિક્ષણની આ બાજુને ઘણા દેશોમાં દુર્ભાગ્યે કેવળ વિસારી મૂકવામાં આવી છે. પણ હવે એના ઉપર ભાર મૂકવાની જરૂર છે. શિક્ષણ લેનારની વ્યાવહારિક ઉપયોગિતાઓ ધ્યાનમાં રાખ્યા સિવાયજ જો શિક્ષણ આપવામાં આવે તો તેથી કાંતો મોટાઈની સાથે આળસ આવે છે કે કાંતો અસંતોષ ઉત્પન્ન થાય છે. અસંતોષને લીધે માણસ સ્વપ્નમય સૃષ્ટિમાં વસે છે અને પોતાને જે ન મળી શકે તેને માટે અધીરો થયાં કરે છે. સમાજમાં સ્ત્રીનો દરજ્જો, પદવી, અને કાર્યો ધ્યાનમાં લઈ જે શિક્ષણક્રમ રચાયો હોય તેનેજ ખરી સ્ત્રી કેળવણી કહી શકાય.. અને સંગીન પાયા ઉપર રચાયું હોવાથી એ શિક્ષણ જરૂર સફળ નિવડશે. સ્ત્રીના શારીરિક બંધારણને લીધે તેને અમુક અમુક સમયે આરામની જરૂર છે અને તેથી પુરૂષોના જેવી કેળવણી અને પરીક્ષાઓની ઘેલછાથી તેના શરીરની પાયમાલી થાય છે.× હાલની પદ્ધતિ અને આદર્શોમાં

---

+ પ્રકરણ ૩૧, પૃ. ૬૦૭.

× હેવલોક એલિસે એના Man and Woman એ પુસ્તકમાં એંગલમાનમાંથી અવતરણ મૂકયું છે—" મનની શક્તિ અને કુશાગ્રતા ઋતુના શરૂઆતના દિવસોમાં ઓછાં થાય છે એવો નિયમ છે. ઘણાંને પૂછવાથી ૯૫

બહુજ ફેરફાર કરવાની જરૂર છે. પ્રજાની ઉન્નતિ એની કેળવણીની પદ્ધતિ ઉપર આધાર રાખે છે. જે પદ્ધતિ સ્ત્રીને એના જીવનની ફરજો માટે તૈયાર ન કરે અથવા એથી એ આગળ વધીને લગ્ન માટે અણુગમો ઉત્પન્ન કરે તથા લગ્ન વિરૂદ્ધના વિચારોને ઉત્તેજન આપે તે હિતકારક શિક્ષણ ન ગણી શકાય.

ઉંચાંમાં ઉંચું શિક્ષણ ગ્રહણ કરવાની સ્ત્રીમાં શક્તિ છે એ વિષે તો કાંઇ સંશય રહેતોજ નથી. આમાં કાંઇજ નવાઇ જેવું નથી. કારણ કે માતાની ફરજો કરતાં વધારે કઠિન કે વધારે બુદ્ધિબળ વાપરવાનું બીજું કોઇજ કામ નથી. જો કુદરતે સ્ત્રીને પુરૂષના જેવીજ તીવ્ર બુદ્ધિ ન આપી હોત તો અયોગ્ય કહેવાત. જેમને કન્યાઓ અને યુવતીઓને શિક્ષણ આપવાનો સુયોગ પ્રાપ્ત થયો હશે તેમને ખબર હશેજ કે એ લોકોની ગ્રહણશક્તિ છોકરાઓ કરતાં કેટલી બધી વધારે તીવ્ર હોય છે. વળી સંશોધન અને સ્વતઃકલ્પિત વિચારોની શક્તિઓ તો વખત જતાં વિકસી શકે.× મનુષ્યજાતિની બુદ્ધિશક્તિમાં ગુણવાચક કે પરિણામવાચક કાંઈ પણ વધારો થાય તો ધન્યવાદ આપવા જેવું છે. પણ આ વધારો બહુ મોટો ભોગ આપીનેજ મેળવી શકાય એવો પણ સંભવ છે. જો પ્રજામાં બધા માત્ર શેકસ્પીયર અને કેન્ટજ

---

ટકા કેસમાં આ પ્રમાણે સિદ્ધ થયું છે. પૂછતાં ઘણાએ જવાબ આપ્યો હતો કે એ સમયે માનસિક શ્રમ અને અભ્યાસથી બહુજ કંટાળો અને થાક લાગે છે. અને શક્તિનો વ્યય પણ વધારે થાય છે. શરીરની મહેનત કરનારી કન્યાઓમાં તો ૭૫ ટકા કેસોમાં આ પ્રમાણે છે. એ લોકો કહે છે કે તે સમયે કામ કરવાની શક્તિ બહુજ ઓછી થાય છે. અને જોડેની બીજી કન્યાને પોતાનું કેટલુંક કામ સોંપી પોતે કામમાંથી ફારગ થવા પ્રયત્ન કરે છે." (પાનું ૩૪૫)

× સ્ત્રીના મગજનું કદ પુરૂષ કરતાં નાનું છે. માટે એ પુરૂષ કરતાં ઉતરતી છે એમ સિદ્ધ કરવાના બધા યત્ન નિષ્ફળ થયા છે સર્વ કોઈ કબૂલ કરે છે (દાખલા તરીકે ક્લાર્કા) કે પુરૂષ અને સ્ત્રીમાં જે ફેર જણાય છે તે કેળવણી સરખી નહોવાને લીધે જ.

ઉત્પન્ન થાય તો વિપરીત પરિણામ આવે. વળી જેને ગૃહકાર્યની અગત્યની ફરજો તરફ લક્ષ ન હોય પણ ગોઇટે કે કેન્ટ તરફ વધારે ધ્યાન હોય એવી લિંગભેદની ભાવનારહિત સ્ત્રીઓજ જો ઉત્પન્ન થાય તો એથીએ વધારે વિપરીત પરિણામ આવે. ગૃહની ફરજો સ્ત્રી બજાવે તેથીજ શેકસ્પીયર કે મોલિએર અક્ષય કૃતિઓ ઉત્પન્ન કરે એ શકય થયું છે હાલની પુરૂષો જેવી કેળવણીની પદ્ધતિ જીવનની સાદી બાબતો તરફ પણ સ્ત્રીઓને અઘટિત અભાવ ઉત્પન્ન ન કરતી હોત તો એને આટલી બધી ઉતારી પાડવાનું કાંઇજ કારણ ન હતું. સ્ત્રીસ્વાતંત્ર્યવાદના સૌથી પ્રથમ વિરોધિઓએ આ ગેરલાભો સ્પષ્ટ રીતે જોયા હતા. એમની આગાહી દુર્ભાગ્યે ખરી પડી છે. જો કે અભ્યાસથી સ્ત્રીઓના શરીર ઉપર અસર થાય છે અથવા પ્રસુતિમાં કષ્ટ વધારે પડે છે એ વાતની સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ અને ખાસ કરીને કેટલીક શિક્ષણશાસ્ત્રી સ્ત્રીઓ ચોખ્ખી ધસીને ના કહે છે. પણ એમના બીનઅનુભવી વિચારોની વિરૂદ્ધ દાક્તરોના પ્રમાણભૂત અભિપ્રાયો ટાંકવા જોઇએ. માત્ર દાક્તરોજ ખરો અભિપ્રાય આપી શકે કારણ કે એમને પ્રત્યક્ષ અનુભવ હોય છે. અને તેથી શિક્ષિત અને અશિક્ષિત સ્ત્રીઓનાં પ્રસુતિનાં કષ્ટમાં કેટલો ફેર પડે છે તે એ લોકો કહી શકે. જો કે અલબત્ત એમ પણ બને કે કોઇક ભણેલી સ્ત્રીએ પણ શારીરિક રચનાને અનુકૂળ રીતે વર્તવાની સંભાળ લીધી હોય તો સંપૂર્ણ રીતે તંદુરસ્ત હોય.× પણ આ સંભાળ લેવાથીજ પુરૂષો સાથેની હરિફાઇમાં વિરોધ આવે.

પરંતુ શરીરની ક્ષીણતા કરતાં એ વધારે અગત્યની વાત તો સ્ત્રીત્વ તરફ વધતો જતો અભાવ છે. આ અભાવને લીધે જે "ત્રીજી

× મિસિસ જે. એસ. મેકેન્ઝી લખે છે કે, "જો સ્ત્રીની શક્તિની અનુકૂળતાઓ તરફ લક્ષ રાખ્યું હોય તો પછી જોઇએ તે કરતાં વધારે શ્રમ પડવાનો ભય નથી. પોતાના આરોગ્યને અનુસરીને સ્ત્રી કોઇક વખત પુરૂષ તાં વધારે અને કોઇક વખત ઓછું કામ કરી શકે છે."

જાતિ" કહેવાય છે તે ઉત્પન્ન થઇ છે. પણ ખરી રીતે એ જાતિ (લિંગ) રહિત જાતિ છે. એમ જણાય છે કે અમેરિકામાં "કૉલેજમાં ભણેલી સ્ત્રીઓમાંથી ૨/૩ પરણતી નથી, અને ક્લબની જીંદગીમાં કૌટુંબિક જીવનનો બદલો માને છે." વળી એલન કી લખે છે કે "અભ્યાસ અથવા કામથી યુરોપીઅન સ્ત્રીઓનું બાહ્ય સ્વરૂપ સ્ત્રી જેવું બહુ રહેતું નથી. પણ તેમના આત્માનું પ્રેમનું બળ જેવુંને તેવુંજ રહે છે. પણ અમેરિકામાં પરિસ્થતિ એથી તદ્દન ઉલટી છે બાહ્ય સ્વરૂપ બહુજ આકર્ષક અને સ્ત્રી જેવુંજ રહે છે. પણ આત્મામાં પ્રેમના રણકાર જાગતા નથી. ઑાડૂઝલેએ ત્રીસ વરસ ઉપર ભવિષ્યવાણી કહી હતી તે પ્રમાણે ઇંદ્રિયવિષયક શુષ્કતા કાંઇક અંશે એની મેળે આવી છે, કાંઇક અંશે હાથે કરીને આણી છે. યુરોપમાં તો ઘણી વાર એવું બને છે કે કોઇ યુવતીએ અભ્યાસ કે કામ ખાતર પ્રેમને તિલાંજલી આપી હોય તે પણ એકાએક પ્રેમપાશમાં પડે છે; પણ અમેરિકામાં તો આવું ભાગ્યેજ બને છે."× ફ્રાંસની માતાઓ ફરિયાદ કરે છે કે તેમની પુત્રીઓ પ્રેમ અને ઉત્સાહથી વિમુખ થતી જાય છે. મિ. વ્હેટહામાં લખે છે કે ઓક્સફર્ડ અને કેંબ્રિજની સ્ત્રીઓની કોલેજોમાં લગ્નનું પ્રમાણ માત્ર બાવીસ ટકા છે. જે કન્યાઓ છેલ્લી પરીક્ષા નથી આપતી અથવા તો માનસહિત પાસ થઇ શકતી નથી તેમનામાં લગ્નનું પ્રમાણ આથી કાંઇક વધારે છે. વળી જે પરણે છે તેમનું વલણ પોતાનું કુટુંબ ઘણુંજ ન્હાનું રાખવા તરફ હોય છે. મિ. સિડની વેબને ખાનગી તપાસ કરતાં જણાયું કે એકસો વીસ કુટુંબોમાંથી એકસો સાત જાણી જોઇને બાળકોની સંખ્યા નાની રાખતાં હતાં ભવિષ્યની જેને કાંઇ પણ ચિંતા હોય એવાં કોઇ પણ સ્ત્રી પુરૂષોને આ હકીકતથી ફીકર થયા વિના રહે નહિ જે

× એલન કીની The Woman Movement માં પાનાની નીચે આપેલી ટીપ. (પૃ. ૧૪૬–૭)

† The Family and Nation પૃ. ૧૪૩.

કેળવણીની પદ્ધતિ આવી દુ:ખદ પરિસ્થિતિ માટે જવાબદાર છે તેને તદ્દન ફેરવી નાખવાની જરૂર છે. એને વધારે સંગીન અને સ્ત્રીઓને અનુકૂળ બનાવવી જોઇએ. જે સ્ત્રીઓ કુદરતી રીતેજ પરણવાને નાલાયક હોય અથવા જેને લગન તરફ ખરેખરો અભાવ હોય તે ન પરણે તો વાજબી ગણાય. પરંતુ આત્મરહિત કેળવણીએ સ્વાર્થવૃત્તિને ઉત્તેજન આપ્યું હોય, અને અઘટિત મરદાનીથી હૃદય ભરપૂર કર્યું હોય તેથીજ ન પરણે તો તે સ્ત્રી દોષને પાત્ર છે.

આ સ્થળે કદાચ પૂછવામાં આવશે કે સ્ત્રીઓને યોગ્ય કેળવણીની હીમાયત કરવાથી સામાન્ય સ્ત્રીવર્ગને માટે યુનિવર્સિટીઓનાં દ્વાર બંધ થશે કે નહિ? આનો ઉત્તર એજ છે કે એ પ્રમાણે થવાનુંજ. પણ ફરીથી આ સ્થળે કહેવું જોઇએ કે જે સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણની ખાસ જરૂરીયાત લાગે અથવા જે કોઇ જાતની શારીરિક ખામીને લીધે તે પત્ની અને માતા ન થઇ શકે તેમ ન હોય તેમને માટે યુનિવર્સિટીનાં દ્વાર ખુલ્લાં હોવા જોઇએ.+ એવા પુષ્કળ દાખલા જડે છે કે જ્યાં કાંઈ પણ ખાસ શક્તિ ન હોય તોએ સ્ત્રીઓ પરીક્ષાઓની વેદી ઉપર શરીરનું બલિદાન આપે છે. અને ડીગ્રીના મોહની ભોગ બને છે. વાચનથી અને ભાષણોમાં હાજરી આપવાથી પરીક્ષાની તાંક વેઠયા સિવાય જ્ઞાન પ્રાપ્ત કરી શકાય. પરીક્ષાઓથી તો સ્ત્રી પોતાની સામાન્ય ફરજો બજાવવા અશક્ત નીવડે છે અને ઘણી મહેનતે મેળવેલી ડીગ્રીથી સમાજની ઉન્નતિમાં કાંઇ સહાયતા થતી નથી.

---

+ કોને ઉચ્ચ શિક્ષણની ખાસ જરૂરીયાત છે અને કોને નહિ એ નક્કી કોણ કરે? દરેક સ્ત્રી એમ કહે કે મારે જરૂર છે. વળી માત્ર શારીરિક ખામીવાળી સ્ત્રીઓને જ ઉચ્ચ જ્ઞાનની અધિકારી કરવાની આ યોજના વિચિત્ર નથી? ગમે તેવી બુદ્ધિમતી સ્ત્રી હોય પણ શરીરના અવયવ સંપૂર્ણ હોય તો એણે ઘરસંસારી કેળવણી લેવી અને બુદ્ધિ જડ હોય પણ શરીરમાં ખામી હોય તો ઉચ્ચ શિક્ષણ લેવું એ સુઘટિત યોજના છે?

( અનુવાદક ).

સ્ત્રીકેળવણીનો એક પ્રશ્ન હવે રહ્યો—તે કન્યાઓ અને છોકરાઓનું સહશિક્ષણ. યુવાવસ્થા પ્રાપ્ત થતા સુધી તેઓ સાથે કેળવાય એ બહુજ ઇષ્ટ છે. અભ્યાસક્રમ એકજ હોવાથી સહશિક્ષણથી વિકારરહિત મૈત્રી ઉત્પન્ન થશે. અન્યોન્યના ચારિત્ર્યમાં એથી પ્રવેશ થઈ શકશે, અને માનસશાસ્ત્રના જ્ઞાનમાં એથી ઘણોજ વધારો થશે. પરંતુ યુવાવસ્થા પ્રાપ્ત થયા પછી વિકારોના પ્રથમ આવેગને દૂર રાખવા યત્ન કરવો એજ યોગ્ય છે. ઉચ્ચ શિક્ષણમાં પણ, અને ખાસ કરીને વૈદકના અભ્યાસમાં જો પૂરતી દેખરેખ ન હોય તો સહ-શિક્ષણ ઇષ્ટ નથી. વેસ્ટરમાર્કનો સિદ્ધાંત એવો છે કે જેઓ નાનપણથી સાથે ઉછર્યાં હોય તેમનામાં એક બીજા પ્રત્યે વિકાર ઉત્પન્ન થતા નથી અને તેથી જ લોહીના સગપણમાં લગ્ન ન કરવાં જોઇએ. આ સિદ્ધાંતના સમર્થનમાં એ એક જાણવા જેવી હકીકત રજુ કરે છે. તે કહે છે કે "જે છોકરાઓ અને છોકરીઓ એકજ શાળામાં સાથે ભણ્યાં હોય તેમનામાં એક બીજા પ્રત્યે કામવિકાર ઉત્પન્ન થતા નથી. ફિનલેન્ડમાં ઘણા વર્ષ સુધી જેણે એક એવી શાળાની અધિ-ષ્ઠાત્રી તરીકે કામ કર્યું હતું એવાં સન્નારી પણ એમજ કહે છે. એક યુવકે એમને ખાત્રી આપીને કહ્યું કે એ પોતે કે એના કોઇજ મિત્રો પોતાની સાથે શાળામાં ભણેલી કન્યા સાથે પરણવાનો સ્વપ્નેપણ ખ્યાલ ન કરે. વળી મેં પણ એક છોકરાને "સાથે શાળામાં ભણતી કન્યાઓ" અને "બીજી ખરેખરી કન્યાઓ" એવું વર્ગીકરણ કરતાં સાંભળ્યો હતો."* આ ખરેખર નોંધવા લાયક દાખલા છે. પણ એવું કાંઈ બધેજ બનતું નથી. અને એમાં કાંઇ નવાઇ જેવું પણ નથીજ. કારણ કે 'યુવાન પુરૂષની પોણી જીંદગી જાણ્યે અજાણ્યે કામવિકાર મયજ છે"+ અને "યુનાઇટેડ સ્ટેટસમાં મેળવેલી માહિતી ઉપરથી

---

* The Origin and Development of Moral Ideas ભાગ બીજો પૃ. ૩૭૫.

+ એલન કી કૃત The Woman Movement પૃ. ૧૧૫.

જણાય છે કે...જે છોકરાઓ અને છોકરીઓ સાથે ભણ્યાં હોય તેમનામાં પ્રેમભાવના બહુ વ્હેલી જાગ્રત થાય છે.× અગ્નિ સાથે રમત કરવામાં જોખમ છે. યુવકો અને યુવતીઓને બહુ નાની ઉમ્મરમાંથી કામવિકારોની ખેંચતાણમાં નાંખવાં એ યોગ્ય નથી. વીસથી પચીસ વર્ષ સુધીની ઉંમ્મરમાં એ વિકારોનો માર્ગ આપવાનો સમય એની મેળે આવે છે. ત્યાં સુધી એવી જાતના વિચારોથી જેમ તેમનું મન મુક્ત રહે તેમ સર્વ રીતે લાભ થાય છે.

આપણે પુરૂષ હોઇએ કે સ્ત્રી, પણ જે શિક્ષણ આપણને આપણી ફરજો માટે તૈયાર કરે, જે શિક્ષણ આપણું વ્યક્તિત્વ ખીલવે અને આપણા શ્રેષ્ઠ સદ્‌ગુણોને પ્રકાશમાં આણે, જીવનનાં સંકટો વેઠવા માટે આપણામાં ધૈર્ય ઉત્પન્ન કરે તેજ ખરૂં શિક્ષણ છે. બીજું સર્વ અર્ધશિક્ષણ છે, પદાર્થ વિનાની છાયા છે, ફળ વિનાની છાલ છે, જલ વિનાની નદી છે. લાકોરદેરે સત્યજ કહ્યું છે કે "તમારા શહેર (પૅરિસ)ના સ્મારક સ્તંભો ઉપર તમે 'સ્વતંત્રતા, સમાનતા, બંધુત્વ' (Liberty, Equality, Fraternity) એ શબ્દો લખ્યા છે. પણ સ્વતંત્રતાની ઉપર 'ફરજ' એ શબ્દ લખો; બંધુત્વની ઉપર 'મનુષ્યત્વ' લખો; અને સમાનતાની ઉપર 'સેવા' લખો. હકની ચિરસ્મરણીય ભાવના સાથે ફરજની પવિત્ર ભાવના પણ કોતરાવો."†



× મિસિસ કોલ્કહૂન કૃત The Vocation of Woman, પૃ. ૨૬૬.

† મિસિસ કોલ્કહૂન કૃત The Vocation of Woman પૃ. ૨૬૬

# પ્રકરણ ૬ હું.

## ઔદ્યોગિક પ્રવૃત્તિ કે રાક્ષસી ?

"What seems strange to me is that women should seek fresh duties," said Sergey Ivanovitch, "while we see unhappily that men usually try to avoid them."—Tolstoy's Anna Karenin

સ્ત્રીસ્વાતંત્ર્યની હીલચાલ (જેનું હાલનું ઉદ્દામ સ્વરૂપ લગ્ન અને કૌટુંબિક જીવનનો વિરોધ એ છે તે) અરાઢમી સદીના ઔદ્યોગિક પરિવર્ત્તન સાથે ગાઢ સંબંધ ધરાવે છે તે કાંઈ આકસ્મિક સંયોગ નથી. યંત્રો દાખલ થવાથી ગૃહઉદ્યોગો બંધ પડયા, અને આખા કુટુંબે કારખાનામાં મજુરી કરવાની પ્રથા શરૂ થઈ. કૌટુંબિક જીવનનો વિનાશ આજ સમયે શરૂ થયો, અને યુરોપના સામાજિક જીવનનું સૌથી વધારે દેખાઇ આવતું અંગ આજ છે. ઇગ્લાંડના ઔદ્યોગિક જીવનમાં સ્ત્રીઓએ જે ભાગ ભજવ્યો છે તે વિષે સવિસ્તર જો લખીએ તો આખી ઔદ્યોગિક પ્રવૃત્તિનો ઇતિહાસ લખવો પડે. અર્થશાસ્ત્રીઓએ ઔદ્યોગિક પરિવર્તન (Industrial Revolution) ને વિનાસંકોચે ખૂબ વખાણ્યું છે. પરંતુ ભવિષ્યનો ઇતિહાસકાર પક્ષપાત કર્યા વિના અભ્યાસ કરી લખશે તો એ પરિવર્તનમાં ઘણું વખોડવા જોગ પણ નીકળશે. મનુષ્યની સંશોધન શક્તિ તરીકે અને કુદરતની શક્તિઓ ઉપર મનુષ્યના વિજય તરીકે એ સંસ્કૃતિના ઇતિહાસમાં એક અપૂર્વ સમય છે જ. પણ એની કાળી બાજુ પણ છે. શરૂઆતમાં અવર્ણનીય દુઃખો અને બાળકો તથા સ્ત્રીઓ પ્રત્યેના ઘોર અત્યાચારોનો દોષ એને માથે છે. ચાર વર્ષની ઉમ્મરથી માંડીને સર્વ બાળકો કારખાનાની અંધીયાર, ધુમાડાથી ભરેલી બખોલોમાં કલાકોના કલાકો સુધી સખત મજુરી કરે જતાં. મિલ કહેતો કે "હું કદિ પણ બાળક નહતો" એ શબ્દો આ બાળ-

કોને પણ (જો કે જુદા અર્થમાં) લાગુ પાડી શકાય. એમના આત્માના ઘાત માટે જેઓ જવાબદાર હતા તેમના પ્રત્યે ધિક્કારથી એમનાં હૃદય ઉભરાતાં હશેજ. યુવાન્, સુંદર, તંદુરસ્ત સ્ત્રીઓ જેમણે પોતાના હાસ્ય અને સૌખ્યથી અનેક ઘર દીપાવ્યાં હોત તેમને ક્રૂરતાથી અનિષ્ટ સંયોગોમાં ફેંકવામાં આવી, લાલચો સમક્ષ મૂકવામાં આવી; એમના સ્ત્રીત્વને વ્યસન અને પાપથી દૂષિત કરવામાં આવ્યું. ધનિક તંત્ર (Capitalism) રૂપી દૈત્ય હજારોના લોહીનો તરસ્યો ઉભો હતો. પશ્ચાત્તાપ કે ખેદ શું એ તો તેને ખબરજ ન હતી. સ્ત્રીત્વની આ ચિતામાંથી સ્ત્રીસ્વાતંત્ર્યનું ભૂત ઉભું થયું. અને દૈવયોગે ઔદ્યોગિક પ્રવૃત્તિને પાપનું મૂળ ગણી તેનો તિરસ્કાર કરવાને બદલે સ્ત્રીઓની ઉન્નતિનું સાધન ગણી વધાવી લેવામાં આવી. શરૂઆતમાં જે છેક બીજી હદ સુધી પગલાં ભરાયાં તેને દાબી દેવાનો કાયદો લૉર્ડ શૅફ્ટસબરીના નેતૃત્વ નીચે થયો. જો કે કેટલાક ક્રૂર સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓએ એની વિરૂદ્ધ પણ પોકાર તો ઉઠાવ્યો જ. પણ હજી સર્પનું ઝેર પૂરૂં ઉતર્યું નથી. પોતાની દરિદ્રતાનું ઋણ સમજી ગરીબ સ્ત્રીઓ પોતાના પરના અત્યાચારો સહન કરતી. અને એમના સ્વભોગનો લાભ લઇ ઉચ્ચ વર્ગની સ્ત્રીઓએ ધંધાઓ ઉપર હુમલો કર્યો. તેમણે એવો વાદ ઉભો કર્યો કે શીલને જોઇએ તે કરતાં વધારે મહત્વ આપવામાં આવે છે અને લગ્ન તથા માતૃત્વ પણ એક જાતનો ધંધોજ છે અને તે પણ સૌથી નીચા પ્રકારનો! સુવર્ણનો મોહ કેવો વિનાશક છે! આર્થિક સ્વાતંત્ર્ય મેળવવાના ઉલ્લાસમાં હાલના જમાનામાં પણ યુવાન સ્ત્રીઓ માતાપિતાનો સ્નેહાળ આશ્રય છોડી દૂરના શહેરમાં જવાનું જોખમ ખેડે છે અને દુષ્ટ પુરૂષોના સંસર્ગમાં હાથે કરીને આવે છે. તેમ છતાં છેવટે આ સ્વાતંત્ર્યનું પરિણામ તો પોતાના શેઠની વાસનાઓના દાસત્વ અથવા ખાઇ પી મોજ કરવામાંજ આવે છે. માબાપની આધીનતામાંથી દેખતી આંખે નીકળીને એ સ્ત્રીઓ આર્થિક સ્વાતંત્ર્યની સોનેરી જાળમાં ફસાય છે. કરોળીઆ અને

માખીની વાર્તા મનુષ્યો મોટા પાયા ઉપર ભજવી બતાવે છે. પોતાની સર્વોત્કૃષ્ટ ભાવનાઓને મરડી નાખવા જ્યાં આવી સ્ત્રીઓ ઉત્સુક હોય ત્યાં ધનવાન શેઠો તેમને પોતાનાં સૌથી સહેલાં અને સૌથી સોંઘાં હથિયાર બનાવે એમાં કાંઇજ નવાઈ જેવું નથી. સ્ત્રીઓ પુરૂષો કરતાં વધારે અસીલ અને વધારે ચપલ પણ હોય છે. પુરૂષો કરતાં એમને પગાર થોડો આપવો પડે છે. અને એમના યૌવન અને સૌંદર્યથી આકર્ષાઈ વધારે ગ્રાહકો આવે એટલે દુકાનના કે પીઠાના માલીકને તો સ્ત્રી નોકરો આવકનું સાધન પણ ખરી,

બધા સુધરેલા દેશોમાં ઔદ્યોગિક પ્રવૃત્તિ રૂપી રાક્ષસીનાં ભોગ બનેલાં સ્ત્રીઓ અને બાળકોના રક્ષણ અર્થે કાયદા રચાયા છે. તેમના કામ કરવાના કલાકો ઉપર અંકુશ મૂકાયો છે; સ્ત્રીને પ્રસૂતિ સમયે જો કે બહુ થોડા વખત માટે પણ કામમાંથી આરામ મળે છે ખરો. પણ દરેક ઉદ્યોગમાં આ પ્રમાણે થતું નથી. અને પગારના સંબંધમાં તો હજી હમણાંજ રાજ્યે વચમાં પડવા માંડયું છે. ઔદ્યોગિક પ્રવૃત્તિની છેક શરૂઆતથી સ્ત્રીને પુરૂષ કરતાં ઓછોજ પગાર મળે છે. પણ આ અન્યાય સ્ત્રીને ગળાવી લેવો પડે છે કારણ કે જો પુરૂષના જેટલોજ પગાર માગે તો કોઈ એને રાખેજ નહિ. બન્નેને સરખે પગાર અપાવવા માટે રાજ્ય પણ પ્રયત્ન કરી શકે તેમ નથી. કારણકે પરિણામે સ્ત્રીઓને ધંધામાંથી નીકળી જવું જ પડે. કમાનાર સ્ત્રીઓ પ્રત્યે પુરૂષોને બીલકુલ સહાનુભુતિ નથી હોતી. બન્ને જાતિ વચ્ચે એક જાતની હરિફાઈ ચાલે છે. પુરૂષો એમ ફરિયાદ કરે છે કે સ્ત્રીઓ ધંધામાં દાખલ થવાથી પગારનું સામાન્ય ધોરણ નીચુ થયું છે અને તે સત્યજ છે. પરિણામ એ થયું છે કે સ્ત્રીઓ કમાઇને કુટુંબની આવક વધારવાનો પ્રયત્ન કરે છે છતાં અંતે એથી તેમના પતિ કે પિતાની આવક ઘટે છે. સ્ત્રીઓના ઓછા પગારનું ધોરણ સુધારવાનો કોઇ માર્ગ નથી અને ઘર બ્હાર ધંધો કરવો એ આર્થિક દૃષ્ટિબિંદુથી પણ લાભદાયી છે કે નહિ તે શંકાભરેલું છે. ઓછે

પગાર એ અનીતિને ઉત્તેજન આપવાનું સાધન છે. અને સ્ત્રીના સ્વાતંત્ર્યને એ અનીતિનો ચારે તરફથી ભય રહે છે. "દાખલા તરીકે પર્થ અને બંગેમાં દરેક અઠવાડીયે સ્ત્રીઓ પોતાના પગારનું બિલ પુરૂષોના પગારના ધોરણ પ્રમાણે બનાવે છે. પૈસા આપનાર કૅશિઅર તે રકમને બે એ ભાગીને તે પ્રમાણે પૈસા ચુકવે. છે. લંડનમાં હજીએ સ્ત્રીઓ એક શિલિંગ મેળવવા માટે રોજના ઓગણીસ કલાક કામ કરે છે. અને સાડાસાત પેન્સનાં ડઝન.લેખે હજીએ ખમીસ સિવાય છે"x આ બધા ઉપરાંત વળી ટુંકી કમાઇનાં દુઃખ, હલકું જીવન, રોજગાર મળવાની અશાશ્વતતા એ સર્વ તો જુદાં. આ સર્વનો વિચાર કરતાં લાગે છે કે ન્યુયૉર્ક સ્ટેટ કમિશને મત આપ્યો છે કે જે ઔદ્યોગિક જીવન આપણે આટલી શ્રદ્ધાથી ઉભું કર્યું છે તે વ્યક્તિઓ અને કુટુંબોના સુખના વિનાશ માટે જવાબદાર છે, એ તદ્દન ખરૂંજ છે. "રોજગાર વિનાનો પુરૂષ નિરૂપયોગી, વિશ્વાસને નાલાયક, કેવળ નકામો, નોકરીએ રાખી ન શકાય એવો બને છે. એના કુટુંબની નૈતિક અધોગતિ થાય છે.પરિણામે દરિદ્રતા અને રખડેલપણું આવે છે.x

છેલ્લી લડાઇને લીધે ધંધાઓમાં સ્ત્રીઓની માગણી થવાથી એક સદીથી ચાલતી ઓછા પગારની ફરિયાદ હાલ તરત તો બંધ પડી છે. પગાર વીજળીની ઝડપે આગળ વધ્યા છે. સ્ત્રીઓને-ખાસ કરીને કુંવારી સ્ત્રીઓને-પોતાના હિતમાં નુકસાનકર્તા થઈ પડે એટલી આવક થઇ છે. આનું પરિણામ માબાપની આજ્ઞાની તિરસ્કાર પાત્ર અવજ્ઞા, શિથિલ વર્તન, અને 'ઘરગથ્થુ' (amatuer) વેશ્યાઓની સંખ્યાઓમાં વધારો એ સર્વમાં પ્રત્યક્ષ દેખાય છે.* આનાથી

---

x વુલ્ફ કૃત Readings in Social Problems પૃ. ૪૯૯.

x ગુડસેલમાં મૂકેલું અવતરણ પૃ. ૪૬૪.

* જુઓ ઓક્ટોબર ૧૯૧૮ ના Nineteenth Century and After નાં અંકમાં મિસિસ નેવિલ રોલ્ફનો The Changing Moral Standard એ લેખ.

સ્પષ્ટ દેખાય છે કે સ્ત્રીઓ વિવિધ ઉદ્યોગોમાં દાખલ થાય એ માત્ર આર્થિક વિષયની વાત નથી. નીતિના પાયાને એથી ઉંડી અસર થાય છે.

જો સ્ત્રી સ્વાતંત્ર્યની પ્રવૃત્તિનો હેતુ સ્ત્રીનું જીવન વિશાળ કરવાનો હોય અને તેને માટે સૌથી પ્રથમ સ્ત્રીઓને સ્વતંત્ર કરવાની જરૂર હોય તો પછી એ સ્વતંત્રતામાં ઔદ્યોગિક ગુલામગિરી કઈ રીતે મદદ કરે છે તે સમજવું મુશ્કેલ છે. ગૃહકાર્ય બહુ કંટાળાભર્યું અને કાંઈજ ફેરફાર વગરનું એક સરખું છે એમ સ્ત્રીઓ કહે છે. પણ જુદા જુદા ઉદ્યોગોમાં જે સ્ત્રીઓ કામ કરે છે તેમનું કામ કેટલું બધું કંટાળાભર્યું અને કાંઈજ ફેરફાર વગરનું એક સરખું છે? કાર્ય વિભાગ ખાતર (division of labour) અને ઝડપ મેળવવા ખાતર એકની એક જાતનું કોઈ અતિ સૂક્ષ્મ કામ વર્ષોનાં વર્ષો સુધી કારખાનામાં કરવું પડે તેથી સ્ત્રીઓની બુદ્ધિ જડ થઇ જાય છે અને આત્માનો વિનાશ થાય છે. મહેનતનું રૂપાંતર થાય છે, મહેનત સમૂળગી જતી રહેતી નથી. એ યંત્રોને લીધે ધનવાન માલીકોનાં ગજવાં તો ફાટી જાય એટલાં ભરાયાં છે. પણ એથી મજુર સ્ત્રી પુરૂષોના કુટુંબસુખમાં બિંદુમાત્ર વધારો થયો નથી. ટાંકણીનાં માથાં બનાવવવામાં, સીસીયો ભરવામાં અને એવાં કામોમાં જે અથાગ પરિશ્રમ પડે છે તે પુરૂષને માટે પણ બહુ નુકસાનકારક છે. પણ એને તો ફરજ બજાવવા ખાતર આ સર્વ વેઠયા સિવાય છુટકોજ નથી. કુટુંબનો કમાનાર કુદરતે એનેજ બનાવ્યો છે એટલે આવું કામ એને કરવુંજ પડે. પુરૂષ કંટાળાભર્યું કામ કરે ત્યારેજ એનાં બૈરી છોકરાં રોટલા પામે. પણ આવું કંટાળાભરેલું કામ અને આવો પરિશ્રમ વેઠવા સ્ત્રીઓ શા માટે તૈયાર થાય છે તે બીલકુલ સમજી શકાતું નથી! એક જીવંત બાળકની શુશ્રૂષા કરવી તેની સરખામણીમાં એ કામ કેટલું નિર્જીવ લાગે છે; ગૃહવ્યવસ્થાની સરખામણીમાં એ કેટલું વિરૂપ છે; ગૃહની સુખશાંતિની સરખામણીમાં એ કામ કેટલું જડ

છે! ગૃહની દરિદ્રતા અને વિરૂપતાને લીધેજ સ્ત્રીઓ કારખાનામાં કામ કરવા જાય છે એમ કહેવું નકામું છે. કારણ કે આ પ્રકારની અવનતિથી દરિદ્રતા તો જરાએ દૂર થતી નથી અને ગૃહમાં સ્ત્રીઓની ગેરહાજરીથી પૂર્વે કદિ નહિ સાંભળેલા અનર્થો થાય છે. ધારો કે કારખાનામાં કામ કરવાથી સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત થતું હોય તો પણ એ પ્રાપ્ત કરવા માટે પોતાના શરીરનો અને ગૃહજીવનનો ભોગ આપવો ઉચિત નથી.* એક સ્ત્રીને કસાઇનો ધંધો કરતી જોઈ એક સ્ત્રીસ્વાતંત્ર્યવાદી લેખિકાને પરમાનંદ થયો છે. ( જુઓ એલનકીકૃત The Century of the Child પુસ્તકમાં પૃ. ૬૬ ). પણ આથી તો માત્ર ઔદ્યોગિક સ્ત્રી સ્વાતંત્ર્યવાદની નૈતિક અધો-ગતિનુંજ દર્શન થાય છે. આત્મા અને હૃદયની સ્વતંત્રતા એમાં જણાતી નથી. ખોટા સ્વાતંત્ર્યની નિશાની રૂપ ધનતૃષ્ણાનુંજ એને નામ આપી શકાય.

સ્ત્રીની શરીરરચનાના સામાન્ય જ્ઞાનથી પણ ઔદ્યોગિક પ્રવૃત્તિની અસર સ્ત્રીના શરીર પર થતી અટકાવી શકાય, અથવા ઓછી તો કરી જ શકાય. "આ બાબતમાં આપણો સુધારો બહુ ડહાપણભર્યો

---

* આ આખા પ્રકરણમાં અને પુસ્તકમાં સર્વત્ર પ્રો. વાડીયાએ આર્થિક સ્વાતંત્ર્ય એટલે કારખાનામાં કામ કરવું એજ અર્થ લીધો છે. આર્થિક સ્વાતંત્ર્ય જેવી વિશાળ ભાવનાનો આ કેટલો સંકુચિત અર્થ છે? આર્થિક સ્વાતંત્ર્યમાં તો કેટ કેટલું સમાઇ જાય છે! સ્ત્રીને કમાવાની છૂટ, કમાવાની શક્તિ, પોતાની કમાઇ વાપરવાનો હક, વારસાના હક, ગૃહઉદ્યોગો એ બધાનો સમાવેશ એમાં થાય છે. કારખાનાંમાં કામ કરવું તો પુરૂષને માટેજ ઈષ્ટ છે કે નહિ તે શંકા પડતી વાત છે તો સ્ત્રીના સ્વાભાવિક રીતે નાજુક શરીરને તેમજ કોમળ હૃદયને ઇષ્ટ નથી જ. ઘરબાર છોડી કમાવા જવું એ ઉચિત નથી. પણ જેને ઘરબારની ચિંતા નહોય એવી વિધવા કે કુમારિકા સ્ત્રીઓ અથવા જેનો પતિ શારીરિક અથવા માનસિક ખામીને લીધે કમાવા અશક્ત હોય તેની સામે (કારખાના સિવાયનો) કોઈપણ ધંધો કરવામાં પ્રતિબંધ શા માટે મૂકવો જોઇએ? (અનુવાદક).

કે દયાથી ભરપૂર છે એમ કહી શકાય નહિ. આ વીસમી સદીની શરૂઆતમાં આપણે યુનાઇટેડ સ્ટેટસની ગરીબ વર્ગની કન્યાઓ પ્રત્યે બહુ મોટો અત્યાચાર કરીએ છીએ. ચૌદ અને વીસ વર્ષની વચ્ચેની કન્યાઓ તરફ આપણે કેવું, વર્તન રાખીએ છીએ તે જરા ફરી વાંચી જુઓ. અકાળે મૃત્યુ થવાનો તથા શરીરને ક્ષીણ કરતા વ્યાધિઓ લાગુ પડવાનો ભય આ ઉમ્મરે સૌથી વધારે છે......... મીઠાઈ બનાવવાના ધંધામાં દરરોજનાં ત્રણ હઝાર ચૅાકલેટ અત્યંત શક્તિના વ્યયે તૈયાર થાય છે. ક્રેકર (ફટાકા) બનાવવાના ધંધામાં રોજના સો સો ડઝન તૈયાર કરતાં કન્યાઓને ભઠ્ઠીથી માત્ર છ ફીટ દૂર ઉભાં રહેવું પડે છે, અને તેમ કરતાં ગરમી અને ઉતાવળને લીધે કન્યાઓ કેટલીક વાર ફીકી થઈ બેભાન થઇ જાય છે. અને શરીરે સૌથી બળવાન કન્યાઓ પણ કબૂલ કરે છે કે કામ લાંબો વખત કરી શકાતું નથી. સિગાર બનાવવાના કામમાં દરરોજના ચૌદસો સ્ટોગીઓ તૈયાર થાય છે. સત્તરથી વીસ વર્ષની કન્યાઓ ત્યાં કામ કરે છે. આ ઉપરાંત પાંચથી બાર વર્ષનાં બાળકો તમાકુ તોડવામાં મદદ કરે છે. બધું કામ એટલું શ્રમ આપનારૂં છે કે મોટી ઉમ્મરની કન્યાઓ પણ કહે છે કે ઘણું ઘણું તો છ વર્ષ એ કામ થઇ શકે. વસ્ત્રો સીવવાના ધંધામાં સીવવાના સંચાને હદપાર જલ્દી ચલાવવામાં આવે છે. ઢાંકણ વગરના ખુલ્લા વીજળીના દીવાથી અને સોયની ત્વરિત ગતિથી આંખો બહુજ વ્હેલી બગડે છે, તથા જ્ઞાનતંતુઓ એટલા ઘસાય છે કે બહુ મજબૂત શરીર હોય તોપણ અઠવાડિયાના માત્ર પાંચથી સાત ડૉલર કમાઇ શકાય છે. આઠ ડૉલર મેળવવા માટે નુકસાનકારક જુસ્સાથી પ્રયત્ન થાય છે. કામના જથાના પ્રમાણમાં પગાર આપવો પડે તેમાં કાપકૂપ થાય છે એટલે સામાન્ય પગારનું ધોરણ પણ નીચું જાય છે......કપડાં ધોવાના કામમાં શરીર ધ્રુજી જાય એટલાં મોટાં યંત્રો સ્ત્રીઓને ઉંચકવાં પડે છે. આ અતિશય શારીરિક પરિશ્રમનું કામ કરનાર ઘણુંખરૂં સોળ

વર્ષની અંદરની કન્યાઓ હોય છે. લાખની પેટીઓ અને બીજી વસ્તુઓ બનાવવાના કારખાનાના માલીકો કહે છે કે જ્યાં ઉકળતી લાખના ધુમાડા ખુબ નીકળતા હોય ત્યાં પોતે બે મિનિટથી વધારે ઉભા રહી શકતા નથી. પણ મજુર કન્યાઓ બિચારી અઠવાડિયાના નવ ડૉલરને ખાતર તે જગાએ રોજના દસ કલાક કામ કરે છે. અને સ્ત્રીઓના પ્રમાણમાં તો આ પગાર સારો ગણાય છે."× આ કરૂણાજનક કહાણી આ પ્રમાણે ચાલી જાય છે. મજુરોની દરિદ્રતા અને માલીકોના લોભથી સ્ત્રીત્વનું એક પાંગળું હાડપિંજર ઉભું થયું છે. સૌંદર્ય, આરોગ્ય અને પવિત્રતાનો વિનાશ, વણમાગ્યું માતૃત્વ એ સર્વ સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓની આડંબરી દલીલોને નીચી પાડે છે. જો ખરેખરી દરિદ્રતા અને અનાથતા હોય તો કોઇક જાતનો ધંધો આવશ્યક છે. આવા દાખલા આપણી અનુકંપાને પાત્ર છે. કોઇ પણ સંયોગોમાં સ્ત્રીને અનિષ્ટ કામ કરવાની ફરજ પડે એ જનસમાજની રચનાની ખામીજ જણાય છે. શરીર અને આત્માના ભોગે સ્ત્રીઓને કસાઈ કે મીઠાઈ બનાવનારી કરવા કરતાં આવી ખામીઓ દૂર કરવામાં સુધારકો અને સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ પોતાની શક્તિ વાપરે તો તેનો સદુપયોગ થયો કહેવાય. દરિદ્રતાનો ભોગ બનેલી સ્ત્રીઓ કામ કરે તે કાંઇક પણ વાજબી ગણાય. પરંતુ જે કન્યાઓ માબાપથી "સ્વતંત્ર" થવા માટેજ હાથે કરીને ધંધાઓમાં પડે છે તેમનું કૃત્ય તો કેવળ ગેરવાજબી છે. અને આ મૂર્ખાઇને જે માબાપો ઉત્તેજન આપે (અને તેવું ઘણે ઠેકાણે બને છે) તેમનું કૃત્ય પણ કેવળ ગેરવાજબી છે.

તેરથી વીસ વર્ષની સુકોમળ વયમાં સખત મજુરી કરવાથી સ્ત્રીઓના શરીરને એવું કાયમનું નુકસાન થાય છે કે પ્રસૂતિ વખતે અતિશય કષ્ટ પડે છે. "જ્યારે ઇંગ્લંડમાં સ્ત્રીઓ સફેતાના કારખાનામાં કામ કરતી હતી ત્યારે એક કારખાનામાં ૭૭ સ્ત્રીઓને તપા-

---

× બુલ્ફ્ કૃત Readings in Social Problems માં જૉના ગાર્લિન સ્પેન્સરના શબ્દો. પૃ. ૫૪૨-૪.

સવામાં આવી હતી. લાંબી તપાસ દર્મિયાન જણાયું કે આ સ્ત્રીઓમાં ૯૦ દાખલામાં અધુરા જન્મ થયા હતા; ૨૭ બાળકો મરેલાં જન્મ્યાં; તે ઉપરાંત ૪૦ બાળકો માતાના શરીરમાંથી ઝેર લાગવાને લીધે આંચકીના રોગથી મરી ગયાં. ૧૮ થી ૨૦ વર્ષની સ્ત્રીઓમાં આ કામના સૌથી માઠાં પરિણામ નીપજ્યાં હતાં. અપંગતા, અંધતા અને બીજી ખોડો આવા કામને લીધે આવી."* સ્ત્રીસ્વાતન્ત્ર્યવાદીઓના મનમાં પણ આવી હકીકતથી જરા સાવચેતી આવે છે. કાયદા પ્રમાણે પ્રસૂતિ પછી એક મહિના સુધી સ્ત્રીથી કામ કરવા જવાતું નથી એ યોગ્યજ છે એમ તેમને લાગે છે. મિસિસ સ્નોડન તો આથી પણ લાંબા વખતના આરામની માગણી કરે છે. "બાળકના જન્મ પહેલાં છ મહિના અને પછી છ મહિના સુધી જો માતાને કામથી ફારગ રાખવામાં આવે તો બહુજ લાભ થાય. છેક બાળકો કમાતાં થાય ત્યાં સુધી જો માતાને ઘેર રાખી શકાય તો તો ઉત્તમ."+ સ્ત્રીના સ્ત્રીત્વનો આ શુભ સ્વીકાર છે. અને ગરીબાઇને નામે માતા અને બાળકોને કુદરતના નિયમોના ભંગનાં દુઃખ વેઠવાં નહિ પડે. "જે સ્ત્રીઓ છેક પ્રસૂતિના સમય સુધી કામ કરે છે તેમનાં બાળકો કરતાં જે સ્ત્રીઓ પ્રસૂતિ પહેલાં ઘણા દિવસથી આરામ લે છે તેમનાં બાળક બહુ વધારે મજબૂત અને ભારે વજનનાં હોય છે"§ એ તો સિદ્ધ થએલી વાત છે. એલન કીએ કહેલી એક વાત પણ ધ્યાનમાં લેવા જેવી છે. "સાઇલેશિયામાં બાળકો અને છેક નાની કન્યાઓને કાચનાં કારખાનાંમાં રાખવાનો રીવાજ છે. ત્યાં કામને લીધે કન્યાઓનાં શરીરને એટલું નુકસાન પહોંચે છે કે બાળકને જન્મ આપતાં તેમને અતિશય કષ્ટ પડે છે. પ્રસવવિદ્યા શીખનાર માટે ત્યાં એવા એવા

---

* એલન કી કૃત The Century of the Child પૃ. ૭૩.

+ The Feminist Movement પૃ. ૨૧૭.

§ ગુડસેલ કૃત The Family as a Social and Educational Institution. પૃ. ૪૩૨–૩.

અપૂર્વ દાખલા તૈયાર હોય છે કે કેટલાક ડાક્તરો એ વિદ્યામાં નિપુણ થવા માટે ખાસ સાઘલેશિયા જાય છે. અને ત્યાંનાં અઘરા કેસો ઉપરથી ઘણું શીખે છે. "†

આ જાતની હકીકતથી કોઇ કોઇ સ્ત્રીસ્વાતંત્ર્યવાદીની માન્યતાઓને ધોકો પહોંચશે. પણ એ એમ કહેશે કે આથી તો એટલું જ સિદ્ધ થાય છે કે શરીરને નુકસાન થાય એવા ધંધાઓમાં સ્ત્રીઓએ પડવું નહિ. પણ કેટલાક એવા પણ ધંધા છે (દાખલા તરીકે પીઠામાં કામ કરવાનો કે ખાવાની દુકાનોમાં પીરસવાનો) કે જેમાં આવો ભય નથી, અને છતાં પણ "સ્વાતંત્ર્ય" પ્રાપ્ત થાય છે. સામાન્ય સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓમાં એક જાતનો સરળ આશાવાદ છે, જેથી તેમની માનસિક પ્રકૃતિને લાભ થાય છે. પણ જીવનના કલહમાં એ આશાવાદ ટકી શકતો નથી. પીઠામાં કે ખાવાની વીશીઓમાં કામ કરવું એના જેવું ખેદજનક તેમજ ભયાનક બીજું કાંઇજ નથી. એ ધંધામાં કેટલાં દુ:ખ વેઠવાં પડે છે, કેવી લાલચો સંમુખ આવવું પડે છે, કેવી અપમાન ભરી માગણીઓ સાંભળવી પડે છે, કેટલી અધોગતિ થાય છે! અને ઘણું ખરૂં એ ધંધાનો અંત આત્મહત્યા કે વેશ્યાવૃત્તિમાંજ આવે છે! ડૉ. જૉનસને તિરસ્કારથી સૌંદર્યને વિનાશક પ્રસાદ કહ્યું છે તે આ સ્ત્રીઓના સંબંધમાં સત્ય ભાસે છે.

ટૉલ્સ્ટૉયના Resurrection એ પુસ્તકની શરૂઆત નેખ્લુડોવ માસલોવાને ફસાવે છે ત્યાંથી થાય છે. પરિણામે માસલોવાને "એવું જીવન ગાળવું પડે છે કે જેમાં ઇશ્વરની અને મનુષ્યજાતિની સર્વ આજ્ઞાઓનો ભંગ કરવો પડે છે. જે રાજ્ય લોકોનું હિત કરવા આટલું તત્પર હોય છે તેનીજ પરવાનગીથી તેનાજ રક્ષણ નીચે સેંકડો બલ્કે હઝારો સ્ત્રીઓ આવું જીવન ગાળે છે. આવા જીવનનો અંત દસમાંથી નવ સ્ત્રીના સંબંધમાં વ્યાધિ, વ્હેલું ઘડપણ અને મૃત્યુ-

† એલન કી કૃત The Century of the Child.

માંજ આવે છે."[૧] નેખ્લુડોવના વિપરીત કામવિકારથી જે બનાવોની હારમાળા શરૂ થઇ તે ભૂસવા એનું ઉદાત્ત પુનરૂત્થાન સમર્થન નીવડ્યું. જે ગરીબ નોકરો માબાપથી 'સ્વતંત્ર' હોય છે, પણ શેઠની ગુલામ હોય છે તેનું અનેકમાંનું એક દૃષ્ટાંત માસલોવા છે. એમના શેઠો પણ એમને પોતાની અધમ વાસનાઓ તૃપ્ત કરવાનું નિર્જીવ સાધન ગણતાં કાંઇજ આંચકો ખાતા નથી. પીઠાં અને વીશીઓમાં તો આવા કરૂણાજનક દાખલા બહુજ નજરે પડે છે. ઇંગ્લંડમાં જે સ્ત્રીઓ આત્મહત્યા કરે છે તેમાંની અડધી તો વાશીઓમાં પીરસનારી (waitresses) અને ત્રીસ વર્ષની અંદરની હોય છે.[૨] આમાં કાંઇ અસાધારણ કે આશ્ચર્યકારક નથી. ઘણાએ નિર્લજ્જ માલીકો આ હતભાગી સ્ત્રીઓને જાણી જોઇને ઓછા પગાર આપે છે એ જાણીતું છે. આ સ્ત્રીઓ ગૃહસંસારના સુખનું મૂળ થવા લાયક હોય છે. અને એમને એ માલીકો નફ્ટાઇથી કહે છે કે "તમારી આવક કેમ વધારવી એતો તમને ખબર છેજ." અસલના બૅબિલૉનનો રીવાજ આની આગળ તો સ્વર્ગીય ગણાય. કારણકે ત્યાં તો વ્હેમથી અંધ થયેલી સ્ત્રીઓ માત્ર એક વખત દેહનું વેચાણ કરતી પણ પછીથી આખી જીંદગી સુધી શાંત ગૃહજીવનનાં સુખ માણતી.×

સ્ત્રીઓને વારંવાર આરામ લેવાની જરૂર છે અને ખાસ કરીને તેમની માસિક માંદગી વખતે તથા પ્રસુતિ પહેલાં અને પછી તો બહુજ જરૂર છે એ કોઇથી ના કહી શકાય તેમ નથી, કેમકે આરામ ન લેવાથી શરીરને ગંભીર નુકસાન થાય છે. ઔદ્યોગિક પ્રવૃત્તિની સ્ત્રીના શરીર ઉપર ભયંકર અસર થાય છે તે વિષે માત્ર મ્હોંડાની ચર્ચા કરવામાં આવી છે. પણ એક વખત ધનનો લોભ લાગ્યો એટલે શરીરના કારણથી તે નીકળી જાય એ શંકા પડતું છે. પુરૂ-

૧. ટૉલ્સ્ટૅાય કૃત Resurrection.

૨. એલન કીકૃત The Woman Movement.

× લેતૂર્નો કૃત The Evolution of Marriage.

ષના જીવનમાં આરોગ્ય અને નીતિ ઉપર લક્ષ્મીએ અનેક વિજય મેળવ્યા છે. આપણું જ્ઞાન વધ્યું છે છતાંએ ઔદ્યોગિક જીવનના પાપાચારોએ આપણને લગભગ જંગલી જેવી દશામાં મૂક્યાં છે. એ તો જાણીતું છે કે જંગલી પ્રજાઓમાં સ્ત્રીઓને સખત કામ કરવું પડે છે, પુરૂષનો સમાગમ બહુજ વ્હેલો પ્રાપ્ત થાય છે, પ્રસૂતિ સમયે તેમને બહુજ થોડો આરામ મળે છે, અને પરિણામે પ્રજા ઉત્પન્ન કરવાની શક્તિ બહુ વ્હેલી ઘસાઈ જાય છે. એટલે સુધી કે "ફુલા લોકોમાં વીસ વર્ષની ઉમ્મર પછી ભાગ્યેજ કોઇ સ્ત્રી બાળકને જન્મ આપે છે. ઉનીઓરોમાં એમીન પાંશાએ પચીસ વર્ષની ઉપરની કોઇ સ્ત્રીના હાથમાં બાળક જોયાં નહિ. ઘણા લેખકો કહે છે કે જંગલી પ્રજાઓમાં સ્ત્રીનું યૌવન બહુ વ્હેલું જતું રહે છે તેનું કારણ તે તેમને પુરૂષનો સમાગમ બહુ ન્હાની ઉમ્મરમાં પ્રાપ્ત થાય છે તે છે. પણ હું તો ધારૂં છું કે શરીરના શ્રમની અસર એ વધારે મોટું કારણ છે. શારીરવિદ્યાના દૃષ્ટિબિંદુથી જોતાં પણ સખત કામથી સ્ત્રીનું યૌવન વ્હેલું જતું રહે છે. આંકડા ઉપરથી જણાય છે કે બર્લિનમાં પૈસાદાર કરતાં ગરીબ સ્ત્રીઓને રજ વ્હેલું જતું રહે છે."×

ઔદ્યોગિક પ્રવૃત્તિએ ગૃહજીવનનો જે વિનાશ કર્યો છે તે દુનિયાના સર્વ દેશોમાં સરખો જ છે. જ્યાં સ્ત્રીઓને આરામ લેવાનોજ વખત ન હોય ત્યાં બાળકો પાછળ તો સમય ક્યાંથીજ આપી શકે? પ્રતિકૂળ સ્થિતિમાં જન્મેલાં બાળકો ઘણીવાર "કંઠમાળવાળાં, નબળા સાંધાવાળાં, અને ઓછી અક્કલનાં હોય છે. હિંદુસ્તાનમાં જેમ માતાઓ બાળકને અફીણ ખવડાવે છે તેમ પાશ્ચાત્ય દેશોમાં કામ પર જતી વખતે બ્રાંડી પાય છે અને તેથી આગળ જતાં બાળકને બહુ વેઠવું પડે છે. ઘણીવાર માતાને દૂધ આવતું નથી અને આવે તો બાળકને પાન

---

+ વેસ્ટરમાર્ક કૃત The History of Human Marriage. પા. ૪૮૭–૮, ૧૯૦૩ ની આવૃત્તિ.

કરાવવાનો વખત હોતો નથી. પરિણામે ઉપરના ખોરાકોથી કેટલાંએ બાળકોનો નાશ થાય છે. ઈંગ્લંડમાં આઠમાંથી માત્ર એક બાળકને માતાનું દૂધ મળે છે."[1] "નૉટિંગહામમાં હઝારમાંથી બસો બાળકો મૃત્યુ પામે છે. ઔદ્યોગિક પ્રવૃત્તિવાળા ભાગોમાં ગામડાં કરતાં મરણુ પ્રમાણુ ચાર પાંચગણું વધારે છે. મિસ ટેનન્ટ પોતાના પુસ્તક Woman in Industry from Seven Points of View માં એજ દુઃખજનક કથા કહે છે. અમેરિકામાં જ્યારે ઔદ્યોગિક પ્રવૃત્તિ શરૂ થઈ ત્યારે સ્ત્રીકામદારોનો મોટો ભાગ ૧૬ થી ૨૦ વર્ષની કુમારિકાઓ હતી. ૧૮૫૦ ની સાલ પછી પરણેલી સ્ત્રીઓની ભરતી બહુ થઈ છે. ૧૯૦૦ ના વસ્તીપત્રક ઉપરથી જણાય છે કે યુનાઇટેડ સ્ટેટસના રૂના ઉદ્યોગમાં કુલ ૧૨૦૬૦૩ સ્ત્રીઓ કામ કરતી હતી તેમાંની પરણેલી, વિધવા અને છેડા છુટકો પામેલી ૨૫ ૫૫૪ હતી, એટલે સેંકડે ૨૭ ટકા હતી. ડૉ. ગુડસેલ આ વિષે ટીકા કરતાં સત્યજ કહે છે કે આનો "અર્થ એકે ૧૯૦૦ ની સાલમાં આ દેશના રૂના ઉદ્યોગમાં જે સ્ત્રીઓ કામ કરતી હતી તેમાંનો પાંચમો ભાગ (જે આખો દિવસ ઘરમાંથી ગેરહાજર રહેતી તે) ગૃહ બનાવનાર ગૃહિણીઓ હતી. અને આતો ઘણા ઉદ્યોગો જેમાં સ્ત્રીઓ કામ કરે છે તેમાંથી એકનીજ વાત થઈ."×

જેમણે ગૃહજીવનની મધુરતા અને સુખ અનુભવ્યાં છે તેમને ખબર હશે કે ગૃહિણીને કલાકો સુધી બ્હાર કામ કરવું પડે તો ગૃહ કેવું ઉજ્જડ વેરાન જેવું દેખાય. ગૃહવ્યવસ્થાની કળા તરફ કોઇ નજર કરતું નથી; બાળકો રખડેલ થાય છે; ગૃહનો પિતા આવા તજાયલા, સુખ વગરના ઘરથી દૂર ન્હાસે છે અને ગામનું પીઠું એનાં ગજવાં ખાલી કરે છે. સ્ત્રીના બ્હારના કામને લીધે કરકસર તો એક બાજુએ રહી પણ ઉલટું ખર્ચ વધે છે અને તેના પ્રમાણુમાં સુખ

---

૧ એલન કીકૃત The Woman Movement પા. ૩૮–૯.

×The Family as a Social and Educational Institution.

સગવડ તો વધતાં નથી. બાળકો તરફ આમ દુર્લક્ષ અપાય અને પોતાની મેળે જેમ ઉછરે તેમ ઉછરવા દેવાય તો તેઓ કુચ્છંદોનાં ભોગ બને તથા મનુષ્યજાતિના ગુન્હાઓ અને દુઃખોની સંખ્યામાં વધારો કરે તેમાં કાંઇજ નવાઈ નથી. પોતાનાં માબાપ ઘરની દરકાર નથી કરતાં એ પ્રત્યક્ષ જુએ એટલે એમને ઘર માટે કાંઈજ લાગણી રહેતી નથી. બાલ્યાવસ્થાના આનંદોની કોઇ છાપ એમના સ્મરણપટ ઉપર રહેતી નથી. તેમનું જીવન આનંદરહિત બને છે અને તેને લીધે તેઓ નાસ્તિક અને સંસારથી અસંતુષ્ટ બને છે. આ આનંદનો અભાવ તે જીંદગીના સૌથી સુખી સમયે અધમ સંયોગો વચ્ચે સંકુચિત જીવન ગાળવાને લીધેજ થાય છે. આ સર્વ વિનાશનું કારણ તે ગૃહજીવનની શુષ્કતા છે જે આદ્યોગિક પ્રવૃત્તિરૂપી રાક્ષસીને આધુનિક જગતે આપેલું બલિદાન છે.

યુરોપ અને અમેરિકાનું ઔદ્યોગિક જીવન બહુ મુશ્કેલીભર્યું છે, છતાં ગૃહ ઉદ્યોગોના સાદા જીવન તરફ પાછું પ્રયાણ થશે કે નહિ તે શંકાભરેલું છે. અને કદાચ એ જીવન તરફ જવાનું સર્વ રીતે યોગ્ય પણ નથી. પરંતુ સ્ત્રીઓ ઘણી વાર અસહાય થઈ જાય છે, તેથી કારખાનાંમાં શરીરનો વિનાશ કર્યા સિવાય કે પાપી લાલચો સંમુખ આવ્યા સિવાય તેઓ પોતાનો જીવન નિર્વાહ કરી શકે તો સારૂં. આ પ્રમાણે પ્રમાણિકપણે નિર્વાહ કરવાનું મોટું સાધન ગૃહ ઉદ્યોગો છે. તેથી સમાજના હિત માટે એ ઉદ્યોગો ખીલવવાની ખાસ જરૂર છે. એનો વિશેષ લાભ એ છે કે સ્ત્રીની માતા અને ગૃહિણી તરીકેની ફરજોની આડે એ ઉદ્યોગો આવતા નથી.

## નોંધ.

**સ્ત્રીઓ કારખાનાંમાં કામ કરે તેથી ગૃહ અને બાળકોના હિતમાં નુકસાન થાય છે તથા અનિષ્ટ સંયોગો ઉત્પન્ન થાય છે એટલાજ દૃષ્ટિબિંદુથી આ પ્રકરણમાં ચર્ચા કરવામાં આવી છે. પ્રો. કાર્લ**

પીયર્સન બધા સામાજિક પ્રશ્નોમાં સંયોગોને ગૌણપદ આપી વારસામાં ઉતરતા ગુણોનેજ મુખ્ય ગણે છે. એમના Lecture on Eugenics and Public Health (પૃ. ૨૭-૮)માં એ કહે છે કે "યુજેનિક લૅબોરેટરીનાં મિસ ઇ. એમ. એલ્ડરટનને લાગે છે કે ઘણા જીલ્લામાં બાળમરણ અને સ્ત્રીઓની મજુરીને બહુ થોડો સંબંધ હોય છે. મજુરીની અસર માતાના દૂધ જેટલી નથી અને માતાના આરોગ્ય કરતાં તો બહુ ઓછી છે. માબાપનું આરોગ્ય તે માબાપના ધંધા અને માતાના દૂધ કરતાં પચાસ ટકા વધારે અગત્યનું છે. અને એ ચારે વાનાં સ્ત્રી મજુરી કરે તેના કરતાં ઘણાંજ વધારે અગત્યનાં છે" બાળકોનું અનારોગ્ય અને બાળમરણ જે બન્ને વધતાં જાય છે તેનું કારણ સ્ત્રીઓ બ્હાર મજુરીએ જઈ બાળકો તરફ દુર્લક્ષ રાખે છે એજ છે એમ આપણે દલીલ કરી છે. પરંતુ પ્રો. પીયર્સન એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે કે બાળકોના વ્યાધિઓ તથા મરણનું કારણ તે માબાપ તરફથી વારસામાં ઉતરેલું નબળું શરીર છે. આ માન્યતા સામે વિરોધ દર્શાવવાનો અમારો વિચાર નથી. કારણ કે અંતે તો એનાથી અમારી માન્યતાજ સિદ્ધ થાય છે. કુદરતના અને ઉછેરનાં તત્વો વચ્ચે જે ક્રિયા અને પ્રત્યાઘાત થાય છે તેનો આ માત્ર એક દાખલો છે. નબળા શરીરને અનિષ્ટ સંયોગોમાં મૂકવાથી વધારે નબળું થાય એ તો પ્રો. પીયર્સન કબુલ કરશેજ એમ અમારી ખાત્રી છે. તેથી ધારો કે બાળકોનાં નબળાં શરીરનું કારણ તે માબાપનાં અશક્ત શરીર છે એમ માનીએ તો પણ માબાપનાં શરીર સખત મજુરી કરવાથી વધારે નબળાં બને છે એ તો સત્યજ છે. આથી અમને લાગે છે કે પ્રો. પીયર્સનની દલીલોથી અમારી માન્યતાને ટેકોજ મળે છે, અને તે એટલે સુધી કે ઔદ્યોગિક પ્રવૃત્તિનાં માઠાં પરિણામ માત્ર એક પેઢીને નડતાં નથી પણ બીજી ઘણી પેઢીઓને નુકસાન કરે છે.



## પ્રકરણ ૭ મું.

### સ્ત્રીઓ અને ઉચ્ચ પ્રકારના ધંધા.

Certain it is, if Beauty has disdained
Her ancient conquests, with an aim thus high;
If this, if that, if more, the fight is gained,
But can she keep her followers without fee?
Yet, ah! to hear anew these ladies cry,
He who's for us, for them are we!"

GEORGE MEREDITH.

ઔદ્યોગિક પ્રવૃત્તિએ મજુરીયાત વર્ગની સ્ત્રીઓને આંસુ તથા દુઃખ સિવાય કાંઇજ આપ્યું નથી અને તેમની અધોગતિને ઢાંકવા માટે સ્વાતંત્ર્યનું આછું પડ ચઢાવવામાં આવ્યું છે. પણ તેમનાં દુઃખથી સામાન્ય સ્ત્રીવર્ગને ખબર પડી છે કે બ્હારના કામથી મેળવાતું "સ્વાતંત્ર્ય" કેવું હોય છે. તેમજ મધ્યમ અને ઉચ્ચ વર્ગની સ્ત્રીઓએ પણ એમાંથી ઉપદેશ ગ્રહણ કર્યો છે. ઉચ્ચ કેળવણીનાં દ્વાર એક વખત ખુલ્લાં થયાં એટલે સ્ત્રીઓ માટે ઉંચા પ્રકારના ધંધાનો રસ્તો ખુલ્યો. એ ધંધામાં દાખલ થવા માટે લડત તો ચલાવવી પડી હતી. પણ કેળવણીનો ખોટો સિદ્ધાંત એકવાર ગ્રહણ કર્યો એટલે એનાં ફળ નીપજે જ. સ્ત્રીઓએ ઉચ્ચ કેળવણી લઇ જે ધંધા માટે લાયકાત મેળવી હોય તે ચલાવવાનો હક રોકવો એ શક્ય ન હતું. એ લડતની વિગતોને એના નૈતિક સ્વરૂપ સાથે કાંઇ સંબંધ નથી. આપણે તો એનાં પરિણામ જ જોવાનાં છે. પોતાની બુદ્ધિ પુરૂષોના જેવીજ છે એમ સિદ્ધ કર્યા પછી સ્ત્રીઓએ ધારાશાસ્ત્રી, દાકતર, શિક્ષક, પ્રોફેસર, વર્તમાનપત્રો ચલાવનાર અને શિલ્પી વિગેરે તરીકેની પોતાની લાયકાત બતાવી આપી. ઔદ્યોગિક પ્રવૃત્તિમાં શરીરને જે મહાન પરિશ્રમ

પડે છે તે આ બધા ધંધામાં પડતો નથી. આથી સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓની દલીલનો જવાબ આપી શકાય તેમ નથી. વળી આમાંના કેટલાક ધંધા એવા છે કે જે સ્ત્રીની બુદ્ધિને ખાસ લાયક છે અને એમાં દાખલ થવાની સ્ત્રીઓને જરૂર પણ છે. સ્ત્રીદાક્તરોની આવશ્યકતા ઘણી જ છે. તેમજ સ્ત્રીપત્રકારોએ સ્ત્રીજાતિનાં દુઃખો, તેમની માગણીઓને જગત્ સમક્ષ બહુ સારી રીતે રજુ કર્યા છે. એમના સ્વભાવની મૃદુતા અને માતૃત્વની ભાવનાથી સ્ત્રીઓ આદર્શરૂપ શિક્ષક થઈ છે. આ વિષયોમાં સ્ત્રીનો લિંગભેદ અવરોધકર્તા નીવડવાને બદલે ખાસ જરૂરનો છે. કેટલાએ યુગ સુધી સૌંદર્ય એ સ્ત્રીનો વિશિષ્ટ ગુણ હતો. હાલ બુદ્ધિને પ્રધાનપદ આપવામાં આવે છે. જોકે મનુષ્ય સ્વભાવની અસ્થિરતાનો વિચાર કરતાં લાગે છે કે બુદ્ધિનો સૌંદર્ય ઉપરનો વિજય ચિરસ્થાયી રહેશે કે નહિ તે શંકા પડતું છે. સ્ત્રીમાં બુદ્ધિબળ હોય તે હંમેશાં પુરૂષોના આદરને પાત્ર બન્યું છે. જો સૌંદર્ય સાથે બુદ્ધિનું મિશ્રણ થાય તો તે આખા પુરૂષના અસ્તિત્વને જીતવા સમર્થ છે.

સ્ત્રીઓની પ્રવૃત્તિ અમુક દિશામાં ગમે તેટલી આવશ્યક હોય તો પણ તેથી લગ્ન પ્રત્યેનો અભાવ ઘટિત નથી. દુનિયામાં પુરૂષ, ધારાશાસ્ત્રીઓજ જોઈએ તે કરતાં વધારે છે. એમની સંખ્યા કાંઈક ઘટે તો કુટુંબોની શાંતિમાં વધારો થાય. આવા ખીચોખીચ ભરેલા ધંધામાં સ્ત્રીઓને દાખલ થવાની કાંઈ જરૂર નથી, અને એ ધંધાની બહાર તેઓ બહુ વધારે ઉપયોગી થઈ પડે. સ્ત્રીઓ માટે કયા ધંધા યોગ્ય ગણાય તે માટે નીચેનો નિયમ બરાબર છે—ધંધો એવો હોવો જોઈએ કે તેથી સ્ત્રીના જીવનની ઉન્નતિ થાય, અથવા તો એવો હોવો જોઈએ કે જે કરવાને પુરૂષ લાયક ન હોય. સ્ત્રી નર્સો બહુજ અગત્યની છે.× સ્ત્રીઓ અને બાળકોનાં દરદો

× પ્રો. વાડીયાનો મત એવો લાગે છે કે જ્યાં સ્ત્રીની મૃદુતા વગર જગત્‌ને ચાલી શકે તેમ ન હોય ત્યાં સ્ત્રીને મહેરબાની દાખલ ધંધો કરવાની

માટે સ્ત્રીદાક્તરોજ જોઇએ એ નિર્વિવાદ છે. શિક્ષણના કામમાં સ્ત્રીની મૃદુતા, સામાને અનુકૂળ થવાની વૃત્તિ તથા એની આકર્ષકતા એ સર્વની આવશ્યકતાનું મૂલ્ય આંકી શકાય તેમ નથી. ઘરમાં માતાની જે મૃદુ અસર થાય છે તેમાં સ્ત્રીશિક્ષકની મૃદુ અસરનો વધારો થાય એ ઇષ્ટજ છે.

પણ આ સર્વ તો ચિત્રની એક બાજુ થઇ. પુરૂષોએ ઘણા યુગ સુધી દાક્તર અને શિક્ષકનું કામ કર્યું છે તેનું વિસ્મરણ કરી શકાય તેમ નથી, અને ભવિષ્યમાં પણ એ કામ સારી રીતે બજાવશેજ. પરંતુ મનુષ્ય જાતિની બધી પ્રવૃત્તિઓને કાયમ રાખવા માટે બાળકોની વૃદ્ધિની આવશ્યકતા છે તથા માતૃપદ એ સ્ત્રીનો કુદરતે નિર્માણ કરેલો ધંધો છે. જે કાંઇ એ ધંધામાં અવરોધકર્તા હોય તેની બારીક તપાસ થવી જોઇએ. દાક્તરનું તથા શિક્ષકનું કામ અવરોધકર્તા છે એની ના કહી શકાય નહિ. એક રીતે જોતાં બીજા કોઇ પણ ધંધા કે નોકરી કરનાર માણસો કરતાં દાક્તરનું જીવન ખરાબ છે. કારણ કે એમનો કામ કરવાનો સમય નક્કી હોતો નથી. દિવસે કે રાતે ગમે તે વખતે જવા માટે એમણે તૈયાર રહેવુંજ જોઇએ. ઘણી વખત ઉંઘ અને ભોજનનો પણ ત્યાગ કરવો પડે છે. આવી સતત મહેનત અને અનિશ્ચિતતા એ માતાના કામ સાથે જરા પણ ફાવી શકે નહિ. સૌથી તેજસ્વી બુદ્ધિવાળી સ્ત્રી પણ માતાનું અને દાક્તરનું બે કામ સાથે કરી શકે નહિ. બાળકના અને દરદીના હકની અથડાઅથડી થાય છે, અને પરિણામે એમાંથી એકને સહન કરવુંજ પડે છે. ગર્ભકાળે સખત કામ થઇ શકે નહિ એટલે સ્ત્રીદાક્તર એવે પ્રસંગે પોતે પોતાનેજ આરામની સલાહ આપે. આથી ધંધાની કમાઇમાં નુકસાન થાયજ. ખરેખર સ્ત્રીના જીવનમાં ઘણી મુશ્કેલીઓ છે. અને

---

છૂટ આપવી. પણ જ્યાં પુરૂષ સાથે હરિફાઇની વાત આવે ત્યાં સ્ત્રીને માટે પાળ બાંધી દેવી. જો સ્ત્રીઓ પુરૂષો કરે તે બધુંજ કરી શકે તો પછી પુરૂષની શ્રેષ્ઠતા ક્યાં રહે? (અનુવાદક).

ઉદ્દામ સ્વાતંત્ર્યવાદીઓ કહે છે કે સ્ત્રીના જીવનમાં લિંગભેદ એ બહુ મોટો ગેરલાભ છે તેમાં કાંઇક સત્ય છે ખરૂં. એ ખરૂં છે પણ પુરૂષ પણ કહેશે કે એની જાતિ ઘડવામાં પણ વિધાતાએ એની મરજી ક્યાં પૂછી હતી!

જે સ્ત્રીદાક્તરની મુશ્કેલીઓ ગણાવી તે સ્ત્રીશિક્ષકના સંબંધમાં કાંઇક ઓછે અંશે પણ છે ખરી.× એના કામ કરવાના કલાક મુકરર કરેલા હોય છે. અને એને લાંબી રજાઓ મળે છે. એ આવું ઉપયોગી અને દૈવી કામ બજાવે છે પણ કુદરત પોતાનો નિયમ એને માટે પણ તોડતી નથી અને માતૃત્વને લીધે એની ફરજોમાં વિઘ્ન આવે છે. આ ઉપરથી સમજાય છે કે ન્યુયૉર્ક સ્ટેટમાં અને અન્યત્ર જે સ્ત્રી પરણે તેને શિક્ષકનો ધંધો છોડવાની કેમ ફરજ પડે છે. આવી ફરજ પાડવી તે પહેલી નજરે નિર્દય લાગે છે. પરંતુ કુદરતના કાયદા અલંઘ્ય છે. જે એ કાયદાની હદ તોડે છે તેના પ્રત્યે કુદરત ઘાતકી વર્તન ચલાવે છે. કુદરતે જો સ્ત્રીને એકજ કાર્ય માટે ઉત્પન્ન કરી હોય, (જે કાર્ય બહુજ સખત શારીરિક અને માનસિક શ્રમવાળું છે) તો પછી એની સામે વિરોધ ઉઠાવવાથી દુઃખ સહન કરવુંજ પડે. પેરટોવ ટૉલ્સ્ટૉયની એના કેરેનીનમાં કહે છે કે "ફરજોની અંદર હકો—સત્તા લક્ષ્મી, માન સમાઇ જાય છે; સ્ત્રીઓ જે માગે છે તે આજ છે." અને પ્રિન્સ શ્ટરબાટ્સ્કી ઉત્તર આપે છે કે "જેવી રીતે હું ધાવ થવાનો હક માગું અને સ્ત્રીઓને એ કામ માટે પગાર મળે છે અને મને કોઇ લેતું નથી એમ કહી ખોટું લગાડું તેમ."

× દાક્તર કે શિક્ષકનો ધંધો કરનાર સ્ત્રીએ પણ પ્રજા ઉત્પન્ન કરવાનું કામ કરવુંજ જોઇએ? થોડીક સ્ત્રીઓ કુમારિકા રહીને આવી ઉત્તમ સેવા બજાવે તેથી માતૃત્વને શું મોટી હાનિ પહોંચી જવાની હતી? સામાન્ય સ્ત્રીવર્ગ માટે ગૃહિણીજીવન યોગ્ય છે. પણ અસાધારણ બુદ્ધિશાળી સ્ત્રીને પણ એમાંથી મુક્તિ ન મળે? સામાન્ય સ્ત્રીઓ પેઠે એ પણ થોડાં સંતાન ઉત્પન્ન કરે તે વધારે ઇષ્ટ છે કે કુમારિકા રહી અનેકની શારીરિક અને માનસિક સેવા બજાવે તે? (અનુવાદક).

પુરૂષની શક્તિને પણ હદ હોય છે. એને કોઈ ધાવ તરીકે ન રાખે માટે એ ખૂબ ધાંધળ મચાવે તેના જેવીજ હાસ્યાસ્પદ કેટલીક સ્ત્રી સ્વાતંત્ર્યવાદીઓની કઢંગી માગણીઓ છે.+

ધારો કે સ્ત્રી માતાની ફરજો અને ધંધો બન્ને બજાવી શકે એમ ક્ષણભર માનીએ, તો પણ એટલું તો જરૂરનુંજ છે કે પોતાના કામની પરિસ્થિતિ ઉત્પન્ન કરવાની એને સ્વતંત્રતા હોવીજ જોઇએ. અત્યાર સુધી એણે એ ભૂલ કરી છે કે સમાનતાની ઘેલછાને અનુસરવા યત્ન કર્યો છે અને તેથી એને પોતાનેજ નુકસાન થયું છે. જે સખત કામ કરવા પુરૂષ શક્તિમાન્ હોય છે તેથી સ્ત્રીના શરીરની પાયમાલી થાય છે. પોતાના શરીરના નાજુક બાંધાને લીધે સ્ત્રીને કામ કરવાનો સમય નક્કી કરવાનો અને ત્યાંની પરિસ્થિતિમાં અનુકૂળતા માગવાનો હક છે. લંડન એજ્યુકેશન કમિટીના તાબાનાં શિક્ષકોના આરોગ્ય સંબંધી રીપોર્ટમાંથી કેટલાક આંકડા જાણવા જેવા છે. "૧૯૧૦ માં એક મહિનાથી વધારે ગેરહાજર રહેવાની રજા દસ પુરૂષો અને પીસતાળીસ સ્ત્રીઓને જ્ઞાનતંતુઓ નબળાં થવાને કારણે આપવામાં આવી હતી. ૧૯૧૨ માં ચૌદ પુરૂષો અને એકસો અગિયાર સ્ત્રીઓના આવા દાખલા બન્યા હતા. ટપાલ ઑફિસમાં માંદગીને કારણે એકથી વધારે દિવસની રજા લેનારની સંખ્યા પુરૂષોમાં ૪૯ ટકા જેટલી અને સ્ત્રીઓમાં ૮૪ થી ૯૪ ટકા જેટલી જુદાં જુદાં ખાતાંમાં હતી."× આ આંકડામાં નવાઈ જેવું કાંઇજ નથી કારણકે એ તો કુદરતી છે.

તે છતાં પણ સ્ત્રીદાક્તરો અને સ્ત્રીશિક્ષકો સમાજને બહુ ઉપયોગી હોવાથી તેમની સેવા જવા દેવાય તેમ નથી. પરણેલી સ્ત્રીઓ શિક્ષણનું કામ ઉપાડી લે એ બહુ ઇષ્ટ છે. અને તેથી જ્યારે

---

+ ધાવ થવું એ પુરૂષ માટે કુદરતી રીતેજ અશક્ય છે. ધંધા કરવા તે સ્ત્રીને માટે કુદરતી રીતે અશક્ય નથીજ. તો પછી એ બેની સરખામણીથી દલીલ કરવી તે નકામું છે. (અનુવાદક).

× ૨૬ મી જુન ૧૯૧૩ નું ધી ટાઇમ્સ.

ગૃહની ફરજોમાંથી મુક્ત હોય ત્યારે એ કામ કરવું જોઇએ. વળી દરેક પ્રજામાં એવી પણ સ્ત્રીઓ હોયજ કે જેમનાં શરીર પરણવાને લાયક ન હોય, અથવા કાંઇક ખાસ કારણને લીધે માતૃપદનો ભોગ આપવા તૈયાર હોય. વળી ઘણી સ્ત્રીઓએ સમાજ પ્રત્યેની પોતાની ફરજ સંપૂર્ણ કરી હોય અને ઉપયોગી સેવાનું કામ કરવા સ્વતંત્ર હોય. આવી સ્ત્રીઓએ આવા ધંધા ઉપાડી લેવા જોઇએ, અને દુનિયાને બતાવવું જોઇએ કે માતા સિવાય બીજું કામ કરવા પણ એ લાયક છે. સ્ત્રીદાક્તરો અને સ્ત્રીશિક્ષકોને જે વાત લાગુ પડે છે તે નર્સો અને સ્ત્રીપત્રકારોને પણ લાગુ પડે છે. જેમ પુસ્તકો લખવાનું કામ સ્ત્રીને અનુકૂળ પડે છે તેમ પત્રકારનું સ્વતંત્ર કામ પણ પડે છે. ટુંકામાં જો જે સ્ત્રીઓની શારીરિક તથા માનસિક શક્તિઓ માતા થવા માટે શ્રેષ્ઠ હોય તેમને એ ધંધાઓ ઘસડી જતાં હોય તો એ ધંધાઓની માઠી અસર થાય છે એમ સ્પષ્ટ કહી શકાય. માત્ર માતાની ફરજો અને ધંધો બે સાથે થઇ શકે તોજ માઠી અસર ઉત્પન્ન નથી થતી એમ કહેવાય. વળી બીજી રીતે જોતાં જે સ્ત્રીઓ માતૃપદ માટે નાલાયક હોય અથવા જે પ્રજાના હિતમાં પોતાનો યોગ્ય ફાળો આપી ચૂકી હોય તેમને માટે આ ધંધા ઉત્તમ છે. સ્ત્રીઓ માટે નકામી પરીક્ષાના બોજાથી મુક્ત તથા પુરૂષો સાથેની વિનાશકારક હરિફાઇ વિનાની શાળાઓ જોઇએ. ત્યાં સ્ત્રી જાતિની જરૂરીયાતો ઉપર ખાસ લક્ષ અપાવું જોઇએ. એવી શાળાઓ ખોલવી એ રાજ્યની ફરજ છે.

આપણા જમાનામાં આવી શાળાઓની બહુ જરૂર છે. જો કે સ્વતંત્ર ધંધાનો બોજો ઔદ્યોગિક કામ જેવો ભારે નથી. પરંતુ છોકરાઓ માટે ઘડેલો અભ્યાસક્રમ, જેમાં કલાકો સુધી સતત કામ કરવું પડે છે તેની અસર કન્યાઓનાં નાજુક શરીર ઉપર થયા વિના રહેતી નથી. આપણે પ્હેલાં જોયું તેમ ડૉ. જે. લાયોનેલ ટેલર કહે છે કે હાલના જમાનામાં પ્રસૂતિમાં જે વિશેષ કષ્ટ પડે છે તેનું કારણ તે કહેવાતી કાઢેળવણીનું અવિચારીપણું તથા હૉકી જેવી રમતો

અને ભારે અંગકસરતોથી થતું નુકસાનજ છે. માતાની તંદુરસ્તી પર જ બાળકની તંદુરસ્તીનો આધાર છે અને તેથી માતાનું આરોગ્ય એ એક સામાજિક આવશ્યકતા છે. એના તરફ બેદરકારી બતાવવી એ જનસમાજ પ્રત્યે અને ભવિષ્યની પ્રજા પ્રત્યે અપરાધ કરવા બરાબર છે. સ્ત્રીઓના આરોગ્યની એ સ્ત્રી છે માટે સંભાળ લેવી તેને સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ ઉત્સાહ અને વિદ્વત્તાભર્યા અજ્ઞાનથી અંધ થઈ જુનું પુરાણું, જુના વિચારનું વિગેરે ગણી હસી કાઢે છે. પરંતુ કેટલાંક સત્ય એવાં હોય છે કે જે કદિ પણ પુરાણાં જર્જરિત થતાં નથી. અને આમાંનું એક સત્ય તે સ્ત્રીની શરીરરચના છે.

ગૃહની સુખ સગવડ વચ્ચે કન્યાનું શિક્ષણ વીસ વર્ષની ઉંમર સુધી તો ચાલવુંજ જોઇએ. વીસથી પીસતાળીસ વર્ષ સુધી લગ્ન અને માતૃત્વમાં કાળ વ્યતીત થવો જોઇએ. બાળકો મોટાં થઈ જાય અને પુત્રીઓ અથવા પુત્રવધૂઓ ઘરનો ભાર ઉપાડી લે એટલે સ્ત્રીએ વધારે વિશાળ જગત્માં પ્રવેશ કરવો જોઇએ અને અનુકૂળ પડે તે દિશામાં સમાજની સેવા ઉઠાવવી જોઇએ. સ્ત્રીત્વની ફરજો અને પ્રવૃત્તિ માટે વધતો જતો મોહ એ બે વચ્ચે સમાધાન માત્ર આ રીતેજ થઈ શકે તેમ છે.

વ્યવહારમાં બીજી જાતનું સમાધાન વધારે લોકપ્રિય થયું છે. આપણે જાણીએ છીએ કે અમેરિકામાં તેમજ ઇંગ્લંડમાં ભણેલી છોકરી લિંગભેદવિહીન થઇ જાય છે અને કુમારિકા રહેવાનુંજ પસંદ કરે છે, પછી ભલે મોટી વયે 'રહી ગએલી'ની પંક્તિમાં આવે. દૃઢ રહેવાનો સંકલ્પ કર્યા છતાં કામદેવનું સામ્રાજ્ય એના ઉપર ચાલે, અને લગ્ન અને માતૃત્વ સ્વીકારવાં પડે તો કાંતો એ ધંધો મૂકી દે છે અને આદર્શરૂપ પત્ની અને માતા બને છે; અથવા તો ધંધો કાયમ રાખવાનો યત્ન કરી ઘણી હાડમારી ભોગવે છે. ઘરકામ એકની એક જાતનું કંટાળાભર્યું છે એમ સ્ત્રીઓ કહે પણ એટલું તો કબૂલ કરશેજ કે એ કામ બહુ ચોકસાઇથી કરવું પડે છે. તેથી જો

ગૃહિણી બ્હારનો ધંધો કરતી હોય તેની સમક્ષ વિચારવા જેવો પ્રશ્ન આવી પડે છે—જો ઘરકામ અને ધંધો બન્ને સાથે કરે તો અતિશય પરિશ્રમથી થાકી જાય છે; બન્ને કરવાં તે એની શક્તિથી અતીત છે. બન્નેમાંથી એકે કામ સારૂં થતું નથી. જો માત્ર ધંધા ઉપરજ ધ્યાન આપે તો ગૃહવ્યવસ્થામાં હાનિ પહોંચેજ. બાળકોને માતાની સ્નેહભરી સંભાળ મળે નહિ, અને માતૃત્વની આખી ભાવના નાશ પામે. એક ફ્રેંચ વિધવાએ પોતાનાં બાળકોને પોતાની કમાઈથી ઉછેર્યાં, અને એના ઘડપણમાં એના પુત્રે હૃદયમાં વાગે એવા શબ્દો કહ્યા કે "તેં અમારા પર કદિ પ્રેમ રાખ્યો નથી." આ સંબંધમાં લંડનના 'પંચ'માં કેટલાંક વર્ષ ઉપર એક જાણવાજોગ કાર્ટુન આવ્યું હતું તે યાદ આવે છે. એ ચિત્રમાં એક ગંદો, ચીંથરેહાલ, રસ્તામાં રખડતો છોકરો હતો. અને એક સારાં વસ્ત્ર પહેરેલી સફાઈ-બંધ સ્ત્રી જે પોતાને સમાજસેવક કહેવડાવતી તે સ્નેહથી વાંકી વળીને તેને પૂછે છે "ભાઈ, તારી મા એવી કેવી છે કે તને આવી દશામાં રાખે છે ?" છોકરાએ તત્ક્ષણ ઉત્તર આપ્યો "કેમ મા, તું મને ઓળખતી નથી ?" આમ કહેવું એ કદાચ અઘટિત હશે. પણ ઘણીવાર એવું બને છે કે સ્ત્રી પોતાને પરોપકારી કહેવડાવે, ભાષણો આપે, પણ ઘેર તો પોતાનાં બાળકોજ એને અજાણ્યાં જેવાં હોય અને ધણી કાચું પાકું જમતો હોય. રાજકીય વિષયોમાં સમાધાન કરી વચલો રસ્તો કાઢયા વિના છુટકો નહિ. પરંતુ બીજી સર્વ બાબ-તોમાં એ પ્રમાણે કરવાથી સંતોષકારક પરિણામ કદિ નિપજતાં નથી, અને ખાસ કરીને જ્યાં ગૃહજીવનને સંબંધ હોય ત્યાં તો એવું જ બને છે. ઘરમાં પુરૂષનો સ્વભાવ ચીઢીયો હોય તો જ સ્ત્રી અને બાળકોને વસમું લાગે છે. પણ જો સ્ત્રી પણ ચીઢીયા સ્વભાવની હોય તો ઘર કેવું અસહ્ય થઈ પડે ! માત્ર જે બાળકોની માતા આવી "કેળવા-યલી" હોય તેમને જ પોતાની બાલ્યાવસ્થા નીરસ લાગે છે. આવી માતાના જીવનની અપૂર્ણતા અને તેના વ્યક્તિત્વના બે ભાગ એ

બન્નેના પરિણામરૂપે બાળકોનો વિકાસ અપૂર્ણું રહે છે.

શીલહીનતાને લીધે સુખી ગૃહોની સંખ્યા ઘટે છે, અને કૌટુંબિક જીવનનો નાશ થાય છે. પુરાતન કાળથી કૌટુંબિક જીવન એ સ્વાત્મભોગની ભાવના જાગ્રત કરવાનું ધામ છે, સંતાનોના ધર્મ સમજાવવાની શાળા છેઃ આજ્ઞાંકિતપણું, માન, પ્રેમ, ઐક્યની ભાવના, જવાબદારીનું ભાન એ સર્વના પાઠ ત્યાંજ શીખાય છે. સ્ત્રીઓના વ્યક્તિત્વવાદના વિકાસથી કુટુંબ જીવનનો મૂળ હેતુ નાશ પામે છે. તથા જીવનમાં કઠિનતા અને સ્વાર્થવૃત્તિનું સામ્રાજ્ય જામે છે. આવી વ્યક્તિઓ લગ્ન કરે તો પણ એમનું કાંઈ ખરૂં ગૃહજીવન હોતું નથી. સ્ત્રી પુરૂષ બન્ને ધંધાદારી વ્યક્તિ હોઈ દિવસનો ઘણો ભાગ ઘરમાંથી બ્હાર જ રહે છે. તેમનાં બાળકો માબાપના પ્રસંગમાં એટલાં થોડાં આવે છે કે એમના હૃદય ઉપર સુખી બાલ્યાવસ્થાની, માતાની ગોદમાં રમ્યાની, અક્ષય છાપ કોઈ પડતી નથી. કૌટુંબિક જીવનનો આ પ્રશ્ન એટલો અગત્યનો છે કે એને માટે એક આખું પ્રકરણ લખવું પડશે અને તેથી આ સ્થળે વધારે લખવાની જરૂર નથી.



# પ્રકરણ ૮ મું.

## સ્ત્રીઓ અને રાજકીય પ્રવૃત્તિ.

"The Principles of true politics are the principles of morality enlarged."

Edmund Burke.

રાજકીય મતાધિકારની લડત જેટલો ઉત્સાહ (જે કેટલીકવાર ખોટા ઝનુનનું સ્વરૂપ પણ લેતો) સ્ત્રીસ્વાતંત્ર્યવાદના બીજા કોઇ વિભાગમાં બતાવવામાં આવ્યો નથી. આશાવાદનાં નિરંકુશ સ્વપ્નો માટે એ લડત જ જવાબદાર છે. જાણે કે રાજકીય પ્રવૃત્તિમાં સ્ત્રીઓના દાખલ થવાથી એક ઝટકે પુરૂષે રચેલી દુનિયાના કકડા થઇ જવાના હોય અને સદ્‌ગુણથી ભરેલો નવો યુગ શરૂ થવાનો હોય.× આવાં સ્વપ્નોમાં રમવું તે એક તરફથી ઇતિહાસનું અજ્ઞાન અને બીજી તરફથી રાજતંત્રના વ્યવહારનું અજ્ઞાન બતાવે છે. સ્ત્રીઓએ ઘણીવાર વિશાળ રાજ્ય ચલાવ્યાં છે, એ ચલાવવામાં અત્યંત કુશળતા તથા સફળતા સિદ્ધ કર્યા છે. પરંતુ રાજનીતિજ્ઞનાં ખોટાં લક્ષણોથી દૂષિત્ત થઇ ન હોય એવી કોઇક જ થઇ છે. આઠમો હેનરી પોતાની અનેક રાણીઓ પ્રત્યે જેવું ઘાતકી વર્તન બતાવતો તેવુંજ ધર્માંધ રાણી મેરી પ્રજા પ્રત્યે બતાવતી. ઇલિઝાબેથની પવિત્રતા અને સદ્‌ગુણો તરફ સદા શંકાની દૃષ્ટિથીજ જોવાય છે. અને એ કુમારિકા રાણીમાં સ્ત્રીની નિર્બળતા સાથે ખરાબ પુરૂષના બળનું મિશ્રણ સારી પેઠે થયું હતું. મૃદુ અને આકર્ષક મેરી ક્વીન ઑફ સ્કૉટસે પોતાના દેશને અંદર અંદરની લ્હડાઇઓમાં ઉતાર્યો. રશિયાની કૅથેરીને રાજનીતિને સર્વના ધિક્કારને પાત્ર બનાવી છે. અને રાજકીય પ્રકરણમાં કલંકવાળી કૅથે-

× એક ઝટકે નહિ તો ધીરેધીરે પણ જો આ પરિણામ લાવવું હોય તો રાજકીય પ્રવૃત્તિ એ એકજ માર્ગ છે. (અનુવાદક)

રીન એ એકલીજ નથી; બીજી પણ છે. વળી સૌથી પ્રખ્યાત તો કલીઓપેટ્રાનું નામ છે. એનામાં અપ્રતિમ સૌંદર્ય, સદાની અતૃપ્ત વાસનાઓ, અનહદ મહત્વાકાંક્ષા હતાં. હાલના સ્વાતંત્ર્યના જમાનાનું રાજકીય પ્રકરણ તપાસીએ તો પણ જણાય છે કે હજીએ રીશલ્યુ જેવા સારાસારવિવેકહીન અને બિસ્માર્ક જેવા નિર્દય રાજપુરૂષો થઈ શકે છે. સૂક્ષ્મ ન્યાયવૃત્તિથી ઉત્પન્ન કરેલી સમાનતાની ભાવનાને એકજ પરદેશખાતાનો પ્રધાન કે મુખ્ય પ્રધાન 'છૂપા' કોલકરારથી એક ક્ષણમાં જમીનદોસ્ત કરી દે. પોતાના દુષ્ટ હેતુઓ પાર પાડવા માટે "સ્વદેશ ભક્તિ"ને નામે ઘણાએ રાજપુરૂષો આવા કોલકરારો કરે છે. હાલ તો યુરોપમાં નીતિને બદલે આવી કહેવાતી સ્વદેશ ભક્તિ જ મુખ્ય થઈ પડી છે. એમાં સત્યનો, બીજાના હક સાચવવાનો દંભ માત્ર હોય છે. આવી વસ્તુસ્થિતિને લીધે સમાનતાની ભાવના તો એક ઢોંગજ થઇ પડી છે. જેઓ રાજનીતિના વિવિધ વેશને તથા અનીતિમય દેશભક્તિને અનુકૂળ થવા માટે પોતાના સિદ્ધાંતો તજી ન શકે તેમને માટે રાજકીય પ્રવૃત્તિ બંધ છે. કૉબ્ડન કે બ્રાઇટ જેવા અપવાદ તો કોઇકજ હોય. સિદ્ધાંત તરીકે તો આ પ્રકરણને મથાળે મૂકેલાં બર્કનાં ઉચ્ચ વચનો કરતાં વધારે સાચું કાંઇજ નથી. પરંતુ વ્યવહારમાં એ સિદ્ધાંત 'પ્રજાકીય' કૃત્યો ઉપર ઢાંકપીછોડો કરવામાંજ વપરાય છે, એવાં કૃત્યો જો એક વ્યક્તિએ કર્યા હોય તો જરૂર એને કેદની કે ફાંસીનીજ સજા થાય." રાજકીય પ્રવૃત્તિ આ પ્રકારની છે. સ્ત્રીઓના સમસ્ત સદ્દગુણો ભૂતકાળનાં કલંક ધોવા સમર્થ થશે કે નહિ તે વિચારવા જેવું છે. ભવિષ્યમાં એવું બનતું અટકાવી શકશે કે નહિ તે પણ શંકા પડતું છે.×

---

× સ્ત્રીઓને રાજકીય પ્રવૃત્તિમાંથી બાતલ રાખવાથીજ એમાં અનીતિ બહુ વ્યાપી ગઇ છે એવી મારી નમ્ર માન્યતા છે. જો સ્ત્રીઓ રાજનીતિમાં સામેલ હોત તો ઇતિહાસનાં ઘણાંએક ઘોર કૃત્યો ન થયાં હોત. અમુક એકજ સ્ત્રીના હાથમાં સત્તા હોય તો એ તેનો દુરૂપયોગ કરે, પણ દેશની સમસ્ત

વળી બીજી તરફ જોતાં પુરૂષોએ જે ઝનુનથી, જે હઠીલાઇથી સ્ત્રીઓના મતાધિકારની ચળવળ સામે ઝુંડો ઉઠાવ્યો છે તેનું કારણ સમજવું મુશ્કેલ છે. અત્યારે યુરોપના લગભગ વીસ દેશોમાં, યુનાઇટેડ સ્ટેટસનાં ઘણાં રાજ્યોમાં, ઑસ્ટ્રેલિઆમાં, ફિનલેન્ડમાં તથા કૅનેડામાં સ્ત્રીઓને પુરૂષોનાજ ધોરણ ઉપર મતાધિકાર મળ્યો છે. ઇંગ્લંડના કન્ઝર્વેટીવ (ચુસ્ત) પક્ષને પણ નમતું આપવું પડયું છે. અને અત્યારે દુનિયાની મોટામાં મોટી ધારાસભા (ઇંગ્લંડની પાર્લમેંટ)માં એક સ્ત્રી સભાસદ વિરાજે છે.* અતિશય દ્વેષસહિત ચળવળ કર્યા વિના આ વિજય મળ્યા નથી. ઘણા જમાનાથી પોતાને હસ્તગત કરેલી સત્તા છોડવાની પુરૂષોએ ના કહી તે માત્ર પોતાની સ્વાર્થવૃત્તિને લીધેજ એમ ભવિષ્યનો ઇતિહાસકાર જોઈ શકશે. સ્ત્રીનું કાર્યક્ષેત્ર ગૃહજ છે એ વિશાળ દૃષ્ટિબિંદુથી તેમજ અંતઃકરણની માન્યતાને લીધે સ્ત્રીઓના મતાધિકાર પ્રત્યે વિરોધ બતાવાયો હશે એમ પણ ધારી શકાય. પણ સ્ત્રીઓને આ બચાવ બહુ રૂચતો ન લાગ્યો. કેમકે પુરૂષોની અંધ સ્વાર્થવૃત્તિથી એ દૂષિત થયેલો હતો. આ સ્વાર્થવૃત્તિથી દોરાઇનેજ પુરૂષોએ સંખ્યાબંધ સ્ત્રીઓને કારખાનામાં કામ કરવા જવા દીધી હતી, અને ઘર અને બાળકો રખડતાં મૂકવા દીધાં હતાં. જ્યારે સ્ત્રીઓની સોંઘી મજુરીનો નીચ લાભ લેવા ખાતર તેમને પુરૂષોએ પોતાના કાર્યક્ષેત્રની બ્હાર જવા દીધી, તો પછી સ્ત્રીઓએ પોતાના કહેવાતા સ્વાતંત્ર્યથી મેળવેલા મતાધિકાર સામે પ્રતિબંધ મૂકવાનો પુરૂષોને કાંઇજ હક ન હતો. આ સ્વાતંત્ર્ય સ્ત્રીઓને પોતાનેજ ઉભું કરવા દેવામાં આવ્યું છે. દુર્ભાગ્યે ઓગણુસમી સદીની આખી સ્ત્રીમતાધિકારની ચળવળથી પુરૂષોની સ્વાર્થવૃત્તિ બે રીતે દેખાઈ આવી છેઃ એક તો સ્ત્રીઓ પાસે મજુરી કરાવી તેમને

---

સ્ત્રીવર્ગ જો રાજકાર્યોમાં ભાગ લે તો રાજનીતિ પરંનું કલંક ધોવાય એમ મને લાગે છે. (અનુવાદક)

* આ પુસ્તક લખાયા પછી સ્ત્રીસભાસદોની સંખ્યા વધી છે. (અનુવાદક).

નીચોવી તેમની અધોગતિ કરાવવામાં અને બીજી તેમના વાજબી હક સામે વિરોધ ઉઠાવવામાં. મનુષ્ય તરીકે, કર ભરનાર તરીકે, ગ્રેજ્યુએટ તરીકે, કમાનાર તરીકે સ્ત્રીઓને સમાજના કાયદા સાથે ગાઢ સંબંધ છે. પોતાનુ હિત જળવાય, પાશવ સ્વાર્થવૃત્તિથી એ હિત કચરી ન નંખાય તેની તપાસ રાખવાનો સ્ત્રીઓને પુરૂષો જેટલોજ હક છે. તેથીજ પુરૂષોનો વિરોધ તે સ્વાર્થવૃત્તિજ કહેવાય. વ્યવહારબુદ્ધિ, ન્યાય અને સત્ય હકીકત સ્ત્રીઓના પક્ષમાં છે. અને વિજયને યોગ્ય હોઇ તેમનો વિજયજ થયો છે.

સ્ત્રીઓએ હક મેળવ્યા એવા કથન માત્ર કરતાં આ પ્રશ્ન વધારે ઉંડો છે. કાર્લ માર્ક્સ, બાકુનિન અને ક્રોપોટકીનના બંડખોર શબ્દોના પ્રતિધ્વનિ કરતા અને સમાનતાના ખ્યાલોથી ભરપૂર વાતાવરણમાં સ્ત્રીનું ચિત્ત સ્વાતંત્ર્યના નવા વિચારોથી ઉભરાય એ સ્વાભાવિક છે. હાલના સમાનતાના જમાનામાં મોટાં સામ્રાજ્યો સ્થાપવામાં કે તોડી પાડવામાં મતથીજ કામ થાય છે એટલે સ્ત્રીઓ પણ મતાધિકાર માગે એમાં નવાઇ નથી. મત પોતે ગમે તેટલો નજીવો લાગે પરંતુ એ એક પ્રકારની કેળવણી છે અને તેથી એનું નૈતિક સ્વરૂપ ઉત્પન્ન થાય છે. એનાથી જવાબદારીનું ભાન આવે છે, આપણા સ્વદેશ બંધુઓ સાથે મળી આપણે કાંઇક ઐક્ય સાધવાનું છે એવી ભાવના જાગ્રત થાય છે. વિચારવંત, નીતિમાન્ મનુષ્યમાં એથી રાજ્ય ઉપર દબાણ ચલાવવાની તથા રાજપુરૂષોના દોરને અંકુશમાં રાખવાની શક્તિ આવે છે. ખરે રસ્તે અને સાચી નિષ્ઠાથી જો મત વાપરવામાં આવે તો એ એક પ્રકારની સત્તા છે. અને વાસ્તવિક રીતે મત એજ પ્રમાણે વાપરવો જોઇએ. વ્યવહારમાં એનું નૈતિક સ્વરૂપ સિદ્ધ થયું નથી. મત વેચાતો લેવાય છે, સીફારસથી મેળવાય છે, મત મેળવવા આવેલાની પીડા ટાળવા માટે વગર વિચારે કબૂલાય છે; અથવા સુંદર સ્ત્રીને ચુંબન કરવાની કિમ્મત તરીકે પણ અપાય છે. સ્ત્રીઓના મતાધિકારની ચળવળના ઘણા વખત પહેલા પણ ચાર્લ્સ ફૉક્સના હિત માટે કોઈ ઉમરાવજાદી કસાઇને ચુંબન

લેવા દે તો હાલના પુરૂષો પોતાની પત્ની કે પુત્રીઓને મત મેળવવાને કામે મોકલે તેમાં કાંઈ જ આશ્ચર્યકારક નથી. જે મત મેળવી શકાયા ન હોત તે આ સ્ત્રીઓના હાસ્ય, સૌંદર્ય અને જીભની મીઠાશથી મળતા. આ બધા દોષો છતાં મતની કિમ્મત ઘણી છે તેની ના કહી શકાય તેમ નથી. વ્હેલી મોડી પણ સ્ત્રીઓ એની માગણી કરે જ. એની કિમ્મત સમજીએ છતાંએ અગત્યનો પ્રશ્ન એ છે કે સમાજને ઉન્નત કરવાનું સૌથી બળવાન સાધન મત છે ? સ્ત્રી જો સમાજની સેવા માતૃત્વની ઉચ્ચતર ભાવનાથી કરી શકે તો મતાધિકાર મેળવવા પાછળ આટલી મહેનત શું કામ લેવી ?† માતૃત્વની ભાવના અને મતાધિકારનો સહયોગ થઈ શકતો હોય (અને તે થઇ શકે છે જ) તો પછી મતાધિકાર હાનિકારક નથી, અને સ્ત્રીઓને તે આપવો જ જોઇએ. પરંતુ મતાધિકારમાંથી ધારાસભામાં બેસવાની તથા પ્રધાન-મંડળમાં અધિકાર પ્રાપ્ત કરવાની માગણી ઉત્પન્ન થાય તો પ્રશ્ન—ગુંચવણભર્યો થઇ પડે. ઔદ્યોગિક પ્રવૃત્તિમાં અને બીજા ધંધાઓમાં સ્ત્રીઓના પ્રવેશ વિષે જે ધોરણે ચર્ચા કરી હતી તેજ ધોરણે આ વિષયમાં પણ કરવી પડશે.

સ્ત્રીઓના મતાધિકારના પ્રશ્ને જેટલું સાહિત્ય ઉત્પન્ન કર્યું છે તેટલું કોઇ પણ બીજા પ્રશ્ને છેલ્લાં પચાસ વર્ષમાં કર્યું નથી. એક મનુષ્ય તરીકે સ્ત્રીના વ્યક્તિત્વનો સ્વીકાર થવો જોઇએ એજ સિદ્ધાંતથી મતાધિકારની ચળવળ કરવામાં આવી છે. વય, આવક, શિક્ષણ, મિલ્કત, ઘરનું ભાડું વિગેરેના ધોરણ ઉપર પુરૂષોને મતાધિકાર મળે છે. સ્ત્રીઓને આ સર્વ લાગુ પડે છે એટલે તેમને મતાધિકાર મળવો જ

---

† માતૃત્વની ભાવના ગમે તેવી શ્રેષ્ઠ હોય પણ કાયદા સ્ત્રીઓને જે અન્યાય કરી રહ્યા હોય તે ટાળવા એ કેમ સમર્થ થાય ? એને માટે તો મતાધિકારની જ જરૂર પડે. પ્રો. વાડીયાની આ દલીલ ઉપરથી પુરૂષોની સામાન્ય માન્યતા જણાઈ આવે છે કે સ્ત્રીએ તો ગમે તે પ્રકારે સમાજની ( એટલે પુરૂષોની ) સેવાજ ઉઠાવવી, હકો પ્રાપ્ત કરવાની એને જરૂર નથી. ( અનુવાદક ).

જોઈએ. પુરૂષોના મતાધિકારના કાયદા પ્રમાણે સ્હેજ સાજ ભણેલા, અડધા ગાંડા, વ્યસની, બધી જાતના પુરૂષોને મત આપવાનો હક હોય છે. ત્યારે સ્ત્રી ગ્રેજ્યુએટ હોય, ઘરની માલીક હોય, આપબળથી કમાતી હોય, કર ભરતી હોય તો તેને કેમ મત આપવાનો હક નહિ? આવી વિલક્ષણ વસ્તુસ્થિતિ ઉપર પ્રહારો કરી કરી સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓએ તેના ચુરા કરી નાખ્યા છે. આ સામાન્ય ધોરણ ઉપરાંત તેમણે ભાર મૂકી જણાવ્યું છે કે સ્ત્રીના સ્વભાવમાં કેટલીક એવી ખાસીયતો છે કે જે રાજકીય વિષયોમાં બહુ મૂલ્યવાન છે.

આ પ્રમાણે સ્ત્રીનો ઉત્સાહ, ભાવપ્રધાનતા, મૃદુતા અને પ્રેરણાબુદ્ધિને બહુ મહત્વ આપવામાં આવ્યું છે. પરંતુ પુરૂષની પેઠે જ સ્ત્રીનો ઉત્સાહ મનસ્વી અને અસ્થિર છે. એ તો બેધારી તરવાર છે. એનાથી કાતો મનુષ્યજાતિની ઉન્નતિ થાય અથવા તો વિપરીત જ પરિણામ આવે. ફ્રાંસના બળવાના સમયમાં સ્ત્રીઓનો ઉત્સાહ ખરી દિશામાં પ્રેરાયો હતો એમ ન કહી શકાય. પુરૂષોને રાજપક્ષના લોકો તરફ જે અપાર ધિક્કાર હતો તેમાં કે વેર લેવાની ઘાતકી રીતોમાં સ્ત્રીઓ સામેલ થઈ ન હતી. ભાવપ્રધાનતા અને મૃદુતા માટેની સ્ત્રીઓની ખ્યાતિ માત્ર અર્ધ સત્ય છે. ઘણા યુગથી બાળકોના હિત સાથે સ્ત્રીને સંબંધ હોવાથી સ્વાભાવિક રીતે જ એનામાં મૃદુતા, સૌમ્યતા આવ્યાં છે. આ ગુણો પુરૂષોની અહંભાવના અને કઠોરતાની સરખામણીમાં બહુજ જુદા દેખાઇ આવે છે. પરંતુ એટલું યાદ રાખવું જોઇએ કે પોતાના ગૃહ માટેની ઉત્કટ લાગણીને લીધે જ એની સહાનુભૂતિનું ક્ષેત્ર સંકુચિત થઇ ગયું છે.* અમુક ભાવનાઓમાં તે પ્રબળતા મેળવે

---

* સ્ત્રીનું દષ્ટિબિંદુ વિશાળ કરવા માટે જ એને ગૃહકાર્યમાંથી બ્હાર લાવી દુનિયાની બીજી પ્રવૃત્તિઓમાં નાખવી જોઈએ. છતાં પ્રો. વાડીયા અને સ્ત્રીસ્વાતંત્ર્યના અન્ય વિરોધિઓ ભાર મૂકી મૂકીને કહે છે કે સ્ત્રીનું ક્ષેત્ર તો ગૃહજ છે. એમાંથી બ્હાર જવાથી અનેકવિધ અનિષ્ટ પરિણામો થાય છે! સ્ત્રીને ગૃહમાંજ પૂરી રાખીએ એટલે એને બીજા કોઈ વિષયો માટે સહાનુભૂતિ રહેજ નહિ એ નિર્વિવાદ છે પરંતુ તેમાં વાંક કોનો? ગૃહમાં રહેનારનો કે તેને ત્યાં રાખનારનો? ( અનુવાદક ).

છે છતાં એકંદરે ભાવનાઓની વિશાળતા ઓછી થાય છે. કુટુંબના કાંઈક ન્હાના ભોગે પણ પુરૂષ સમસ્ત જગતનું કલ્યાણ કરવા ઈચ્છા રાખે તો સ્ત્રીનો ગૃહ પ્રત્યેનો સ્નેહ તેમાં આડો આવે છે. પુરૂષના આદર્શો વિશાળ છે. સમસ્ત મનુષ્યજાતિના કલ્યાણ અર્થે એ પોતાની પરિસ્થિતિનો તિરસ્કાર કરે છે, સામાજિક બળો સાથે યુદ્ધ કરે છે; પોતાનો હેતુ સિદ્ધ કરવા માટે એણે ઘણી વાર પોતાની સ્વતંત્રતાનો, પોતાની જીંદગીનો ભોગ આપ્યો છે. પ્રજાત્વ ( nationalism )ની સંકુચિત ભાવનાની વચ્ચે રહી એણે મનુષ્યત્વની વિશાળ ભાવનાનો પક્ષ લીધો છે. સુખવૈભવમાં રહી એણે ગરીબોના હિત માટે યત્ન કર્યો છે. વાચનના તથા કર્તવ્યોના શોખને લીધે એણે પોતાના પુત્રો માટે ધનસંચય કરવા તરફ દુર્લક્ષ આપ્યું છે. પરંતુ સ્ત્રીના આદર્શોનું ક્ષેત્ર બહુ સંકુચિત છે. એની દૃષ્ટિએ પોતાનું ગૃહ અને પોતાનાં બાળકો એટલાં અગત્યનાં હોય છે કે વિશાળ જગતના હિત તરફ એને કાંઇ લાગણી રહેતી નથી. પોતાનાં બાળકોની માતા થાય છે પરંતુ બીજાં સર્વની સાવકી મા બને છે.× આ દલીલની વિરૂદ્ધ પડવા માટે ફ્લૉરેન્સ નાઇટીંગેલ ઇલિઝાબેથ ફ્રાય કે એલન કી જેવી સન્નારીઓનાં

---

× માતૃત્વની અને ગૃહિણીપદની ભાવના વિષે પોકારી પોકારીને કહેવામાં આવે, સ્ત્રીને શિક્ષણ પણ એવુંજ આપવામાં આવે કે જેથી તે માત્ર "આદર્શરૂપ ગૃહિણી અને આદર્શરૂપ માતા" બને તો પછી જગતના બીજા સર્વે વિષયો પ્રત્યે સ્ત્રી બેદરકાર બને તેમાં દોષ કોનો? સ્ત્રીઓનું જીવન અત્યાર સુધી બહુ સંકુચિત રહ્યું છે, ઘરની ચાર ભીંતોમાંજ એમનો મનોવ્યાપાર ચાલે છે માટેજ સ્ત્રીએ બ્હાર આવવાની, બીજાં કામો ઉપાડી લેવાની જરૂર છે એમ સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓની દલીલ છે. પરંતુ તે વખતે તો માતૃત્વની ભાવનાને ધોકો પહોંચી જવાનો ભય બતાવવામાં આવે છે! સ્ત્રી ગૃહિણી છે, માતા છે પરંતુ સાથે સાથે નાગરિક છે એ જો લક્ષમાં રાખવામાં આવે તો સ્ત્રીનું દૃષ્ટિબિંદુ વિશાળ બનશેજ. માત્ર ગૃહિણી અને માતા બનાવવાથી એની દૃષ્ટિમર્યાદા ટુંકી બનવાનીજ અને તેમાં વાંક એનો નહિ પરંતુ એ સ્થિતિમાં એને મૂકનારનો છે. (અનુવાદક).

જીવનને દૃષ્ટાંત તરીકે મૂકવામાં આવશે. પરંતુ નિયમોની જડતાને તોડવા માટેજ અપવાદરૂપી ફુલો નીકળે છે. સ્ત્રીના આદર્શો સંકુચિત હોય છે તેથી એ ગૃહને પ્રજા કરતાં પ્રધાનપદ આપે છે અને પ્રજાને જગત્ કરતાં પ્રધાનપદ આપે છે, એમ કહેવું તે એકંદરે જોતાં અનુચિત નથી. અમેરિકામાં કાળા ગોરા લોકો વચ્ચે તથા હિંદુસ્તાનમાં દેશી અને અંગ્રેજ વચ્ચે વર્ણભેદની જે તીવ્ર ભાવના જોવામાં આવે છે તેને ગોરી સ્ત્રીઓ ખંતથી પોષે છે. એમના ક્ષેત્ર બ્હાર એમને બીલકુલ સહાનુભૂતિ હોતી નથી અને તેથીજ ધીરે ધીરે એવા પ્રશ્નો ઉભા થાય છે કે જે એક દિવસે આખા જગતની રાજ્યનીતિના મુખ્ય વિચારણીય પ્રશ્નો બનશે. સ્ત્રીની સ્વાભાવિક મૃદુતા એક કલ્પનારૂપ થઇ ગઇ છે અને એ કલ્પના બહુ મધુર છે માટે આપણે તેને માનીએ છીએ. સ્ત્રીને પણ વિકારોના અને ક્રૂરતાના ઉભરા કોઇ કોઇ વખત આવે છે. ઔદ્યોગિક જમાનામાં પણ લેડી મૅકબેથ જેવી સ્ત્રીઓનો નાશ થયો નથી. આનાં દૃષ્ટાંત છેલ્લા યુદ્ધમાં મનુષ્યજાતિને શરમાવે એવી રીતે બન્યાં હતાં. મિત્ર રાજ્યોના કેદ પકડાયલા સૈનિકો પ્રત્યે જર્મન સ્ત્રીઓએ જે ઘાતકી વર્તન ચલાવ્યું હતું તે સદા કાળા અક્ષરે ઇતિહાસમાં લખાશે. પરન્તુ ન્યાય ખાતર કહેવું જોઇએ કે મિત્રરાજ્યોમાં પણ સ્ત્રીઓ પુરૂષોના મનમાં શત્રુઓ તરફ ધિક્કારની લાગણી ઉત્પન્ન કરતી હતી અને યુવાનોને તેમની ઇચ્છાવિરૂદ્ધ લડવા માટે ઉશ્કેરતી હતી. સ્ત્રીની ક્રૂરતા ઢંકાઇ જાય છે. કારણકે એ પોતાનાં આંસુ અને સ્મિતથી પુરૂષને વશ કરી તેની પાસે પોતાનું ધાર્યું કરાવી શકે છે. ઍડમની દંતકથા, મૅકબેથની અર્ધ ઐતિહાસિક વાર્તા તથા કૅથેરીન દ મેડિસીની ઐતિહાસિક ઘટના, એ સર્વથી સ્ત્રીનાં એજ લક્ષણ દેખાય છે. આથી લાગે છે કે સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ સ્ત્રીની ભાવપ્રધાનતા ઉપર જે ભાર મૂકે છે તેથી કાંઇ લાભ થાય એ શંકાસ્પદ છે. એતો સ્ત્રીસન્માનના જમાનાથી ચાલતી આવતી માન્યતા છે અને તે ખોટી પ્રશંસાઓમાંથી ઉત્પન્ન થઇ છે. ઇંગ્લંડમાં ઘણી

શ્રીમંત કુટુંબની સ્ત્રીઓ મજુર વર્ગો તથા તેમની આકાંક્ષાઓ પ્રત્યે તિરસ્કાર બતાવે છે અને બખ્તરવાળા હાથ તરફ એમને બહુ પૂજ્ય-ભાવ હોય છે. આ સર્વ ખરેજ ધિક્કારપાત્ર છે. સ્ત્રીઓ રાજકાર્યોમાં કેટલીએક મોટી ઉથલપાથલો કરી દેશે તે આના ઉપરથી જણાય છે.

સ્ત્રીનો બીજો એક સદ્‌ગુણ તે પ્રેરણાબુદ્ધિ છે. જૉન સ્ટુઅર્ટ મિલે આનું બહુ સરસ રીતે દિગ્‌દર્શન કરાવ્યું છે. એ એક નૈસર્ગિક ગુણ છે. એનાથી સૂક્ષ્મદૃષ્ટિ આવે છે, અને પ્રભાવશાળી બુદ્ધિનું એ. મુખ્ય લક્ષણ છે. પુરૂષની વિચાર કરવાની રીત, એની ધીમી, વિચારયુક્ત સામાન્ય દલીલો સાથે સરખાવતાં સ્ત્રીનો આ ગુણ બહુ જુદો પડી આવે છે. અણીને વખતે પ્રેરણાશક્તિ કામમાં લાગે છે. અને સ્ત્રીની એ શક્તિએ ઘણીવાર અમુલ્ય સેવા બજાવી છે. એ શક્તિ રાજકીય વિષયોમાં બહુ ઉપયોગી થઈ પડશે એમ આશા રાખવામાં આવે છે. પરંતુ આમ કહેવાથી હાલની રાજકીય પ્રવૃત્તિનું અજ્ઞાન દેખાઈ આવે છે. રાજ્યના વહીવટમાં પ્રેરણાશક્તિ ખાસ અમુક મનુષ્યો કે અમુક હેતુઓના સંબંધમાંજ કામ લાગે છે. પરંતુ રાજ-કીય પ્રવૃત્તિનું મધ્યબિંદુ તો ધારાસભા છે. કાયદા ઘડવાના ગુંચવણ ભર્યા કામમાં તો બહુ ઉંડી દૃષ્ટિ જોઇએ તથા દરેક દૃષ્ટિબિન્દુથી જોતાં આવડવું જોઇએ. દરેક વિષયના સમસ્ત સ્વરૂપનો વિચાર કર-વાની બહુજ જરૂર પડે છે. તેથી કાયદા ઘડવામાં પ્રેરણાશક્તિ બહુ નુકસાનકારક થઇ પડે, કેમકે એતો માત્ર તત્ક્ષણ કરવાના વિચારજ ઉત્પન્ન કરી શકે છે.

બીજી એક બાબત પણ જાણવા જેવી છે. પ્રેરણાશક્તિ એ એક સ્વાભાવિક ગુણ છે. પુરૂષોના જેવીજ કેળવણી લેવાથી ઘણીવાર ચપલદૃષ્ટિ ક્ષીણું થઇ જાય છે. કેળવાયલી સ્ત્રીઓ આનું પ્રત્યક્ષ દૃષ્ટાંત છે. સ્ત્રીજાતિની જે સ્વાભાવિક ચપલતા કહેવાય છે તે તેમ-નામાં હોતી નથી. અત્યંત મહેનતથી કેળવેલી દીર્ઘદૃષ્ટિ જેમનામાં ન હોય તેમને માટે કુદરતે આત્મરક્ષણનું જે હથીયાર—દૃઢતાથી વળગી રહેવાનું

બળ—આપ્યું છે તે પણ કેળવાયલી સ્ત્રીઓમાં નથી હોતું. જો કેળવણી આપણને ઘણી જાતના પ્રસંગો માટે તૈયાર કરે છે તે અકસ્માત્ અણધાર્યો પ્રસંગ આવી પડતાં કાંઈ કામ લાગતી નથી. એવે વખતે તો પ્રેરણાશક્તિજ કામ લાગે છે. કોઇક વિરલ રાજપુરૂષ કે લશ્કરના સરદારના સંબંધમાં એવું બને છે કે સહજ પ્રેરણા-શક્તિ કરતાં કેળવણી વધારે બળવાન ન હોય. પરંતુ સામાન્ય મનુષ્યવર્ગમાં (સ્ત્રીઓમાં સુદ્ધાં) ઉંચી કેળવણી લેવા સાથે પ્રેરણાશક્તિ કાયમ રહેતી નથી. કેળવણી કે પ્રેરણાશક્તિ બેમાંથી એકને તો નુકસાન થવાનુંજ. બે સાથે રહી શકતાં નથી. જો રાજકીય પ્રવૃત્તિનું દ્વાર કેળવણી હોય તો પ્રેરણાશક્તિને હાનિ પહોંચશે. અને એના બધા લાભ પણ જવાના. જોકે એના લાભ છે કે નહિ એજ શંકા પડતું છે.

સ્ત્રીઓના મતાધિકાર વિષે જે દલીલો મૂકવામાં આવે છે તે કંટાળો આવે એટલી હદ સુધી ફરી ફરીને ઉચ્ચારવામાં આવે છે. એમાંની ઘણીખરી તો સ્ત્રીનું ઉતરતાપણું માની લઇનેજ કરવામાં આવે છે. અથવા તો અર્ધ ઢંકાયલી સ્વાર્થવૃત્તિમાંથી ઉત્પન્ન થઇ હોય છે. સ્ત્રીઓ પોતાના મતનો દુરૂપયોગ કરે એતો હવે નાશ પામેલી કલ્પના છે. જો સદુપયોગ કરવાની શક્તિ એ રાજકીય મતાધિકારની આવશ્યક શરત હોય તો પછી સમાનતાની ભાવના સદાકાળ રાજ-કીય પુસ્તકોમાં નિબંધરૂપેજ રહેશે. વ્યવહારમાં કદિ મૂકાશે નહિ, અને અનેક ભૂલો કરતાં કરતાં આગળ વધવાનો જે એને અધિકાર છે તે જતો રહેશે. ઇગ્લંડના ચુસ્ત (conservative) પક્ષના લોકો તથા સર હેનરી મેન જેવા હિંદી અંગ્રેજો સમાનતાની ભાવનાની વિરૂદ્ધ જે ટીકાઓ કરે છે તેમાં ઘણું સત્ય રહેલું છે. કારણકે મત ઘણીવાર વગર વિચારે આપી દેવામાં આવે છે; કેટલીક વાર વેચવામાં પણ આવે છે; કેટલીક વાર ઉલટું અજ્ઞાન પણ વધારે છે. હઝારો દોષોથી ભરેલો છતાં મતાધિકાર રાજાઓની આપખુદ સત્તા અને ઉચ્ચવર્ગોની સ્વાર્થ-

વૃત્તિ સામે થવા માટે મોટો કિલ્લો છે. મનુષ્યના જીવનમાં એથી નવો ઉત્સાહ આવ્યો છેઃ મજુરીયાત વર્ગોને એનાથી પોતાના મનુષ્ય તરીકેના દરજ્જાનું ભાન જેટલે અંશે થયું છે તેટલે અંશે માત્ર અસલના રોમન પ્રજાસત્તાક રાજ્ય સિવાય કોઈ વખત થયું નથી. મતાધિકારથી પુરૂષોને જે લાભ મળ્યા છે તે પૂરેપૂરા ધ્યાનમાં લઇને સ્ત્રીઓ એ હક માગે તે આપવાની હવે ના કહી શકાય તેમ નથી. ઘણી સ્ત્રીઓમાં મતનો સદુપયોગ કરવાની શક્તિ પુરૂષો કરતાંએ વધારે હોય છે.

મતાધિકાર માગતી સ્ત્રીઓનાં વચનોમાં અનેક વખત પુરૂષો પ્રત્યે જે ઉગ્ર કટુતા દેખાય છે તેના ઉત્તરમાં તેમના વિરોધીઓ કહે છે કે સ્ત્રીઓનું હિત તેજ પુરૂષોનું હિત છે અને જેથી સ્ત્રીઓને હાનિ પહોંચે તેથી સમસ્ત મનુષ્ય જાતિને હાનિ પહોંચે જ. આ માન્યતા સર્વોત્તમ છે. અને જો તે વ્યવહારમાં પળાતી હોય તો સ્ત્રીઓને મતાધિકાર માગવાની જરૂર જ ન પડત. દુર્ભાગ્યે પુરૂષોમાં ટુંકી દૃષ્ટિ અને સ્વાર્થવૃત્તિનું બળ વિશેષ છે. સ્ત્રીઓ માટેની અવગણનાની કૃત્રિમ ભાવનાથી એને પોષણ મળે છે. જુદા જુદા ધર્મનાં શાસ્ત્રો એને ઉત્તેજન આપે છે. એ બળ સ્ત્રીનો દ્રોહ કરે છે. પુરૂષો મૂર્ખતાને વશ થઈ એમ માને છે કે માત્ર સ્ત્રીઓએ પતિવ્રત પાળવું જોઇએ—પુરૂષે પત્નીવ્રત પાળવાની જરૂર નથી—અને કાયદાની દૃષ્ટિએ પણ સ્ત્રીને ઉતરતી ગણવી જોઇએ. યુરોપના (ઇંગ્લંડ સિવાયના) અનેક દેશોમાં રાજ્ય કૂટણખાનાંને બહાલી આપે છે અને તેથી કરીને વેશ્યાવૃત્તિને કાયદેસરનો ધંધો ગણાવી પાપમાં પડે છે. સૈકાઓથી પુરૂષના વિશેષ હકો એકઠા થયા છે. તે સર્વને લીધે સ્ત્રીઓને મુંગે મ્હોંએ પતિના તથા પિતાના અત્યાચારો સહન કરવા પડે છે. ગુલામી બજારોમાં સ્ત્રીઓને ખુલ્લી રીતે વેચવામાં તથા ખરીદવામાં આવે છે. છતાંએ પુરૂષોથી બનેલી ધારાસભાઓને પોતાની જવાબદારીનું ભાન નહિ જેવુંજ થયું છે. ઘણીએ ધંધાદારી

સ્ત્રીઓને પોતાના ચરિત્રહીન માલીકો કે સાથે કામ કરતા પુરૂષોનાં મ્હેણાંનો કે વિકારવશતાનો ભય સમીપ ભમ્યા કરે એવી સ્થિતિ, સ્વતંત્રતા આપવાને બ્હાને પુરૂષજાતિ જોયા કરે છે. લગ્નના, માતૃપદના, ઉદ્યોગના સર્વ વિષયોમાં સ્ત્રીઓએ આર્તનાદ ઉઠાવ્યા છે. પરંતુ પુરૂષોની કુંભકર્ણ જેવી નિદ્રામાં એથી જરાએ ભંગ પડયો નથી. દરેક દેશના રાજ્યબંધારણની નબળાઇ જુઓ તો તેની સ્વાર્થવૃત્તિ છે. પુરૂષોનું રાજ્ય એ આરોપમાંથી મુક્ત નથીજ. કચરાયલાં મનુષ્યો જેમને ઉદયની કાંઇજ આશા ન હોય તેમને માટે તો બંડ એ એક જ રસ્તો છે. કેસરીયાં કરવા નીકળેલી યુરોપની સ્ત્રીઓએ બારીઓના કાચ ભાગીને તથા ભૂખે મરવાનો સત્યાગ્રહ કરીને દુનિયાને ચકિત કરી નાખી. આવો માર્ગ ગ્રહણ કરવો પડે તેથી આપણને કદાચ ખેદ થાય, તેમજ એવાં કામોના ઉદ્દામ સ્વરૂપ તરફ આપણે તિરસ્કાર બતાવીએ. પરંતુ જે અન્યાયને લીધે એવો માર્ગ ગ્રહણ કરવો પડયો તો અસ્તિત્વમાં છેજ તેની કોઈ ના કહી શકે તેમ નથી. મનોહર મારી આંત્વાનેત ફ્રાંસના બળવાનો ભોગ થઇ પડી તેથી કાંઇ એ બળવો જ અયોગ્ય હતો એમ કહી શકાય નહિ.

પુરૂષ પોતાની પત્ની તથા પુત્રીઓનું હિત જાળવનાર પ્રતિનિધિ તરીકે બરાબર કામ કરી શકે, એમ માનીને પણ કદાચ કોઇ સ્ત્રીઓના મતાધિકારની વિરૂદ્ધ પડશે. એ એમ કહેશે કે " મારી પત્ની સાથે મારૂં ઐક્ય સંધાયલું છે તેથી એનું હિત તેજ મારૂં હિત છે. રાજકીય વિષયોમાં જો એના ને મારા વિચાર એક જ હોય તો પછી એના મતાધિકારની જરૂર નથી. જો એના વિચાર જુદા હોય તો અમારા ઐક્યમાં ભંગ પડે તેથી જુદા વિચારને ઉત્તેજન આપવું ઇષ્ટ નથી." આ પ્રશ્નમાં ગમે તેટલું સત્ય સમાયલું હોય પણ એમાં એક માન્યતા નજરે પડે છે કે પરણેલી જીંદગીમાં ઐક્યની જરૂર છે તથા રાજકીય મતભેદને લીધે એ ઐક્યમાં ભંગ પડે છે. પરંતુ ખરૂં જોતાં ધાર્મિક વિષયો પેઠે રાજકીય બાબતોમાં

પણ સાચો મતભેદ હોવા છતાં ગૃહજીવનનું ઐક્ય જાળવી શકાય છે. એમાં તો બન્નેને કાંઇ કાંઈ ત્યાગ કરવો પડે છે, અને પતિ કરતાં પત્નીના રાજકીય વિચાર જુદા હોય તેથી ઘરમાં લડાઇ થવાનું કાંઇજ કારણ નથી. લગ્નનો આદર્શ જે ઉચ્ચ પ્રકારનું ઐક્ય છે, તે દંપતી-માંના એક અંગને કચરી નાખવાથી સાધી શકાતો નથી.

સ્ત્રીમાં પ્રેમભાવના કુદરતી રીતે જ દૃઢ હોય છે. મતાધિકારની વિરૂદ્ધ આ મોટી દલીલ છે. સ્ત્રીની પ્રેમ ભાવના તે અમુક વ્યક્તિઓ માટેનો અનુરાગ છે, વિચારો પ્રત્યેનો નહિ. સ્ત્રી એક ઉત્સુક પ્રણયી છે. એ પ્રેમ અર્પણ કરે છે તેમાં કાંઇ સંશય નથી. એનો પ્રેમ અનંત છે, નિઃસીમ છે, પરંતુ એના પ્રેમનું લક્ષબિંદુ એક વ્યક્તિ હોય છે—અમુક ભાવના નહિ. રાજકીય પ્રવૃત્તિઓમાં સ્ત્રીઓ પ્રવેશ કરે તેથી સ્ત્રીસ્વાતંત્ર્યના વિરોધીઓને ભય લાગે છે. એ લોકો એમ ધારે છે કે પુરૂષો સારા કે ખોટા ગમે તેવા વિચારો રાખે કે કામ કરે તોપણ સ્ત્રીઓ પોતાના પ્રેમને ખાતર તથા પુરૂષો પ્રત્યેની માનવૃત્તિને ખાતર આંખ આડા કાન કરશે. પરંતુ તેમનો ભય તદ્દન નિર્મૂળ પણ નીવડે. આપણે જોયું તેમ ઘણીવાર આધુનિક કેળવણીથી સ્ત્રીઓમાં સ્ત્રીત્વ-હીનતા, પ્રેમને ટટળાવવાની ટેવ તથા અતિશય ઉત્સાહ આવે છે. તો પોતાની આ ફરજો બજાવવામાં સ્ત્રીમતદારો તથા ધારાસભાની સભાસદો પાછી નહિજ પડે. સ્ત્રીઓની માનસિક પ્રકૃતિમાં સારો કે ખોટો પણ ફેરફાર તો થવા માંડયો છેજ. આપણી નજર સમક્ષજ જે નવો વિકાસ થાય છે તેની સામે જુના માનસશાસ્ત્રને આધારે કરેલી સ્ત્રીસ્વભાવ વિષેની કલ્પનાઓ ટકી શકશે નહિજ. પરંતુ સ્ત્રી સ્વાતંત્ર્યના વિરોધિઓ કહેશે કે સ્ત્રીઓના સ્વભાવમાં ફેરફાર થાય તો પછી પુરૂષનું શું થશે? દરેક જમાનામાં ઉચામાં ઉચી પદવીનો પુરૂષ પણ સ્વેચ્છાથી સ્ત્રીનો ગુલામ બન્યો છે: એ સ્ત્રી હંમેશાં સુંદર તો હોયજ પણ કેળવાયલી કે બુદ્ધિશાળી તો કોઈક વાર હોતી. એમા હૅમિલ્ટન પ્રત્યેનો નેલ્સનનો મોહ, જોસફીન માટેની નેપોલિય-

નની ભક્તિ, માદામ દ મેંતનોં સમક્ષ ૧૪મા લુઈનો ગુલામ જેવો કકળાટ એ સર્વને લીધે ઇતિહાસમાં મોટા ફેરફાર થયા છે. જો સુંદર સ્ત્રીઓ અજાણ્યા ઉપાસકોના ભક્તિભાવને લીધે ધારાસભાની ચુંટણીમાં ફત્તેહમંદ થાય. તો એની સાથેના બીજા સભાસદો એની આકર્ષણ શક્તિનો ભોગ થયા વિના કેમ રહેશે? સ્ત્રીઓની દલીલોની સંગીનતાને બદલે એની વક્તૃત્વકળાથી પુરૂષો અંજાઇ જાય એ કેવી રીતે અટકાવી શકાય? સ્ત્રીસ્વાતંત્ર્યના વિરોધિઓ આ બધી દલીલો કરશે. પરંતુ આવી જાતની દલીલો કોઇ અમુક દિશામાં આપણને લઈ જતી નથી. તથા તેની અસર બેવડી થાય છે. જે પુરૂષો સૌંદર્યથી આમ એકદમ અંજાઈ જતા હોય તેઓ મોટી ધારાસભાઓમાં પ્રજાના પ્રતિનિધિ તરીકે બેસવાને કેવળ નાલાયક છે. પોતે માની લીધેલી પોતાની શ્રેષ્ઠતાને હલકી પાડવા માટે એમની પોતાની નબળાઇજ પૂરતી છે. એ નબળાઇના કારણથી સ્ત્રીઓની વિરૂદ્ધ કોઇ દલીલ ઉત્પન્ન થઇ શકે તેમ નથી.

પરંતુ સ્ત્રીસ્વાતંત્ર્યના વિરોધિઓ એક દલીલ હંમેશાં સૌથી આગળ ધરે છે અને તેનો સંતોષકારક ઉત્તર હજી સુધી સ્ત્રી સ્વાતંત્ર્યવાદીઓએ આપ્યો નથી. આ દલીલ એ છે કે રાજકીય પ્રવૃત્તિથી ગૃહજીવનનો નાશ થશે. “ પુરૂષ રણક્ષેત્રને યોગ્ય છે, સ્ત્રી ગૃહને યોગ્ય છે ” એ માન્યતાથી સ્ત્રી પુરૂષનાં કાર્યોની વ્હેંચણી કરવામાં આવી છે. એ વ્હેંચણી કાયમને માટેજ થઈ છે તથા તેમાં કાંઇ ફેરફાર થઇ શકે તેમ નથી. આ વ્હેંચણીમાં કાંઇક આકર્ષણ સમાયલું છે. અમુક હદની અંદર આ ગોઠવણના હકો માત્ર સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓના એક ઇશારાથી ફેંકી દેવાય તેમ નથી.

સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ અને ખાસ કરીને ઉદ્દામ મતવાળા એમ ધારે છે કે ગૃહજીવનની ભાવના વિષે જે કાંઇ કહેવાય તે બધું જુના વિચારનું છે એમ માનીએ એટલે બસ. હવે તો એ ભાવના પુરાણી થઈ ગઇ, એનો ઉદ્ધાર થઇ શકે તેમ નથી એમજ માને છે. બુદ્ધિવાળી તર્કો,

વક્રોક્તિઓ તથા અગાધ ડહાપણનો ડોળ એ સર્વથી પોતાની અસંભવિત કલ્પનાઓ સિદ્ધ કરવા તેઓ યત્ન કરે છે. એમ કરતાં પ્લેટોની કલ્પનાઓને પણ વટાવી જાય છે. પરંતુ કોઇ પણ પ્રજામાં સૌથી મુખ્ય વાત તે તેને ટકાવી રાખવી તે છે, અને તેનું રહસ્ય તે તંદુરસ્ત સ્ત્રી પુરૂષોમાં સમાયલું છે. ભાગ ૩ જામાં સિદ્ધ કરવા પ્રયત્ન કરીશું તેમ આનો આધાર સારાં ગૃહ ઉપર છે. આથી ગૃહને માત્ર પુરૂષો તથા સ્ત્રીઓના જીવનના ઘણા હેતુઓમાંનો એક ન ગણી શકાય. એમના જીવનની મુખ્ય વસ્તુજ એ છે. મનુષ્ય જાતિના પ્રશ્નોમાં એ સૌથી મહત્વનો છે. ઉત્તમ ગૃહ હોય તો ઉત્તમ પ્રજા થાય છે. ગૃહને ઉત્તમ બનાવવું હોય તો ઓછામાં ઓછી એક સ્ત્રીની દેખરેખની તો જરૂર છેજ. જે કાંઈ એને નડતરરૂપ હોય તેના તરફ અશ્રદ્ધાની દૃષ્ટિથીજ જોવું જોઇએ. સ્ત્રીઓના મતાધિકારના વિરોધમાં અલબત્ત સ્વાર્થવૃત્તિ બતાવવામાં આવે છે, ઘણી વખત અતિશયોક્તિ કરવામાં આવે છે, એ ખરૂં છે. પરંતુ એ વિરોધનું મૂળ કારણ આ અશ્રદ્ધા જ છે. અનુભવથી પુરૂષને ખબર છે કે રાજકીય પ્રવૃત્તિનું જીવન કેટલું રોકાણવાળું છે. લોકપ્રિયતા તથા કીર્તિ મેળવવાનો એ રાજમાર્ગ છે. એનાથી સત્તા પ્રાપ્ત થઇ શકે છે. રાજકીય પ્રવૃત્તિમાં પડેલા સર્વ પુરૂષોના હેતુ આજ હોય છે. સ્ત્રીઓ પણ જો એક વખત એ જીવનનો આસ્વાદ લે તો એની જાળમાં પડેજ. પુરૂષોનો ભય અસ્થાને નથી.× પ્રશ્ન ગુંચવણભર્યો છેજ. સ્ત્રીઓની મતાધિ-

---

× ત્રણ કે પાંચ વર્ષે એક વખત મત આપવા જવું એટલુંજ મતાધિકારથી પ્રાપ્ત થાય છે. એનાથી શો ઉત્પાત થઇ જાય? ગૃહને ત્રણ વર્ષે એક વખત એક ઘડીક પણ એકલું સ્ત્રી ન મૂકી શકે? મતાધિકારની સાથે રાજકીય પ્રવૃત્તિમાં પણ જો સ્ત્રીઓ પડી જાય તો ઉપર વર્ણવેલા ભય કાંઇક અંશે વાસ્તવિક છે. પરંતુ જે સ્ત્રીઓ કુટુંબ જંજાળમાંથી મુક્ત હોય તેઓ રાજકીય પ્રવૃત્તિમાં પડે તો શું ખોટું? લોકપ્રિયતા, કીર્તિ, સત્તા એ બધી પુરૂષની મતામાં ભાગ પડે એ સૌથી મોટો ભય સ્ત્રીસ્વાતંત્ર્યના વિરોધિઓને છે. (અનુવાદક).

કારની માગણી ન્યાયપુરઃસર છે એમ કબૂલ કરીએ તો પણ ગૃહજીવનના હિતને નુકસાન કર્યા સિવાય એ પૂરી પાડવાનું કેવી રીતે બને ?

માત્ર મત આપવાના અધિકારની માગણીની વિરૂદ્ધ થવામાં ઘણી અમુલ્ય શક્તિઓનો નકામો વ્યય થાય છે એમ લાગે છે. દરેક મતદારને પાંચ વર્ષે કે વર્ષમાં એકવાર મત આપવા જવું પડે છે. આટલી લાંબી મુદતે મત આપવા જવાથી ગૃહજીવનને ધોકો પહોંચે એમ માનવું તે મૂર્ખાઇ છે. વળી બીજી બાજુ જોતાં મત આપવાના અધિકારની કિંમત નીતિશાસ્ત્રની દૃષ્ટિએ બહુ મોટી છે. મિલે પોતાના વિદ્વત્તાભર્યા ગ્રંથમાં આ વિષય શ્રેષ્ઠ રીતે ચર્ચ્યો છે. સ્ત્રીને મતાધિકાર આપવો એ તેના મનુષ્યત્વનો સ્વીકાર કર્યાનું ચિહ્ન છે. એથી સ્ત્રી પણ દેશમાં એક સત્તાધારી બને છે. સ્ત્રી પાસે મતાધિકાર હોય તો જ્યારે પુરૂષ સ્ત્રીની જરૂરીયાતો, ફરિયાદો ઉપર લક્ષ ન આપે ત્યારે સ્ત્રી તેને ટોકી શકે છે. પોતાના વજ્રના પગ નીચે સ્ત્રીની લાગણીઓ, એના હકોને પુરૂષ કચરી નાખે તો મતાધિકારવાળી સ્ત્રી એને રોકી શકે છે. સ્ત્રીઓના સૌંદર્યનો ક્રૂરતાથી જે ભોગ અપાય છે તથા સ્વાતંત્ર્ય માટેની એની અપરિપક્વ લાલસાને એના શરીર અને આત્માના વિનાશ અર્થે વાપરવામાં આવે છે તે બધું સ્ત્રીઓનો મતાધિકાર બંધ કરવા પ્રયત્ન કરશેજ. એકંદરે સ્ત્રીઓને મતાધિકાર હોવો જોઇએ એ વાત આપણે એક સત્ય તરીકે સ્વીકારીશું. ધારાસભાઓએ એનો કાયદો પસાર કર્યો છે તેટલા માટે એ સત્ય નથી પરન્તુ મનનપૂર્વક વિચાર કરતાં પણ એ ન્યાયપુરઃસર લાગે છે માટેજ એ એક સત્ય છે.

સ્ત્રીઓને ધારાસભાઓમાં બેસવાનો અધિકાર મળવો જોઇએ તેમજ પ્રધાનપદના ઉંચા હોદ્દાઓ પણ તેમને મળવા જોઇએ એમ સ્ત્રીઓ માગણી કરે ત્યારે પ્રશ્ન વધારે ગુંચવણભર્યો થાય છે. આ કામ એવાં છે કે જેમાં આખો દિવસ રોકાઇ રહેવું પડે. માતાની તથા ગૃહિણીની ફરજો સાથે એ કામ કરવું મુશ્કેલ પડે. જે સ્ત્રીનું

વલણ સ્વાભાવિક રીતેજ રાજકીય પ્રવૃત્તિ તરફ હોય તેને માટે તો બેજ રસ્તા છે. કાંતો એ પ્રવૃત્તિ છોડી દેવી અથવા તો પતિ, બાળકો અને ઘરને છોડી દેવાં. સ્રીસ્વાતંત્ર્યવાદીઓ ગમે તેટલું કહે તો પણ એ પ્રવૃત્તિને ખાતર કુટુંબ છોડવું એ સ્રીને છાજતું તો નથીજ. સ્રીઓ ઔદ્યોગિક પ્રવૃત્તિમાં દાખલ થાય તેની વિરૂદ્ધ જે જે કારણ આપ્યાં હતાં તે બધાં રાજકીય પ્રવૃત્તિને પણ લાગુ પડે છે. માત્ર એ સ્રી છે માટેજ તેની વિરૂદ્ધ આમ દલીલો નથી થતી એ સ્પષ્ટ કહેવું જોઇએ. પરંતુ એને વધારે ઉંચી ફરજો બજાવવાની છે માટેજ બીજી પ્રવૃત્તિઓ તરફ વિરૂદ્ધતા બતાવવામાં આવે છે. પોતાની ખરી ફરજો સંપૂર્ણ બજાવી હોય, અથવા તો માતા થવાને નાલાયક હોય તો પછી એ ભલે પોતાની લાયકાત મુજબ વધારે વિશાળ કાર્યપ્રદેશમાં પ્રવેશ કરે, અને જે મતદારોએ એને પોતાના પ્રતિનિધિ તરીકે પસંદ કરી હોય તેની માતારૂપ બને. પ્રેમ અને મૃદુતાથી ઉભરાતું વધારે વિશાળ સ્વરૂપનું માતૃત્વ, પોતાની ભગિનીઓ તથા નિર્દોષ બાળકો તરફ આર્દ્રતા એ સર્વથી રાજકીય પ્રવૃત્તિના સ્વરૂપમાં નક્કી અનુકંપાનો અંશ ભળશેજ. પચાસ વર્ષની ઉંમરે અથવા તેથી સ્હેજ પ્હેલાં સ્રીનું સંતાન ઉત્પન્ન કરવાનું તથા તેમને કેળવણી આપી શ્રેષ્ઠ બાળકો બનાવવાનું કામ પૂરૂં થયું હોય છે. કોઇ યોદ્ધો તરવાર બાજુ ઉપર મૂકી આરામ લેતો હોય તે પ્રમાણે તેણે ગૃહની બ્હાર નીકળી પોતાની શક્તિનો તથા માતૃત્વપૂર્ણ હૃદયનો ખ્યાલ જગતને આપવો જોઇએ. તેની પુત્રીઓ અથવા પુત્રવધૂઓ ઘરકામનો બોજો ઉપાડી લે એટલે સમાજસેવા કરવાનો એને અવકાશ મળશે. એ સેવા તે કોઇ શાળાની સમિતિના સભાસદથી માંડીને ધારાસભાના સભાસદ સુધી ગમે તે સ્વરૂપમાં હોઇ શકે. ડૉ. મેરી શારલીલ અને મિસ હેલડેન જેવી સ્રીઓ રૉયલ કમિશનોને પણ શોભા આપી શકે તો પછી એમના જેવી બીજી સ્રીઓ પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ દેશને આપીજ શકે. આવી

જાતના જાહેર જીવનમાં જે કાંઇ જોખમ સમાયલું છે તે ઔદ્યોગિક જીવનમાં સ્ત્રીઓ પડે એના જોખમ કરતાં શતાંશે ઓછું છે, પરંતુ ઉપર લખેલી શરતો પ્રમાણે કામ કરવાથી તો કાંઇજ જોખમ ખેડવું પડતું નથી. પ્રજા તથા કુટુંબના દૃષ્ટિબિંદુથી . વીસથી પચાસ વર્ષ સુધીની સ્ત્રીએ ગૃહજીવનમાં નિષ્ણાત બનવું જોઇએ. પરંતુ નવા વિચાર ગ્રહણ કરવા એ સદા તૈયાર હોવી જોઇએ. પોતાનાં બાળકો પ્રત્યેના સ્નેહમાં મનુષ્ય જાતિ પ્રત્યેના સ્નેહનો વિકાસ થવો જોઇએ. કુદરત અને મનુષ્ય જાતિની માગણીઓ પૂરી પાડવા એ તત્પર હોવી જોઇએ; ત્યારેજ "આધુનિક સ્ત્રી"નું નામ સાર્થક થશે. સ્ત્રીમાં કુદરતી રીતેજ એકીકરણ, રચનાત્મકતા તથા સેવાની શક્તિ રહેલી છે. જે કહેવાતી આધુનિક સ્ત્રી છે તે તો માત્ર એક પોલી નકલ જેવી છે. પુરૂષની ઉતરતી આવૃત્તિ છે. અને એ રીતે પુરૂષે નથી તેમ સ્ત્રીએ નથી.



# પ્રકરણ ૯ મું.

## *સ્ત્રીસ્વાતંત્ર્યના રાજ્યમાં ગૃહજીવનની સ્થિતિ.

Ah! Madam were they puppets who withstood
Youth's craving for adventure to preserve
The dedicated ways of womanhood?
The light which leads us from the paths of rue,
That light above us, never seen to swerve,
Should be the home lamp trimmed by you!

GEORGE MEREDITH.

અત્યારસુધી સ્ત્રીસ્વાતંત્ર્યવાદની અસરો ચાર વિષયો જે ઘણા જમાનાઓથી જગતના અર્ધભાગે–પુરૂષજાતિએ–પોતાને માટેજ સાચવી રાખ્યા હતા તેના ઉપર કેવી થાય છે તે જોયું. પરંતુ એ બધીને ભેગી કરીએ તો એકજ પરિણામ થાય છે–કુટુંબજીવનનો વિનાશ. કુટુંબની વ્યક્તિઓમાં એક બીજાની ન્યૂનતા પૂરી કરવાની શક્તિ જે પ્રમાણમાં હોય તેજ પ્રમાણમાં કુટુંબનું ઐક્ય, સુખ, સાધી શકાય છે. પરંતુ સ્ત્રીઓ જ્યારે પુરૂષની રીતભાત તથા ટેવોની વાંદર નકલ કરવા માંડે, તથા કહેવાતી સમાનતા જેનાથી સ્ત્રીની અગત્યની ફરજો ઢંકાઇ જાય છે તે સ્થાપિત કરવા યત્ન કરે તો આ અન્યોન્યની ન્યૂનતા પૂરવાની શક્તિનો નાશ થાય છે. તેની જગાએ એક બીજાથી સ્વતંત્રતાની ભાવનાનો આદર્શ તેમની સમક્ષ ખડો થાય છે. ઘણાં વર્ષ ઉપર ફેરેરોએ ત્રીજી જાતિ (નર કે નારી નહિ એવી) વિષે, તથા મૉડઝલિએ લિંગરહિત કીડીઓ વિષે ઉલ્લેખ કર્યો હતો. જે સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ અંતઃકરણમાં સ્ત્રીત્વપૂર્ણ હતી તેમણે આ વક્રોક્તિ સામે વિરોધ ઉઠાવ્યો હતો. તેમને લાગતું હતું કે જે સ્ત્રીસ્વા-

તંત્ર્યવાદીઓ બીજે છેડે જાય છે તેમને લિંગભેદની ભાવના અટકાવી શકશે. પરંતુ સ્વાતંત્ર્યની મોહમદિરા પીને ઉન્મત્ત થએલી સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ લિંગભેદનો તિરસ્કાર કરે છે. વ્યક્તિત્વની સ્વાર્થી ભાવનાથી પ્રમત્ત થએલાં એ લોકોને બાળકોનાં તથા પ્રજાના હિતની ગણના નથી. સંયમથી અથવા સંતતિ અટકાવવાની નવી રીતોથી એ લોકોમાં એક જાતનું કૃત્રિમ વંધ્યત્વ આવ્યું છે. ભવિષ્યની પ્રજા ઉપર આની બહુ માઠી અસર થાય છે. ઘણા સૈકા ઉપર પ્લેટોએ કહ્યું હતું તેમ લાયક માણસો કર્તવ્યવિમુખ થાય ત્યારે નાલાયક માણસો એ કર્ત્તવ્યો ખરાબ રીતે બજાવે તે તેમને જોયા કરવું પડશે. એમ કહેવામાં આવે છે કે ભવિષ્યમાં બ્રહ્મચર્યમાં વડાઇ ગણાશે. મધ્યકાલીન યુગમાં ખ્રિસ્તિ ધર્મે આ ધ્યેય સ્વીકાર્યું હતું. તેથી ધર્મગુરૂઓના નૈતિક જીવનમાં તેમજ પરણેલી સ્ત્રીઓની પવિત્રતામાં વિપરીત પરિણામ નીપજ્યાં હતાં. ભવિષ્યમાં કદાચ બ્રહ્મચર્યની ભાવના વધારે સફળ નીવડશે. પરંતુ એથી સારાં સારાં મનુષ્યોના વંશ અટકી પડશે અને ઉતરતા પ્રકારના માણસોની વૃદ્ધિ થયા કરશે. જે સ્ત્રીઓ ખરી રીતે માતા થવાને તથા બાળકોને ઉછેરવાને માટે લાયક છે તેઓ સ્વાતંત્ર્યને બ્હાને લગ્નને અધોગતિનું ચિહ્ન ગણી એનાથી દૂર રહેશે. એ જીવનમાં પ્રવેશ કરશે તોએ હંમેશાં શંકાશીલ રહેશે, જેથી સારૂં કૌટુંબિક જીવન અશક્યજ થઇ પડશે. ઉત્તમ પ્રકારની સ્ત્રીસ્વાતંત્ર્યવાદી એલન કી કહેછે કે "હાલના જમાનાની કન્યા લગ્ન કરવાનું કબૂલ કરે તો પણ એનું મગજ સમાનતાના ખ્યાલોથી એટલું ભરપૂર છે કે કેટલીકવાર (અમેરિકામાં તો ઘણીવાર) લેખિત કોલકરારથી પોતાનું સ્વાતંત્ર્ય ઝીણામાં ઝીણી વિગતો સહિત પ્રથમથીજ સિદ્ધ કરી લે છે. પતિપત્નીના જુદા ઓરડાં, અને એક બીજાને પોતાના ઓરડાની કુંચી ન સોંપવાની શરત પણ કેટલીકવાર એ કોલકરારમાં આવી જાય છે."+

---

+ The Woman Movement પૃ. ૮૪.

" બદલાતા જતા " ગૃહજીવન વિષે વાત કરવાની હાલ રીત પડી છે. અનંત યુગોથી જે જાતનું ગૃહ જગત્ જાણે છે તેની જગા કુલબની જીંદગી લેતી જાય છે એમ કહીએ તો વધારે યોગ્ય ગણાય. આ એક માત્ર ફેરફાર નથી, એતો ગૃહજીવનનું પરિવર્તનજ છે. જે જુદી જુદી દિશામાં ગૃહજીવનનો નાશ થાય છે તે વિષે વિચાર કરવામાં બહુ રસ પડશે. ચાર મુખ્ય શીર્ષક નીચે એનો વિચાર કરીશું.

(૧) **લગ્ન તરફ અભાવ**—પ્રજાની પેઠે ગૃહજીવનને પણ કાયમ રાખવા માટે યુવાન સ્ત્રીપુરૂષો લગ્નનું બંધન સ્વીકારવા તત્પર હોવાં જોઇએ. માત્ર સંતતિવૃદ્ધિ તો લગ્ન સિવાય પણ થઇ શકે છે. પરંતુ ગૃહજીવનની સ્થિરતાનો આધાર તો લગ્નબંધનની પવિત્રતા ઉપરજ રહેલો છે. જો નીતિ અને મનુષ્યની નૈતિક પ્રગતિ જેવી કોઇ વસ્તુઓ અસ્તિત્વ ધરાવતી હોય તો મનુષ્યના ચારિત્ર્યની ગણના કરવી જોઈએ, માત્ર માણસોની સંખ્યા વધે તેથી રાચવાનું નથી. જગત્‌માં બાળકોની રેલછેલ કરવા માટે સ્ત્રીપુરૂષની વિકારવશતા ઉપર આધાર રાખી શકાય. પરંતુ નીતિની દૃષ્ટિએ જે પ્રશ્ન ઉભો થાય છે તે તેમની કેળવણી તથા સારા ઉછેરનો છે. આને માટે તો બાળકોનું પોષણ કરવાના તથા તેમને શિક્ષણ આપવાના કામમાં માબાપ સહભાગી થાય તેજ જરૂરનું છે. માબાપના પ્રેમને જોડનાર સાંકળ તે બાળકો છે. બાળકો અસહાય છે તથા તેમના હિત માટે ઘરની જરૂર છે. તેથી ગૃહજીવનની બ્હાર, જેમને માબાપ ઉછેરવાનાં નથી એવાં બાળકોનો જન્મ તે અનીતિરૂપજ છે. કારણ કે એથી પ્રજાની નૈતિક પ્રગતિમાં કાંઇજ વધારો થતો નથી. માત્ર માતાનેજ બાળકોને ઉછેરવા શક્તિમાન બનાવી હોય તો પછી આપણી બધી જરૂરીયાતો પૂરી પડે છે, પછી પિતાને ઘરમાં રહેવાની જરૂર નથી, એવી દલીલ પણ નકામી છે. આમ કહેવું તે મનુષ્યજાતિને મધમાખીની દશાએ મૂકવાં બરાબર અને પુરૂષોને મધમાખીની જાતના નરની ઉપમા આપવા બરાબર છે. જો પુરૂષોને ઘરમાં નકામા વધારા

તરીકે ગણવામાં આવે તો પછી સ્ત્રીઓનેજ કમાવું પડશે. સ્ત્રીઓ તથા બાળકો બન્નેના હિતને આ કેવું નુકસાનકર્તા છે તે વિષે આપણે ચર્ચા કરી છે. સ્ત્રી ગમે તેટલો ડોળ કરે પણ માતાનું કામ, બાળકોનું શિક્ષણ, ગૃહવ્યવસ્થા એ બધા બોજા ઉપરાંત દિવસના ઘણા કલાક કમાવા પાછળ ગાળી શકે એ અશક્ય છે. ખરેખર એવું જીવન તો ભારરૂપજ થઇ પડે. પરિણીત પત્નીના જીવનને "ગુલામ-ગિરી" કહી વખોડવામાં આવે છે તેના કરતાંએ આવું જીવન તો ઘણું વધારે ઉતરતું. સ્ત્રીને કમાવું ન પડે અને માતા તરીકે રાજ્ય એનું પોષણ કરે તો .પણ ઘરમાંથી પતિની ગેરહાજરી આવકારદાયક નથી. જો પુરૂષનું કામ માત્ર બાળકોનું ખર્ચ પૂરૂં પાડવું એટલું જ હોય તો તે અન્યાય છે. બાળકોના માનસિક વિકાસમાં એણે પણ હિસ્સો આપવાનો છે. બાળકને ઉત્પન્ન કરવામા પોતાનો હિસ્સો આપ્યા પછી એને બાળક પ્રત્યે ફરજો બજાવવાની છે. ઘણાં ઉદ્દામ સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓની મરજી મુજબ પુરૂષને જો એ ફરજોમાંથી મુક્ત કરી દઇએ તો એથી ક્ષણિક વાસના, આળસુપણું અને બીનજવાબ-દારીને ઉત્તેજન મળે છે. માતા, પિતા તથા બાળકની ત્રિપુટીના ઐક્યથી જ કુટુંબજીવન બને છે. આ ત્રિપુટીમાંનાં ત્રણે સરખાંજ ઉપયોગી છે. એમાંનું એક પણ કાઢી નાખીએ તો કુટુંબ અપૂર્ણ રહે છે. ગમે તેવું ખામીભર્યું હોય તોએ વિધુરનું તો ઘર કહી શકાય. પરંતુ કુંવારા પુરૂષનું કે કુમારિકાનું ગૃહ કહેવું તે ભાષાનો દુરૂપયોગ છે. બાળકોના હિતને માટે ગૃહની જરૂર છે.

આ કારણથી લગ્ન પ્રત્યે અભાવ તે જનસમાજ તરફ પ્રત્યક્ષ બંડ કરવા બરાબર છે. પોતાના આર્થિક તથા નૈતિક આવશ્યકતા સામે વગર વિચારે વિરોધ કરવામાં આવે તે કોઇ પણ સમાજ મૂંગે મ્હોંએ જોઇ.શકે નહિ. લગ્નની સામે બંડ ઉઠાવવાથી સમાજનાં મૂળનેજ આઘાત થાય છે. એ બંડનું પ્રથમ પરિણામ તો કુંવારા પુરૂષનું ઘર—અરણ્ય સમાન ઘર છે. જો આ અવિવાહિત લોકોમાં દઢ

બ્રહ્મચર્ય હોય તો એમની તરફેણમાં કાંઇક પણ કહી શકાય. ૯૯ બ્રહ્મચર્યથી સમસ્ત પ્રજાની શક્તિઓના વિકાસમાં કાંઇ પણ વધારો ન થાય તો પણ એનાથી અસાધારણ સંયમવૃત્તિ દેખાઈ આવે છે. જો કે એ સંયમ નિરર્થક છે, કારણ કે એક કરવા જેવી વસ્તુ કર્યા વિનાની રહે છે. પરંતુ મોટે ભાગે તો અતિશય કુછંદી જીવનને ઢાંકવા માટેજ બ્રહ્મચર્યનું નામ આપવામાં આવે છે. વેશ્યાવૃત્તિથી થતા અનાચાર વિષે ચર્ચા કરવા માટે આખા એક પ્રકરણની જરૂર છે. તે વિષય ઉપર હવે પછી ચર્ચા કરીશું. અત્યારે તો રોમન કૅથલિક પંથના બ્રહ્મચર્ય ઉપર નજર નાખીશું તો બસ છે. એ બ્રહ્મચર્યથી મધ્યકાલીન યુગમાં નૈતિક અધોગતિ થઇ હતી તથા દરેક યુગમાં એ અનાચારોથી ભરપૂર છે છતાં જેમ તેમ હજી ટકી રહ્યું છે. કેટલાંક મનુષ્યોમાં ઉચ્ચ પ્રકારનું પવિત્ર જીવન ગાળવાની શક્તિ હોય છે એની તો ના કહેવાયજ નહિ. એવાં મનુષ્યો માટે આપણને માનવૃત્તિ ઉત્પન્ન થાય છે જ. જો કે એ નિરર્થક સંયમ છે. પરંતુ સામાન્ય જનસમૂહ માટે એ તદ્દન નકામું છે. કેળવાયલા રોમન કૅથલિક ધર્મગુરૂઓમાં પણ ઘણીવાર બ્રહ્મચર્યનો દંભ માત્ર જ કરવામાં આવે છે—ખરી રીતે બ્રહ્મચર્ય હોતું નથી. મધ્યકાલીન યુરોપ તથા મધ્યકાલીન ખ્રિસ્તિ ધર્મનો ઇતિહાસ તપાસીશું તો જણાશે કે ધર્મગુરૂઓએ ઘોર પાતકો કર્યા છે. એમનું જીવન અત્યંત સ્વચ્છંદી હતું. એમની દગલબાજી, એમનો દંભ, એમની દુષ્ટતાથી એ ઇતિહાસ ભરપૂર છે.

પોતાને સર્વશ્રેષ્ઠ માનતો ખ્રિસ્તીધર્મ તુર્કસ્તાનના લોકોને વિષય વાસનાની મૂર્તિરૂપ ગણે છે. પરંતુ એ લોકોને પણ જુના વખતના ખ્રિસ્તિ ધર્મગુરૂઓના જીવનમાંથી ઘણું જાણવાનું મળશે. પોતાની History of Sacredotal Celibacyમાં લી એક જાણવા લાયક દાખલો ટાંકે છે: "૧૧૭૧માં કૅંટરબરીમાં બારીક તપાસને અંતે સિદ્ધ થયું કે સેંટ ઑગસ્ટિનનો જે ધર્મગુરૂ ચુંટી કાઢવામાં

આવ્યો હતો તેને એકજ ગામડામાં સિત્તેર છોકરાં હતાં. જે જે ગુરૂઓ રખાતો રાખીને રહેતા હોય તેમના ઉપર ઘણાં વર્ષ સુધી નિયમિત રીતે એક કર નાખવામાં આવ્યો હતો. એ કરનું નામ કાંઇક ન સમજાય તેવું–Culagium–હતું. એથી આગળ વધીને કેટલેક ઠેકાણે તો પહેલેથીજ સંભાળ લેવાના ઇરાદાથી લોકો ધર્મ-ગુરૂઓને રખાત રાખવાની ફરજ પાડતા."× ૧૯ મી સદીની શરૂઆતમાં પણ વસ્તુસ્થિતિ આથી વિશેષ સારી નહિ હોય એમ લાગે છે. કૅનેડામાં મેરિઆ મંકે કૅથલિક ગુરૂઓ ઉપર જે સખત દોષારોપણ કર્યું હતું તે આનો પ્રત્યક્ષ પુરાવો છે. આપણા પોતાના જમાનામાં જોઇશું તોએ સ્થિતિ સુધરી નથી. "ફ્રાંસમાં ધર્મગુરૂઓની બાબતમાં કોઇ જાતના આંકડા પ્રસિદ્ધ કરવામાં આવતા નથી. પરંતુ મોં. દર્નોને એક વખત ન્યાયખાતાનાં કાગળીયાં તપાસી ઉપદેશનું કામ કરતા ધર્મગુરૂઓએ કરેલા દુરાચારો તથા ગુન્હાઓને સામાન્ય શિક્ષકોનાં એવાં કૃત્યો સાથે સરખાવવાનો વિચાર આવ્યો. અઢી વરસની મુદતના કાગળો તપાસતાં એમ માલમ પડયું કે ધર્મગુરૂઓના દુરાચારો શિક્ષકો કરતાં ચારગણા તથા ગુન્હા બારગણા વધારે હતા."+ ઝોલાની સમર્થ નવલકથા Truthમાં આનો તાદૃશ ચિતાર આપ્યો છે. આડંબરી ભક્તિને એમાં બહુજ સારી રીતે ચિતરવામાં આવી છે. એવી ભક્તિ તે કુદરતના કાયદાઓ સામે બંડ ઉઠાવવા બરાબર જ છે. કૅથલિક ધર્મગુરૂઓનો દાખલો શીખામણ લેવા યોગ્ય છે. એમના જુના વિચાર તથા તેમના પંથના સંકુચિત નિયમો પ્રત્યે એમની શ્રદ્ધામાં કાંઇ શંકા લાવવા જેવું નથી. પરંતુ આ બધું છતાંએ તેમના વિકારોએ તેમને અનાચાર તરફ વાળ્યા છે. પોતાની રાજીખુશીથી લીધેલું બ્રહ્મચર્યનું વ્રત, એમના કામમાં રહેલી પવિત્રતા તથા એમની માન્યતાઓમાં સત્યનિષ્ઠા એ દરેકથી બ્રહ્મચર્યને ઉત્તેજન

×લેતૂર્નો કૃત Evolution of Marriageમાં મૂકેલું અવતરણ પા. ૧૬૮.

+ લેતૂર્નો કૃત Evolution of Marriage પૃ. ૩૫૧.

મળવું જોઇએ. પરંતુ એ ત્રણે મળીને પણ એમનામાં પોતાના કૃત્રિમ, લિંગભેદરહિત જીવનને દૃઢતાથી વળગી રહેવાની શક્તિ આવી નથી. જો આવી જાતનાં પુરૂષો તેમજ સ્ત્રીઓનાં વ્રત નિષ્ફળ ગયાં, તો પછી કૅથલિક બ્રહ્મચર્ય કરતાં આધુનિક સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓનું બ્રહ્મચર્ય વધારે સારૂં નીવડશે એમ માનવાનું કાંઇ કારણ નથી. હાલના સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓને તો ધર્મનો ટેકો પણ નથી. તેમ બ્રહ્મચર્યની ભાવના એમને મનથી કાંઇ ઉચ્ચ પણ નથી કે જેથી એમની પવિત્રતા ટકી રહે. એમના પંથનો મર્મ તો 'સ્વ'માંજ સમાઈ જાય છે, અને જ્યારે પોતાને અમુક વસ્તુ ફાવે ત્યારે બીજાઓની લાગણીઓ કે સદ્ગુણોની એમના ઉપર કાંઇજ અસર થતી નથી. બાળકોનું પોષણ કરવાની જવાબદારી સિવાયજ પોતાની વાસનાઓની તૃપ્તિ કરવી એ ચિત્ર કેવું સરલ, કેવું મોહક લાગે છે! કાંઇ પણ અગવડ વેઠયા સિવાય ભોગવાતો આનંદ! કલબમાં ઉંઘો; વિશીમાં જમો; માંદા પડો તો ઇસ્પિતાળમાં જાઓ, કે નર્સ રાખો; મૈત્રીની જરૂર પડે તો એકાદ પુતળી ઉપાડી લાવો! આ સિદ્ધાંત બહુ સરળ છે, અને તેટલોજ વિનાશકારક છે. જેમણે માત્ર ભાડુતી અધરરસનું પાન કર્યું હોય તેમને પ્રેમની શી ખબર હોય? જે પાઉડર અને રંગથી મોહિત થયા હોય તેમને સ્ત્રીના હૃદયની ગહનતાનું ભાન ક્યાંથી હોય? જેમણે બાળકનું દિવ્ય હાસ્ય કદિ અનુભવ્યું ન હોય તેમને સાચા સુખની શી ખબર હોય? સ્વાર્થવૃત્તિમાંથી ઉત્પન્ન થયેલી પાયમાલી જ એમના નસીબમાં છે. સ્ત્રીના હાથે પ્રકટાવેલા દીપકનો પ્રકાશ પણ એમાં પડતો નથી. આ જમાનાનું દુઃખ તો એજ છે કે " સ્ત્રી પાછાં જવાની ના કહે છે અને ગૃહજીવન આગળ જવાની ના કહે છે. લગ્ન વાટ જોઇ બેસી રહ્યું છે." અનાચારો વધતા જાય છે. બાળકો પોતાનો પિતા કોણ છે તે જાણતાં નથી. પૃથ્વી ઉપર નરકનો આભાસ આપતા કૃત્રિમ હાસ્યથી સ્ત્રીઓ સડેલાં શરીર તથા સડેલો આત્મા ઢાંકવા પ્રયત્ન કરે છે. જે પુરૂષોને પરણવાની

છૂટ નથી હોતી તે વિષમય મધુ ચાખી પોતાનું જીવન વિષમય કરવા તત્પર થાય છે. કુદરત બહુ ગર્વિષ્ઠ પ્રકૃતિવાળી છે. પોતાના કાયદાનો ભંગ કરનારને સખતમાં સખત શિક્ષા કરે છે. એથી મનુષ્યજાતિ દુઃખમાં ડૂબે છે; સુખ માટે વલખાં મારે છે; વેદનાની બૂમો પાડે છે; ઍડમની કલ્પિત વાર્તા પ્રત્યક્ષ થાય છે; અને પરિણામે સ્ત્રીને સહન કરવું પડે છે. ઘર ઉજ્જડ વેરાન થઈ જાય છે.

(૨) ઔદ્યોગિક જીવન તથા બીજા ધંધાથી ગૃહ તરફ અપાતું દુર્લક્ષ–સ્ત્રીપુરૂષો લગ્ન કરવા તત્પર હોય અને લગ્ન કરે તો પણ સ્ત્રીઓ ઘરની બ્હાર કોઈ પણ જાતનો ધંધો કરે તેથી ગૃહજીવનને હાનિ પહોંચેછે જ. એક આગલા પ્રકરણમાં આપણે જોયું તેમ ઘરની બ્હાર કામ કરવું અને ઘર તથા બાળકોની સંભાળ લેવી એ બે સાથે બની શકે તેમ નથી. અને એ બે વચ્ચે વિરોધ ઉત્પન્ન થાય ત્યાં ઘર અને બાળકોનેજ નુકસાન થાય છે. સ્વચ્છતા, પુષ્ટિકારક ખોરાક, સારી રસોઇ એ બધી જીંદગીમાં અગત્યની વસ્તુઓ છે. પૈસા કમાઇ સ્વતંત્ર થવા કરતાં એની આવશ્યકતા ઘણી વધારે છે. ગૃહજીવનને ધંધા કરતાં ઉતરતું ગણવામાં આવે તો યુગયુગાંતરથી એની જે પવિત્રતા છે તે જતી રહેજ. ઔદ્યોગિક પ્રવૃત્તિમાં જોડાયલાં કુટુંબોમાં પ્રજા ઉત્પન્ન કરવામાં કાંઈજ વિવેકવિચાર વાપરવામાં નથી આવતો. બાળકોની સંભાળ રાખવાનો માતાને વખત મળતો નથી. કામે જતી વખત આપણા દેશમાં આ કારણથી માતાઓ બાળકોને અફીણ આપે છે, અને યુરોપમાં બ્રાંડી આપે છે તે જાણીતું છે. અનેક બાળકોના મરણનું આ કારણ કોઈ જાણતું નથી. પોતાનાં પેટનાં બાળકોને મારી નાખવામાં આમ સ્ત્રીઓ કારણભૂત બને તો સમાજની સ્થિતિ કેટલે દરજ્જે કૃત્રિમ હોવી જોઇએ. ઔદ્યોગિક શહેરોમાં બાળકોનું મોટું મરણ-પ્રમાણ એતો એક જાણીતી વાત છે. તેથી તે ઉપર ટીકા કરવાની કાંઇજ જરૂર નથી. જો નસીબ સંજોગે આ બાળકો કાંઇક મોટાં થવાં પામે તો એમને માતાની સંભાળ શું તે ખબર હોતી નથી. એતો ભટક્યા કરે

છે; જેમ ફાવે તેમ વખત કાઢે છે; અનિષ્ટ સંયોગોનાં ભોગ બને છે; મોટાં થયે એવી જાતનાં માણસ બને છે કે જેનો સુખચેનમાં વસતી દુનિયા અધમ અને પાપી કહી તિરસ્કાર કરે છે. અને એ રીતે અનાચારો વધેજ જાય છે. બાળ ગુન્હેગારોને સુધારવાની સંસ્થાઓ (Reformatories), કેદખાનાં કે કોઈ ઉદાર સમાજસેવકથી પણ માતાની સંભાળનો બદલો મળતો નથી. તે છતાંએ સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ સ્ત્રીઓને પોતાની કમાઈ કરી સ્વતંત્ર થવા માટે ખૂબ જુસ્સાથી આગ્રહ કરે છે. બાળકોનું મન સંકુચિત અને હઠીલું થઈ જાય છે ત્યારે બીજી બાજુએ યુવાન માતાઓ સખત મજુરી કરી શરીરની પાયમાલી કરે છે—સાથે સાથે આત્માની પણ પાયમાલી કરે છે. આ રીતે ઔદ્યોગિકપ્રવૃત્તિરૂપી રાક્ષસીનાં ભોગ બને છે. હાલના ઔદ્યોગિક જીવનમાં દાખલ થવા માટે ઘણીવાર તો પહેલાં દુરાચારી મેનેજર કે માલીકને પોતાના શીલનો ભોગ આપવો પડે છે. એક વખત પાપ શરૂ થયું એટલે આરોગ્ય અને યૌવનનો જલદી અંત લાવ્યા સિવાય અટકતું નથી.

ન્યાયને ખાતર કહેવું જોઇએ કે ગરીબવર્ગની સ્ત્રીઓનાં આ દુઃખ તે સ્વતંત્ર થવાની ખોટી તૃષ્ણાને લીધે નહિ પણ ગરીબાઇને લીધે આવ્યાં છે. જે સમાજમાં પોતાનું ગુજરાન ચલાવવા ખાતર ગરીબ સ્ત્રીઓને બાળકોને તથા ઘરને રખડતાં મૂકવાં પડે તે સમાજ તિરસ્કારને જ પાત્ર છે. આવી પરિસ્થિતિ દૂર કરવાનો જો સ્ત્રી સ્વાતંત્ર્યવાદીઓ યત્ન કરે તો તેમનું કૃત્ય પ્રશંસાપાત્ર છે. આધુનિક યુરોપને ધનિકોનો લોભ શાપરૂપ થઈ પડ્યો છે, અને મનુષ્યની સંશોધન શક્તિનો કેટલોએ આનંદ એ લોભે ચુસી લીધો છે. કાયદા અને જાહેરમત એ બેની મદદથી યોગ્ય પગારો આપવાની એમને ફરજ પાડી શકાય. આથી સ્ત્રીઓને ઘર તરફ દુર્લક્ષ આપતી અટકાવી શકાશે. મજુરીયાત વર્ગની સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓએ કામદાર મંડળો (Trade Unions) અને મજુરોની

સંસ્થાઓ સાથે સહકાર કરવો જોઇએ. ગૃહની સ્થિતિ સુધારવા માટે પૈસાની જરૂર છે. પરંતુ કુટુંબની આવક વધારવા માટે સ્ત્રી પાસે કામ કરાવવામાં સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓએ ખોટે રસ્તે શરૂઆત કરી છે. પુરૂષોના પગારમાં વધારો કરાવ્યાથી કુટુંબની સ્ત્રીના હાથમાં એનો જોઇતો હિસ્સો જાય છે. પીઠામાં કે જુગારખાનામાં એ કમાણી વપરાઇ ન જાય એવી કાયદાથી ગોઠવણ કરાવ્યાથી જોઇતું પરિણામ નીપજશે.

પરંતુ સામાજિક સ્થિતિમાં મોટું પરિવર્તન કરવા માટે માત્ર વધારે પગારની જરૂર છે એ માન્યતા જેવી અર્થશાસ્ત્રીઓની ગંભીર ભૂલ કોઇ નથી. આ પરિવર્તનનાં સાધન આર્થિક નહિ પણ નૈતિક છે. કેટલું કમાવું એ કરતાં કેમ વાપરવું એ વધારે અગત્યનો પ્રશ્ન છે. પગારના દર આટલા વધ્યા છતાં દરિદ્રતા ઓછી થઇ નથી એમ કહેવું તે યુરોપના સામાજિક ઇતિહાસની યોગ્ય પરીક્ષા નથી. કમાનારના ગજવામાં વધારે પૈસા પડે છે તેમ પીઠાના માલીકોને વધારે નફો થતો જાય છે, કમાનારનાં દુઃખી કુટુંબને તો કાંઇજ લાભ થતો નથી. આ બાબતમાં કમાતા પુરૂષો જેટલીજ કમાતી સ્ત્રીઓ દોષપાત્ર છે: આખા દિવસની સખત મજુરી પછી પીઠાનું આકર્ષણ રોકવું એ બહુ કઠણ છે. પગારમાં વધારો થવાથી દારૂ અને બીજાં નુકસાનકારક સુખોની લાલસા વધતી જાય છે. બાલ્યાવસ્થામાં કોઈ પણ જાતના નૈતિક શિક્ષણનો અભાવ હવે ઇંગ્લંડમાં લોકોને સાલવા માંડ્યો છે. અને બીજા દેશોમાં પણ એજ પ્રમાણે હશે. Nineteenth Century and After એ માસિકના ઑક્ટોબર ૧૯૧૮ ના અંકમાં એક લેખકે વધારે આવકથી યુવાન હૃદયોની કેવી અધોગતિ થાય છે તે બતાવી આપ્યું છે. "અંગ્રેજ છોકરાઓ પૈસા મેળવવા માટે વલખાં મારે છે તે નવો વિકાસ છે; એને ફળ પણ આવવા માંડ્યાં છે. હાલ છોકરાઓને જેટલા પગાર મળે છે તેટલા કોઇ વખત મળતા ન હતા, અને કોઇ વખત હાલના જેટલા

બાળ ગુન્હેગારો, ચોરો, નાની વસ્તુઓ ઉચાપત કરનારા પણ થયા ન હતા." એજ લેખક કન્યાઓને સોલજરો માટે જે અનહદમાન હોય છે તેને પણ નુકસાનકર્તા ગણે છે. તેમજ વધારે પગારથી સ્વતંત્ર થઇ તેઓ માબાપની અવગણના કરે છે તેને પણ એ લેખક તિરસ્કારપાત્ર ગણે છે. જો સ્વતંત્રતા એટલે વિવેકવિચાર, વ્યાવહારિક બુદ્ધિ, અને નીતિનિયમ એ બધાથી સ્વતંત્રતા એવો અર્થ હોય તો ઇશ્વર જગતને આવી સ્વતંત્રતાથી બચાવજો ! ભલે સ્ત્રી સ્વાતંત્ર્યવાદીઓને એનો મોહ હોય ! ૧૯ મી સદીમાં એમ કહેવાતું કે પુરૂષોની આર્થિક સ્થિતિ સુધારવાથી બધી જાતની ઉન્નતિ એની મેળેજ થશે. આ માન્યતા ખોટી છે કે નહિ તે જોવાનો હજી વીસમી સદીમાં પણ પૂરતો અવકાશ મળ્યો નથી. પરંતુ એટલું તો આપણે જોઇએ છીએ કે માત્ર પગાર વધે અને પૈસા હાથમાં આવે પણ એનો ઉપયોગ કેમ કરવો તેનું જ્ઞાન ન હોય તો ઉલટો અનાચાર વધે છે. આ જ્ઞાન આપવાનો રસ્તો તે માતાનો સ્નેહ તથા માતાનું શિક્ષણ છે. આને માટે ફુરસદની જરૂર છે. માતાને ઘરમાં રાજ્ય કરવાનું છે, કારખાનામાં ગુલામગિરી કરવાની નથી. ગમે તેટલી કમાઇ કરે તેના કરતાં એની પવિત્ર અસર સમાજની દૃષ્ટિએ વધારે અગત્યની છે. સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓને કાંતો આ પાઠ શીખવો પડશે. અથવા અસ્તવ્યસ્ત જીવનના ભય સામે થવું પડશે. એવા જીવનમાં મગજના ફાંટા સિવાય બીજો કોઇ કાયદો નથી. તથા ઉદ્ધતાઇ અને બીનજવાબદારી તે સ્વતંત્રતા ગણાય છે.

(૩) સંતાનરહિત કુટુંબો—ગરીબ વર્ગો કાંઇ પણ વિચાર કર્યા સિવાય બાળકો ઉત્પન્ન કરેજ જાય છે ત્યારે બીજી બાજુ ઉચ્ચ તેમજ મધ્યમ વર્ગો વિનાશકારક ડહાપણ વાપરે છે. જે લોકો પોતાની કેળવણી, પદવી અને સાધનોને લીધે બાળકો ઉત્પન્ન કરવા માટે સૌથી વધારે લાયક છે તેજ જાણી જોઇને પ્રજા ઉત્પન્ન કરતાં નથી અથવા એક કે બે બાળકનેજ જન્મ આપે છે. જે સ્ત્રીઓ ધંધામાં

પડેલી હોય તેજ ઘણું કરીને પરણ્યા છતાં પ્રજા ઉત્પન્ન કરતી નથી. કારણકે પ્રસૂતિ અને બાળકના ઉછેરને લીધે એમની જીંદગીની નિયમિતતામાં ભંગ પડે છે. શહેરોમાં લોકો બહુજ મોટી સંખ્યામાં જઇ વસ્યા છે તેથી ચાલી અથવા માળાનાં ઘરની પ્રથા શરૂ થઇ છે. આવાં ઘરમાં જગા થોડી હોય છે અને માણસોને જોઇએ તેટલી સગવડ મળતી નથી. એક વિશાળ મકાનમાં અનેક આત્માઓ વસે. દરેકની ટેવો તથા દરેકના સ્વભાવ જુદા હોય. એક બીજાને લીધે પડતી અગવડ ચલાવી લેવી પડે છે. આવી સ્થિતિમાં બાળકોની સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકાયજ. આધુનિક સમયના, કામથી અકળાયલા તથા મોજમજાહના શોખીન કુંવારા પુરૂષોને બાળકોની ગરબડ અને દોડાદોડથી કંટાળો આવે છે, તેથી બાળકોને એક 'બલા' ગણવામાં આવે છે. એમ પણ કહેવાય છે કે "માળાનાં ઘરના ઘણા વ્યવસ્થાપકો એકથી વધારે બાળકવાળાં કુટુંબ માટે અને કોઇવાર તો એક બાળકવાળાં માટે પણ વાંધો લે છે. હમણાં થોડા વખત ઉપર ન્યુયૉર્કમાં એક વિશાળ અને મોંઘા ભાડાવાળા માળાના વ્યવસ્થાપકે પોતાના એક ભાડુત આગળ ખૂબ બડાઇથી કહ્યું કે મારા માળામાંથી બાળકવાળા એકે એક કુટુંબને કાઢ્યું છે."* બીજો એક લેખક પણ આવીજ જાતનું લખે છે. "હાલ કોઇને ઘર ભાડે આપવું હોય, પછી તે ઓરડી હોય, બ્લૉક હોય, કે આખું ઘર હોય પણ ભાડુતો બાળક વગરનાં હોય તો તેને પહેલી પસંદગી આપે છે. ઘર જે બાળકોનું જન્મસ્થાન, ઉછરવાની જગા તે બાળક માટે બંધાતું નથી. એમાં એને લાયક સોઇ કરવામાં આવતી નથી કે એમાંની વ્યવસ્થા પણ એને માટે હોતી નથી."+

માત્ર સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓમાંજ બાળક વિનાનાં કુટુંબો

* ગુડસેલ કૃત The Family as a Social and Educational Institution. પૃ. ૪૯૧.

+ Wolfe કૃત Readings in Social Problems. પૃ. ૫૩૨.

નજરે પડે છે એમ કહેવું તે તદ્દન અયોગ્ય છે. પરંતુ એમાંના કેટલાંક સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ છે ખરાં. એ લોકો જો એમ કહે કે અમે એટલો "આત્મભોગ" આપીએ છીએ કે અમારી ફરજોને ભોગે પણ સમાજની સ્થિતિ સુધારવાનો યત્ન કરીએ છીએ, અને પછી પોતાનાં સારાં કૃત્યોનાં ફળ ચાખવા કોઇ વારસ મૂકી ન જાય તો એમને બહુ ધન્યવાદ આપી ન શકાય. મનુષ્યજાતિના ઇતિહાસમાં સંતાનરહિત લગ્નોની ગણના બીલકુલ નથી. જો કુદરતી રીતેજ સંતાનરહિત હોય તો તે લગ્ન દયાને પાત્ર છે, તથા કૃત્રિમ રીતે હોય તો દોષને પાત્ર છે. પરંતુ એટલું બહુજ સારૂં છે કે આવાં લગ્ન હજી બહુ જવલ્લેજ નજરે પડે છે. સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓના તુરંગોને પણ કાંઇક હદ હોય છે. માત્ર અનુભવ મેળવવ ખાતરજ જ્યૉર્જ સૅંડ જેવી સ્ત્રી કુમારિકા સ્થિતિમાં બાળકને જન્મ આપે તો પરણેલી સ્ત્રીઓ એ અનુભવમાંથી બાકી રહી જાય તે બહુ નવાઈ જેવું છે. કારણકે બાળકના જન્મમાં રહેલા કષ્ટ છતાં પણ પરણેલી સ્ત્રીને માટે તો એમાં કાંઈક મહત્વ સમાયલું છે.

(૪) આધુનિક સમયનાં નાનાં કુટુંબ—સંતાન રહિત લગ્નો જો કે બહુ સાધારણ નથી તો પણ હાલ બાળકોની સંખ્યા એક કે બે જ રાખવા તરફ તો ચોખ્ખું વલણ છે જ.× બાળકોના જન્મ કૃત્રિમ

---

× આ પુસ્તકમાંની બીજી સર્વ હકીકતની માફક આ બધું પણ પાશ્ચાત્ય દેશોનેજ લાગુ પડે છે. આપણે ત્યાંના લોકોની અને ખાસ કરીને સ્ત્રીઓની સંતતિ માટેની ઘેલછા બીજે છેડે છે તે વિસ્તારીને લખવાની જરૂર નથી. પોતાનું શરીર અશક્ત થઈ જાય, પોતે પોષણ ન કરી શકે, કેળવણી ન આપી શકે છતાં વર્ષે વર્ષે બાળકોની વૃદ્ધિ થાય તેથી આનંદ પામતી સ્ત્રીઓ પણ નજરે પડે છે. વળી સંતાનરહિત સ્ત્રીઓ વ્રત, જપ, મંત્ર, તંત્ર વિગેરે અનેક જાતનાં ફાંફાં મારી સંતતિ પ્રાપ્ત કરવાનો યત્ન કરે છે તે જાણીતું છે. તેથી આપણા દેશમાં સંતાનરહિત લગ્નનો ભય તો હજી બહુ બહુ દૂર છે.

( અનુવાદક ).

ઉપાયોથી અટકાવવા કે નહિ તે બાબત કેટલાંક વર્ષથી ચર્ચા ચાલે છે. એક પક્ષ તરફથી કહેવામાં આવે છે કે એ તદ્દન કૃત્રિમ છે માટે ન કરવું જોઇએ. બીજો પક્ષ કહે છે કે વારંવાર બાળકોના જન્મ થવાથી માતાના તેમજ બાળકના શરીરને હાનિ પહોંચે છે, તેથી જો કાંઇ આવી નકામી વૃદ્ધિ અટકાવી શકતું હોય તેને ઉત્તેજન આપવુંજ જોઇએ; તેમજ માણસ પોતે સારી રીતે પોષણ કરી શકે તે કરતાં બાળકોની સંખ્યા વધારે નજ હોવી જોઇએ. જીવવું અને વૃદ્ધિ કરે જવી એ ભાવના તો હવે જુના વિચારનાં અવિચારી કુટુંબોમાં નજરે પડે છે. શિક્ષિત વર્ગોમાંથી એ ભાવના જડમૂળથી ઉખડી ગઇ છે. બાળકોની સંખ્યા કરતાં તેમનું ચારિત્ર્ય વધારે અગત્યનું છે. અરબસ્તાનના રણમાં કોઇ પિતા પોતાને ત્રીસ મજબુત પુત્રો હોવા માટે ગર્વથી ફુલાય. પરંતુ યુરોપની ખર્ચાળ અને અટપટી જીંદગીમાં છ છોકરાંનું પોષણ કરવું પણ મુશ્કેલ પડે. એકંદરે હાલની પરિસ્થિતિના દબાણને લીધે કુટુંબવૃદ્ધિ અટકાવવાની પદ્ધતિને સદંતર વખોડી કાઢવી એતો દુરાગ્રહ જ કહેવાય. પરંતુ એટલું તો કહેવું જ જોઇએ કે એ પદ્ધતિનો સદુપયોગ કરતાં દુરૂપયોગ વધારે થાય છે. વિવાહિત જીવનની બહાર એનો ઉપયોગ થવાથી પુરૂષો તેમજ સ્રીઓની પવિત્રતા નાશ પામી છે. પરણેલી જીંદગીમાં પણ કૃત્રિમ આવશ્યક્તાઓને લીધે આવી ગએલી સ્વાર્થવૃત્તિથીજ એ પદ્ધતિનો ઉપયોગ થાય છે, ખરી જરૂર વખતે નહિ. પણ સ્વાર્થવૃત્તિ કોને કહેવી અને કોને નહિ તેનો નિશ્ચય કરવાનું બહુજ અઘરૂં છે. કોઇ સર્વસામાન્ય ધોરણ રાખી શકાય નહિ. તેમ ખર્ચનું પ્રમાણ પણ પ્રત્યેક કુટુંબમાં જુદું હોય. કેટલાક એમ કહે છે કે પ્રજાનું બળ તથા સંખ્યા ટકાવી રાખવા માટે દરેક કુટુંબમાં ઓછામાં ઓછાં ચાર બાળક તો હોવાંજ જોઇએ, એટલે થોડાંક બાળકો નાનપણમાં મરી જાય તો પણ તેની ખોટ પૂરાઇ રહે. અત્યારે તો ઘણાં કુટુંબોમાં એક કે બે બાળકોજ હોય છે. પ્રજાના હિતમાં આવાં નાનાં કુટુંબોથી બહુ નુકસાન થાય છે.

વળી કુટુંબવૃદ્ધિ અટકાવવાના પદ્ધતિનું સૌથી વધારે અનિષ્ટ પરિણામ એ થાય છે કે એ પદ્ધતિનો ઉપયોગ સુશિક્ષિત વર્ગોમાંજ થાય છે. આથી સારી પ્રજા ઉત્પન્ન કરવામાં અથવા સારા સંસ્કાર પાડવામાં શિક્ષિત દંપતી સૌથી ઓછાં કામ લાગે છે. નીચેના મનનીય શબ્દો ડૉ. મૅકીન કૅટલે લખ્યા છેઃ

" હાલના વિજ્ઞાનમાં માનતા પુરૂષોનું સંપૂર્ણ કુટુંબ બે માણસનું છે. એમાંથી જીવતી રહેવા પામેલી સંખ્યા ૧·૮ છે અને જીવતાં રહેલાં બાળકોની સંખ્યા ૧·૬ છે. સેંકડે બાવીસ ટકા કુટુંબો સંતતિ વિનાનાં છે. પંચોતેરમાંથી એકજ કુટુંબમાં માણસોની સંખ્યા ૭ કરતાં વધારે હોય છે. બીજા યુનિવર્સિટીના ગ્રેજ્યુએટોમાં પણ આવી જ સ્થિતિ છે.

" ૧૯ મી સદીની પેઠે હાલ પણ ગ્રેજ્યુએટોનું કુટુંબ નાનું થયેજ જશે તો ૧૯૨૫માં ગ્રેજ્યુએટ થનારને ત્યાં બીલકુલ બાળકોજ નહિ હોય......૪૬૧ પ્રખ્યાત વિજ્ઞાનવાદીઓ ઉપર મોકલેલા પત્રોના જવાબ ઉપરથી જણાય છે કે તેમનાં નાનાં કુટુંબોમાંથી ૧૭૬ કુદરતી રીતેજ નાનાં હતાં અને ૨૮૫ સ્વેચ્છાથી નાનાં રાખવામાં આવ્યાં હતાં. આમાંથી કુટુંબવૃદ્ધિ અટકાવવાનાં કારણો જોતાં ૧૩૩ દાખલામાં તબીયતનું કારણ હતું; ૯૩માં ખર્ચનું કારણ હતું તથા ૫૪ દાખલામાં જુદાં જુદાં કારણ હતાં. "*

આ આંકડા ઉપરથી ખરી હકીકત સ્પષ્ટ રીતે જણાય છે. કદાચ એવા આંકડા+ પણ શોધી શકાય કે જેથી સિદ્ધ થાય કે આ બાબતમાં ગ્રેજ્યુએટ ન થયેલાં દંપતીનો પણ ગ્રેજ્યુએટ થયેલાં જેટલોજ વાંક છે. છતાં એટલું તો નક્કી જ છે કે કુટુંબની વૃદ્ધિ કૃત્રિમ ઉપાયોથી અટકાવવામાં આવે છે અને તે પણ બહુ ભયંકર હદ સુધી. આ વિષય ઉપર રાજ્ય ગંભીરતાથી વિચાર કરે એમાં કાંઈજ નવાઈ

---

* ગુડસેલમાં મૂકેલું અવતરણ. પૃ. ૪૯૩.

+ એજન પૃ. ૪૯૧–૨.

જેવું નથી. થોડા વખત ઉપર વર્તમાનપત્રોમાં એવી હકીકત પ્રસિદ્ધ થઇ હતી કે ફ્રાંસની ચેંબર ઑફ ડેપ્યુટીઝમાં એક બહુ જાણવા જોગ ખરડો રજુ કરવામાં આવ્યો હતો. એ ઠરાવનો ટુંક સાર નીચે પ્રમાણે છે. “ દેશનાં બાળકો માટે રાજ્ય જવાબદાર હોવું જોઇએ. દરેક વિભાગના મુખ્ય શહેરમાં માતાને જરૂર પડે મદદ કરવા એક પ્રસૂતિગૃહ રાખવું; દરેક પરગણામાં એક પરસ્પર સહાયકારિમંડળ રાખવું; અને સોળ વર્ષની ઉપરની દરેક સ્ત્રી એ મંડળની સભાસદ રહે. ખાસ જાણવા લાયક બાબત તો માતાઓને તેમજ માતા થવાની તૈયારીમાં હોય એવી સ્ત્રીઓને ઇનામ આપવાની ગોઠવણ છે. પ્રસૂતિના ચાર મહિના પહેલાંથી સ્ત્રી કામે ન જાય અને ઘેરજ રહે એ શરતે તેને બે હઝારની વસ્તીવાળા પરગણામાં દરરોજનું ૧. શિ. ૧૦ પે. ભથ્થું આપવામાં આવશે; પંદરથી વીસ હઝારની વસ્તીવાળામાં ૨ શિ. ૬ પે.; વીસ હઝારથી એક લાખની વસ્તીવાળામાં ૩ શિ. ૪ પે.; અને તેથી વધારે વસ્તીવાળાં પરગણાંમાં દરરોજનું ૪ શિ. ૨ પે. ભથ્થું આપવામાં આવશે. પહેલાં બે બાળકો માટે મા તથા બાપ બન્નેને ચોવીસ પાઉંડ ભથ્થું આપવામાં આવશે. ત્રીજા બાળક માટે ચાળીસ પાઉંડ, ચોથા માટે સાઠ પાઉંડ અને તે પછીનાં દરેક બાળક માટે ચાળીસ પાઉંડ. વૃદ્ધ માણસો જેમણે રાજ્ય તરફની ફરજ બજાવી હોય તેમને પણ બદલો આપવો. જેમને ૭ થી આઠ કાયદેસરનાં બાળક હોય એવાં માબાપને વર્ષે વીસ પાઉંડ પેન્શન આપવું; અગિયાર બાળકો માટે ચાળીસ પાઉંડ, અને બાર તથા તેથી વધારે કાયદેસરનાં બાળકો માટે એંશી પાઉંડનું પેન્શન આપવું. ”×

આવો કાયદો કેટલે દરજ્જે સફળ થાય છે તે જોવા જેવું છે. મોટે ભાગે તો વસ્તી ખૂબ વધારવાનું કામજ એનાથી સરશે. પરંતુ શિક્ષિતવર્ગો એનો લાભ લેશે કે નહિ તે શક પડતું છે. કારણ કે એમની બાબતમાં તો કુટુંબ નાનું હોવાનું કારણ પૈસાની તંગી

× ૭ મી માર્ચ ૧૯૧૯ નું ટાઈમ્સ ઑફ ઈન્ડિયા.

નહિ પણ સ્ત્રીનું નાજુક શરીર અને પ્રસવવેદના સહન કરવા તરફ અભાવ એજ છે. આવા કાયદાનો લાભ ગરીબ વર્ગો તો લેજ. પરંતુ એથી તો માત્ર વસ્તીની સંખ્યા વધારવાના પ્રશ્નનો નીવેડો આવે. એથી કાંઇ પ્રજાને ઉન્નત બનાવવાનો માર્ગ સાધી શકાય નહિ. આના કરતાં વધારે જરૂરનો સુધારો તો સ્ત્રીકેળવણીની નવીન ભાવના જાગ્રત કરવી તે છે. નવીન ભાવનામાં સ્ત્રીઓની શારીરિક રચના તરફ ખાસ લક્ષ આપવું જોઇએ અને ઔદ્યોગિક પ્રવૃત્તિમાં પડતી એમને અટકાવવી જોઇએ. સૌથી અગત્યનો સુધારો આજ છે. પરંતુ એ વ્યવહારમાં મૂકી શકાય તેવો છે કે નહિ તે શંકાસ્પદ છે. લોભી, વિવેકહીન મૂડીવાદ ( Capitalism ) અને મોહાંધ સ્ત્રીસ્વાતંત્ર્યવાદ એ બેના ભેગા બળથી કોઈ પણ સુધારો જે સ્ત્રીનાં ગજવામાં પૈસા ભરે એવો ન હોય તે ટકી શકે તેમ નથી.

ઉપર જણાવેલાં ચારે કારણોથી કુટુંબજીવન છિન્નભિન્ન થઇ ગયું છે. લગ્ન તથા બાળકો પ્રત્યે શંકાની દૃષ્ટિ થવાથી ગૃહજીવનની બધી શોભા નષ્ટ થઇ છે. ગૃહ એ અત્યાજ્ય વસ્તુ હવે ગણાતી નથી. કુટુંબના સહભોજનમાં જે આનંદ છે તેની અવગણના થાય છે. પૅરિસ, બર્લીન, લંડન જેવાં મોટાં શહેરોમાં રેસ્ટોરાંનું સૌંદર્યહીન જીવન કુટુંબજીવનની જગા લેતું જાય છે. અમુક સંયોગોને લીધે જે રીત શરૂ થાય તે ફૅશન થઈ પડવાનો સંભવ છે. જ્યાં આ રીત કાયમ થઈ ગઇ છે ત્યાં એવાં કુટુંબને આરામ કેટલો મળતો હશે તે તો આપણે કલ્પી શકીએ તેમ છે.× લંડનમાં એવું એક મંડળ

×એલન કી કૃત The Century of the Childમાં લખ્યું છે કે "ઘરની બ્હાર આટલા બધા કલાક કાઢવામાં આવે, જમવાનું પણ બ્હાર, અથવા એક મોટા મકાનના સામાન્ય ભોજનગૃહમાં એટલે કુટુંબમાં પરસ્પર વાત કરવાનો સમય તો માત્ર રાતે સુતી વખતજ મળે. કુટુંબના માણસો ઘરકામ પણ તદ્દન છોડી દઇ શકે, કારણકે અમેરિકામાં એવી પદ્ધતિ છે કે અમુક કંપનીઓ ઘરકામ કરવા નીમેલે વખતે નક્કી કરેલા પગારથી નોકરો મોકલે છે."

સ્થપાયું છે કે જે નિયમિત શરતોથી ઘરનું કામ કરનાર માણસો તૈયાર કરે છે. આ હીલચાલ સફળ થશે તો, લગ્નની સંસ્થા ચાલુ રહેવા છતાં અનેક ચિંતાઓ અને તેથી વિશેષ આનંદો અને સુખથી ભરેલું ગૃહજીવન સદાકાળ માટે સમાપ્ત થવાનું. શહેરોમાં તો આવું પરિણામ આવશેજ, અને હાલના જમાનાના ગૃહની શુષ્કતામાં ઉમેરો કરશે. પરંતુ એલન કી કહે છે તેમ ગામડાંઓમાં મજુરો તથા નોકરોની ખોટને લીધે કદાચ ઘરની કન્યાઓને નોકરોનું કામ કરવું પડશે. આથી ગામડાની તંદુરસ્ત કન્યાઓ શહેરની અનેક લાલચો અને પાપવાસનાઓથી ભરપૂર જીવનની વિષમય હવામાં પ્રવેશ કરતાં પણ અટકશે.

જગતના ઇતિહાસના દરેક સમયમાં મોટાં શહેરો તે પાપનું ધામ બન્યાં છે. ઔદ્યોગિક પરિવર્તનથી આ ચાલતો આવેલો દુરાચાર સહસ્ત્રગણો વધી પડયો છે, કારણકે ઉદ્યોગવાળાં શહેરોમાં હઝારો સ્ત્રી પુરૂષો બ્હારથી આવીને ભરાય છે. શહેરની જીંદગીમાં ખર્ચ વધારે થાય તેમ મોજશોખ પણ વધારે એટલે ઘણા સારા તંદુરસ્ત ઉત્સાહી પુરૂષો પણ કુટુંબનો બોજો માથે લેતાં અચકાય છે. પરિણામે વાસનાઓની તૃપ્તિ માટે ક્ષણિક આનંદનાં સાધન સોધે છે. આને લીધે સ્ત્રીઓને વેચવાનો અતિ દુષ્ટ રીવાજ વધતો જાય છે. ગમે તેવાં અસ્થિર હોય છતાં યૌવન અને સૌંદર્ય ઘણી સ્ત્રીઓના સંબંધમાં વેચાણનું સાધન બને છે, અને એમાંથી મોટી આવક થાય છે. આ કમનસીબ સ્ત્રીઓનો ભપકો, શોભા, સૌંદર્ય એ બધાની પાછળ દુઃખ અને વ્યાધિના અંધારા કૂપ છુપાયલા છે. માત્ર થોડાં વર્ષથીજ સમાજનું લક્ષ એના તરફ દોરાયું છે. આ વિષય એટલો અગત્યનો છે કે એને માટે આખું એક પ્રકરણ રોકવું પડશે.



# પ્રકરણ ૧૦ મું.

## નુકસાની માલ. (Damaged Goods.)

George Dupont: " What one wants is some means of avoiding it (syphilis) altogether."

Doctor: " Oh! that is quite simple."

George: " Tell me."

*   *   *   *

Doctor: " To love only one woman, to be her first lover, and to love her so well that she will never be false to you."

BRIEUX's " Damaged Goods."

યુરોપની ખ્રિસ્તિ પ્રજામાં એક પત્નીવ્રતનો કાયદો બહુ સખત છે એમ કહેવાય છે. પણ ખરૂં જોતાં દરેકે દરેક શહેર પાપનું ધામ છે. લગ્ન સામે જાણી જોઇને વિરોધ ઉઠાવવાથી એની પ્રતિષ્ઠા ઘટી ગઈ છે. પ્રો. બર્તીલોંએ ગણતરી કરી છે કે માત્ર પૅરિસમાંજ ૪૦૦૦૦ જોડાં પરણ્યા સિવાયજ સાથે રહે છે. પરંતુ વેશ્યાઓને લીધે યુરોપમાં જે અનાચાર થાય છે તેની સરખામણીમાં આવાં જોડાંનો સંબંધ તો બહુ ઓછો ભયંકર છે. મોડાં પરણવાના અથવા ન પરણવાના રીવાજને લીધે ઘણી સ્ત્રીઓ યૌવનકાળમાં પોતાના કામવિકારોની તૃપ્તિ ગમે તે રસ્તે કરીને પૈસા પ્રાપ્ત કરે છે. આવા જીવનની બીનજવાબદારી તથા સ્વતંત્રતાથી સ્ત્રીઓની આસપાસ જાળ ગુંથાઇ જાય છે; જેમાંથી બ્હાર નીકળવાને ઘણી ખરી રાજી હોતી નથી. વેશ્યાવૃત્તિ તો એક સંસ્થાજ થઇ પડી છે—જો 'સંસ્થા' જેવું નામ એને આપી શકાય તો. એ સંસ્થા પહેલી નજરે જોતાં એમાં સંડોવાયલી સ્ત્રીઓ ઉપર લાંછન જેવી ભાસે છે. પરંતુ ખરૂં લાંછન તો પુરૂષો ઉપર જ છે. પુરૂષોની

નિરંતર માગણીને લીધેજ વેશ્યાઓની મોટી સંખ્યા ઉભી થઇ છે. દરેક ખરાબ સ્ત્રી દીઠ ઓછામાં ઓછા છ ખરાબ પુરૂષો હોવા જોઇએ એમ માનવું. " શીકાગોના વાઇસ કમિશનરોએ બારીક તપાસ કરી નોંધ કરી છે કે એ શહેરમાં વેશ્યાવૃત્તિમાંથી દર વર્ષે એક કરોડને પચાસથી સાઠ લાખ ડૉલરનો નફો થાય છે. અને આતો બહુ કાપ-કુપ કરીને ગણેલો હિસાબ છે. × × × માત્ર છોકરીઓએ પોતે કરેલી આવક ગણીએ તો દરેક છોકરી દીઠ વર્ષે ૧૩૦૦ ડૉલરની આવક થાય. "+ એટલે દરેક વેશ્યા મહિને વીસ પાઉંડ કમાઇ શકે. કોઇ પ્રમાણિક સ્ત્રી દિવસના દસ કલાક કામ કરે તોએ કદિ પણ આટલું ન કમાઇ શકે. આથી જણાય છે કે હલકી સ્ત્રીઓ પાછળ પુરૂષો કેટલા પૈસા ખરચવા તૈયાર હોય છે અને ખરચે છેજ. અને લગ્ન તો જાણે ઝેરી નાગ હોય એમ તેઓ તેનાથી દૂર નાસે છે. મિ. એલિસ આગળ ચાલતાં કહે છે કે " માળા, ઓરડીઓ, હોટેલો, સંકેતસ્થાનોમાં રહેતી તેમજ છાની વેશ્યાઓ ન ગણીએ તો એ માત્ર નઠારાં ઘરમાં રહેતી વેશ્યાઓને દરરોજ ૧૫૧૮૦ પુરૂષો મુલાકાત આપે છે એટલે વર્ષે ૫૫૪૦૭૦૦ મુલાકાતો થાય છે. આ પુરૂષો પુખ્તવયની પુરૂષ વસ્તીનો લગભગ ચોથો ભાગ છે."× પાશ્ચાત્ય દેશોના પુરૂષોનું નૈતિક જીવન કેટલું અધમ છે તે ડૉ. ઑટો મે અને અન્ય નિષ્ણાત લેખકોના અભિપ્રાયથી જણાશે. તેઓ કહે છે કે ગ્રેટબ્રિટનમાં ૮૦ થી ૯૦ ટકા અને લૅટિન (ફ્રાંસ, ઇટલી ઇત્યાદિ) દેશોમાં તો એથી એ વધારે પુરૂષો લગ્ન પહેલાં અપવિત્ર થાય છે.* ૧૯૧૪ થી ૧૯૧૭ સુધીમાં લંડનની પોલીસે ૨૦૦૦૦ સ્ત્રીઓને પુરૂષોને લલચાવવાના ગુન્હા માટે પકડી હતી. ન્યુયૉર્ક શહેરમાં ત્રીસથી ચાળીસ હજાર વેશ્યાઓ

---

+ હૅવલોક એલિસ કૃત The Task of Social Hygiene પૃ. ૨૯૮.

× એજન પૃ. ૩૦૧. * The Changing Moral Standard લેખક મિસિસ નેવિલ રૉલ્ફ Nineteenth Century and After ઑક્ટોબર ૧૯૧૮.

છે. અને મતાગ્રહી અમલદારો પણ કહે છે કે શહેરના પંચાવન રહેવાસીઓમાંથી એક વેશ્યા હોય છે. આવા આંકડા તો કંટાળો આવે એટલી હદ સુધી રજુ કરી શકાય; તે છતાં એથી અનાચારનું ખરૂં વિશાળ સ્વરૂપ જાણી શકાય તેમ નથી. કારણ કે એથી તો માત્ર જે સ્ત્રીઓ શરીર વેચીને ધંધો કરતી હોય તેમને વિષેજ જાણી શકાય છે. સ્ત્રીઓનો બીજો પણ એવો મોટો વર્ગ છે કે જેને પૈસાની દરકાર નથી છતાંએ ગમે તે પુરૂષને પોતાના દેહનું બલિદાન કરે છે. આવી ખાનગી વેશ્યાઓની સંખ્યા વધતી જાય છે. અતિ ઉત્સાહી સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓના ફળદ્રુપ મગજમાંથી નીકળેલી "નિરંકુશ પ્રેમ" (free love) એટલે પરણ્યા સિવાય પ્રેમ કરવાની ભાવનાનું આ મોઠામાં મોઠું પરિણામ છે. " સોલ્જરોને થતા ગુપ્ત રોગોના ૧૧૮ કેસ તપાસતાં જણાયું કે ૯૦ કેસ આ જાતની વેશ્યાઓના સંગને લીધે થયા હતા, અને પૈસાની લેવડદેવડ બીલકુલ થઇ ન હતી."+

જેઓ આ આંકડા ઉપરથી સમજી શકશે તેમને, તથા જેમણે લંડન કે પૅરિસના રસ્તામાં અનીતિને કળાના રૂપમાં મૂકાયલી જોઇ હશે તેમને લાગ્યું હશે કે જગત્માં લાજ મર્યાદા જેવું કાંઇ છેજ નહિ. મનુષ્યજાતિના ભવિષ્યની વાત તો બાજુએ રહી. સ્વર્ગસ્થ મિ. સ્ટેડ જે સ્ત્રી જાતિની પ્રતિષ્ઠા તથા સ્વમાનના મોટા હિમાયતી હતા તેમણે એક મોટી જાહેર હીલચાલ શરૂ કરી હતી. લગભગ ચાળીસ વર્ષ ઉપરના યુરોપના જનસમાજના સડાઓ તેમણે બ્હાર પાડવા માંડયા હતા. ત્યાર પછી અતિશય ચોંકાવનારી અને ખેદજનક બીનાઓ પ્રકટ કરતું ઘણું સાહિત્ય ઉત્પન્ન થયું છે. પરંતુ એથી વેશ્યાવૃત્તિનો ભોગ થઈ પડનાર સ્ત્રીઓની સંખ્યા ઘટી નથી. તેમ એ દુર્ભાગી સ્ત્રીઓ પર ગીધ પેઠે તુટી પડનાર પુરૂષોની સંખ્યા પણ બીલકુલ ઘટી નથી. આ એક બહુ ગંભીર પ્રશ્ન છે. કુટુંબજીવન, જનસમાજનું આરોગ્ય તથા પ્રજાના ભવિષ્ય સાથે એને ગાઢ સંબંધ

+ Nineteenth Century and After ઑકટોબર ૧૯૧૮, પૃ. ૭૨૪.

છે. એની સામે સજ્જડ બાથ ભીડવામાં કાંઇજ બાકી ન રાખવું જોઇએ. પુરૂષે બનાવેલા કાયદા આ અનીતિને કાયદેસરની ઠરાવે છે. અથવા રાજ્યની હકુમત બ્હારની ગણે છે. આનો ભોગ મૃદુ સ્ત્રીજાતિ થાય છે. પરંતુ આપણે એટલી આશા રાખીશું કે સ્ત્રીઓને રાજકીય હકો પ્રાપ્ત થવાનું પહેલું ફળ એ જ થશે કે ભવિષ્યમાં વેશ્યાવૃત્તિ નિર્મૂળ થઇ જાય, અથવા જેટલી બને તેટલી ઓછી થઇ જાય, અને જે સ્ત્રીઓ એ અનાચારનો ભોગ થઈ પડી હોય તેનો ઉદ્ધાર થાય. આ પાપાચારનું પૃથક્કરણ કરવા માટે એ આટલો વધી શાથી ગયો તેનાં કારણો તપાસીશું.

કોઇ વસ્તુના ખપના જરૂરના પ્રમાણમાં તેનો જથો પૂરો પાડવાનો (demand and supply)નો અર્થશાસ્ત્રનો કાયદો છે તે દુર્ભાગ્યે આ બાબતમાં આબાદ લાગુ પડે છે. તેથી સ્ત્રીઓ તેમજ પુરૂષો બન્નેના દૃષ્ટિબિંદુથી આ પ્રશ્નને તપાસવો પડશે. પુરૂષના સંબંધમાં તો બહુ મોટી ઉમ્મરે પરણવાથી તથા ન પરણવાથી થતા ગેરલાભ આપણે ઉપર જોઈ ગયાં. પરણે તે પહેલાં ઘણા વખતથી કામવિકારો જાગ્રત થાય છે. આ વિકારોને વશ રાખવા માટે બહુજ મનોનિગ્રહની જરૂર પડે છે. આ નિગ્રહ કોઇમાં ભાગ્યેજ જોવામાં આવે છે. તેથી વિકારોની તૃપ્તિ માટે જે માર્ગ જડે તે એકદમ ગ્રહણ કરી લેવામાં આવે છે. ખરૂં જોતાં આમ આડો માર્ગ ગ્રહણ કરવાની બીલકુલ જરૂર નથી. ઘણાખરા લોકો નિગ્રહ રાખી શકે તેમ છે. કામવાસના પૂરી વિકાસ પામ્યા પહેલાંથી જ પડેલી ખોટી ટેવો ઘણી વાર નડે છે. આ પ્રમાણે યુનિવર્સિટીમાં ભણતા ઘણા યુવકો બહુ નાની ઉમ્મરે બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થાય છે. ડો. સ્કૉટ કહે છે તેમ "અનીતિમાં વડાઇ માનનારા કેટલાક હલકા લોકોનાં નીચ વચનો સાંભળી યુવકોને એમ લાગે છે કે જેટલું વ્હેલું બ્રહ્મચર્ય ત્યાગ્યું હોય તેટલું સારૂં. તેઓ એમ ધારે છે કે બીડીથી કાળા થયલા હોઠ, મદિરાની વાસ મારતો શ્વાસ, હલકા શબ્દોથી ભરેલું મુખ, ખોટી બડાઇઓ, અથવા બીજા

દુર્ગુણો એ સર્વમાં જ મરદાનગી આવી જાય છે; એથી જ ખરા શહેરી કહેવાઇએ; વ્યવહારકુશળ કહેવાઇએ.''+ ખોટી સ્પર્ધા કરવાની ટેવને લીધે યુવકો વિમાર્ગે જાય છે. એક વખત આવી જાતની મોજ-મઝા કરવા માંડી એટલે તેને છોડવી બહુ મુશ્કેલ પડે છે. એથી હાથે કરીને પોતાનાં શરીરને રોગનાં ઘર કરે છે તેનું તેમને ભાન હોતું નથી. બર્લીનમાં ૨૫ ટકા વિદ્યાર્થીઓ ગુપ્ત રોગોથી પીડાય છે.+ કેટલાક લોકો એમ કહે છે કે પરણવાનું અશક્ય હોય તો પણ ગમે તે રીતે વાસનાતૃપ્તિનો અનુભવ તો લેવોજ જોઇએ અને તેટલા માટે જ વેશ્યાઓની જરૂર છે, એ કેવળ ખોટું છે. વેશ્યાઓની સંખ્યા વધવાનું મુખ્ય કારણ તો પરણેલા પુરૂષોની અનીતિ જ છે. અનેક સ્ત્રીઓ સાથે વ્યવહાર રાખવાની એમનામાં કાંઈક કુદરતી રીતેજ વૃત્તિ હોય છે, અને તેથી જ તેઓ વેશ્યાગામી થાય છે. પરંતુ જે માણસ પોતાના ફાંટા કે તુરંગો પ્રમાણે ચાલે તેનું જીવન સુધરેલું કે નૈતિક ન કહી શકાય. જે દુઃખી પુરૂષોનું લગ્ન નિષ્ફળ નીવડયું હોય અને છતાં કાયદા પ્રમાણે લગ્ન ભંગ ન થઈ શકે તેમ હોય તેમને માટે આવું અનીતિમય જીવન કાંઇક યોગ્ય ગણી શકાય.* લગ્નની સંસ્થાને ફરી નવી રચીને સ્નેહના પાયા ઉપર બાંધવી એજ આવા દુઃખી પુરૂષોને મુક્ત કરવાનો માર્ગ છે.०

ગમે તે રીતે પણ એવી માન્યતા તો ચલાવવામાં આવીજ છે

---

+ ડૉ. જેમ્સ ફૉસ્ટર સ્કૉટ કૃત The Sexual Instinct પૃ. ૧૩૦.

+ ગુપ્ત રોગો માટે નીમાયલા રૉયલ કમિશનનો રીપોર્ટ, પરિશિષ્ટ ૨૮.

* અનીતિમય જીવન કોઇ પણ રીતે યોગ્ય શી રીતે ગણી શકાય ? ગમે તેવા દુઃખી સંયોગોમાં મૂકાયલી સ્ત્રી માટે અનીતિમય જીવન યોગ્ય ગણવા પ્રો. વાડીયા તૈયાર છે ? સ્ત્રી અને પુરૂષનું નીતિનું ધોરણ એકજ હોવું જોઇએ એ તો સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓની એક મુખ્ય લડત છે. અને તે લડતની યોગ્યતા વિષે તો કોઇ પણ સમજુ માણસ શંકા નજ ઉઠાવે. ( અનુવાદક ).

० આ પુસ્તકમાં ભાગ ૩ જામાં The True Marriage એ પ્રકરણ જુઓ.

કે યુવકો માટે વાસનાતૃપ્તિ બહુજ અગત્યની છે. દુર્ભાગ્યે ઘણા દાક્તરો પણ એ માન્યતાને ટેકો આપે છે. ડૉ. જેમ્સ ફૅાસ્ટર સ્કૅાટ આની વિરૂદ્ધ સખત વાંધો ઉઠાવે છે એ બહુ સંતોષકારક છે. એમનું The Sexual Instinct એ સ્તુત્ય પુસ્તક દરેકે દરેક યુવક અને યુવતીના હાથમાં મૂકવું જોઇએ. કુદરતે મનુષ્યને અમુક જાતની ઇચ્છાઓ આપી હોય તેને પૂર્ણ કરવાનો માર્ગ મોડો કે વ્હેલો સોધવો તો પડે છેજં. મનુષ્યજાતિના આ વિષયના અનુભવ ઉપરથી લગ્નની સંસ્થા ઉત્પન્ન થઇ છે. વાસનાતૃપ્તિમાં રહેલી ફરજ તેમજ આનંદનું મિશ્રણ લગ્નથી જ પ્રાપ્ત કરવું જોઇએ. ન પરણવા માટે જે જે કારણો આપવામાં આવે તે બધાં સ્વાર્થવૃત્તિને ઢાંકવાનાં બ્હાનાં જ છે. રાજનીતિજ્ઞ મનુષ્યોએ દૂરદર્શીપણું વાપરી લગ્નની વચ્ચે આવતા બધા કૃત્રિમ અંતરાય દૂર કરવા જોઇએ. નકામા મોજશોખ ઉડાવવાના આ જમાનામાં કરકસરની ટેવ બહુ જરૂરની છે.

લશ્કર અને નૌકાસૈન્યના ધંધા એવા છે કે તેમાં પરિણીત જીવન બહુ મુશ્કેલ પડે છે. લશ્કરી સિપાઇઓને સ્વાર્થી સરકાર બહુ ઓછા પગાર આપે છે, અને તેથી પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે એમને લગ્ન કરતા અટકાવે છે. સોલ્જરોની નૈતિક શિથિલતા ઘણા યુગથી પ્રખ્યાત છે. સમાજની વચ્ચે તેમનું અસ્તિત્વ બહુ હાનિકારક છે. તેથી એ લોકો પણ લગ્ન કરી શકે એવું કરવું જોઇએ. એથી એ વધારે યોગ્ય તો એ છે કે શાંતિ અને સ્વતંત્રતાના જમાનામાં લશ્કરી સિપાઇનો ધંધો બની શકે એટલો ઓછો કરી દેવો અને મનુષ્યની સ્વાર્થવૃત્તિ, પરપીડન અને જંગલીપણાના સંગ્રહસ્થાનમાં એ ધંધો નમુના તરીકે મૂકાવો જોઇએ. હાલની પરિસ્થિતિમાં સિપાઇઓની જરૂર ગમે તેટલી હોય તો પણ એમને ખાતર અનેક સ્ત્રીઓ મનુષ્ય જાતિની મલિનતાની મૂર્તિરૂપ અને વ્યાધિના કુંડ જેવી બને એ ઇષ્ટ નથી જ. સોલ્જરો માટે આવી ધિક્કારપાત્ર ચિંતા રાખીને નિટ્શેના "પુરૂષો યુદ્ધ માટે, સ્ત્રીઓ પુરૂષો માટે" છે એ ખ્યાલને સરકાર પુષ્ટિ આપે છે.

પતિત સ્ત્રીઓનો સંગ કરનારા પુરૂષોનો મોટો ભાગ કહેવાતા કુંવારા, વિધુરો, વ્યભિચારી પતિઓ, દુ:ખી પતિઓ, લશ્કરી સિપાઇઓ અને નૌકાસૈન્યના નોકરો હોય છે. તેઓ સામાન્યતઃ સાધારણ તંદુરસ્ત હોય છે અને તેમનામાં કામવિકાર પણ સામાન્ય મનુષ્યો જેટલાજ હોય છે. આનાથી ઉલટું કાંઈ પણ કહેવું તે મનુષ્ય જાતિ ઉપર ગંભીર આરોપ મૂકવા બરાબર છે. આવો આરોપ મૂકવાનું કાંઈજ કારણ નથી. રોગનિદાનશાસ્ત્રના અભ્યાસીઓએ શોધ કરી છે અને મિ. હૅવલોક એલિસ અને ફૉરેલ જેવા પ્રમાણભૂત લેખકોએ જેમનું સવિસ્તર વર્ણન કર્યું છે એવાં કેટલાંક મનુષ્યો હોય છે કે જેમનામાં કામવાસના એટલી પ્રબળ અથવા વિકૃત હોય છે કે તેને વશ કરી શકાય નહિ, કે સમજાવટથી પણ દોરવી શકાય નહિ. જોકે આવાં મનુષ્યોની સંખ્યા અતિશય નાની છે. આવાં મનુષ્યો માટે વેશ્યાવૃત્તિની જરૂર પડે જ. પરંતુ સુપ્રજનન માટે રાજ્યને જો કાંઇ પણ દરકાર હોય તો દ્દઢતાથી આવાં મનુષ્યોને લગ્ન કરી પ્રજા ઉત્પન્ન કરતાં અટકાવવાંજ જોઇએ. એથી એ વધારે સારૂં તો એ કે એમને માટે રેંટુલની શસ્ત્રક્રિયાનો ઉપાય અજમાવવો. અમેરિકાનાં કેટલાંક રાજ્યોમાં વારંવાર અપરાધ કરતા ગુન્હેગારો માટે એ ઉપાય વપરાય છે.

એકંદરે જોતાં લાગે છે કે વેશ્યાઓની સંગતનો રીવાજ બહુજ વધી ગયો છે એમાં કાંઈજ શક નથી. અને પરિણામે તે માગણીને પૂરી પાડવા માટે વેશ્યાઓની સંખ્યા પણ ખૂબ વધી છે. અનેક સ્ત્રીઓ દુઃસહ સંયોગોમાં આવી પડે છે અને પોતાનું શરીર વેચવાથી દુઃખ કાંઇક અંશે ટળશે એમ માને છે. વળી કેટલીક વખત ક્રૂરતાનો કે છેતરપીંડીનો ભોગ બનીને પણ પતિત થાય છે. વેશ્યાઓની સંખ્યા વધવાનાં મુખ્ય કારણ પાંચ છે:

(૧) દરિદ્રતા—સૌથી પહેલું કારણ આ છે. પણ એ કારણ યોગ્ય નથી. ઘણીવાર કડવાશથી કહેવાય છે તેમ સ્ત્રીઓને તો 'લગ્ન'

એ એકજ ધંધા માટે તૈયાર કરવામાં આવે છે. કેટલીક હીનભાગ્ય સ્ત્રીઓ પોતાના રક્ષક અકાળે ગુમાવે છે અને આ નિર્દય જગતમાં અનાથ થઇ જાય છે. આશ્રય લેવા માટે કોઇ સગાંવ્હાલાં પણ નથી હોતાં, કે કાંઈ ધંધો કરી શકે તેમ પણ નથી હોતું. આથી સ્હેલાઇથી વિમાર્ગે દોરાઇ જાય છે. દરિદ્રતાને લીધે ઘણી સ્ત્રીઓ પતિત થાય છે એતો નિઃશંકજ છે. પરંતુ એ કારણ બહુ મહત્વનું છે કે નહિ તે જરા વિચારવા જેવું છે. સ્ત્રીને જો અધમ જીવન ગાળવા કરતાં કામ કરવાનું પસંદ હોય તો પછી તો ગમે તેટલી અનાથ હોય તો પણ કાંઇક રોજગારનું સાધન તો મેળવીજ શકે. અત્યંત ગરીબાઇને લીધે વેશ્યાવૃત્તિ ગ્રહણ કરવી પડી હોય એવા પણ દાખલા બને છે, પણ બહુ થોડા. જો કે તે તદ્દન ખરા હોય છે અને નવલકથા કે નાટક લખનારને એમાંથી પોતાનું વસ્તુ જડી શકે. આવા જુજ દાખલાથી પણ વિચારશીલ માણસોને ખેદ થયા વિના રહેતો નથી. સારા સમાજમાં આવાં દૃષ્ટાંત અશક્ય બનવાંજ જોઇએ. એક અનાથ કન્યાને બચાવવામાં પાડોશીઓ સહાયભૂત ન થાય તો ખરેખર વ્યક્તિસ્વાતંત્ર્યવાદ દુષ્ટતાની હદ સુધી પહોંચી ગયો છે એમ કહેવું જોઇએ. પતિત થવાનું ખરૂં કારણ દરિદ્રતા નહિ પણ પોતાની સ્થિતિ કરતાં વધારે સારાં વસ્ત્રાલંકાર સજવાની ઇચ્છા હોય છે. આ ઉપરથી પતિત થવાનું બીજું કારણ, મોજશોખ, એ વિષે વિચાર કરીશું.

(૨) **મોજશોખ ભોગવવાની લાલસા**—પ્રથમથીજ સ્ત્રી જાતિની આ એક નબળાઇ છે. હાલના જમાનામાં વળી દુકાનોની કાચની બારીઓમાં ભાતભાતનો સુંદર સામાન ગોઠવીને મૂકવામાં આવે તથા નાટકો અને અન્ય સ્થળોએ મોંઘી ફેશનોના નમુના જોવામાં આવે એટલે એ લાલસા વધતી જાય છે. સ્ત્રીની મનોહર, સુયોગ્ય પ્રકૃતિમાં વસ્ત્રાલંકારનો મોહ કલંકરૂપ છે. અર્થશાસ્ત્રના દુર્ભાગી કાયદા પ્રમાણે મોજશોખ ભોગવવામાં ખર્ચ બહુજ થાય છે. વળી સાધારણ રીતે

માણસની જે આવક હોય તે તો રોજની જરૂરીયાતોમાં વપરા જાય છે. મોજશોખ ભોગવવા માટે એમાંથી કાંઈ બચતું નથી. વળ સ્ત્રીકામદાર વધારે પગારની માગણી કરે તો તેનો નિર્દય શેઠ નિરાં જવાબ દે છે કે "તમારી આવકમાં કેમ ઉમેરો કરવો તે તમને ખબ છે!" લાલચ એટલી જબરી હોય છે, પૈસા એટલા સહેલાઈથિ અને પુષ્કળ કમાઈ શકાય છે કે દુકાનમાં કામ કરતી જે ગૃહસ કન્યા સવારે અતિશય નમ્ર અને કામગરી દેખાય છે તેજ, રા પોતાના ગ્રાહકોની વાટ જોતી રસ્તામાં રખડે છે. મોજશોખન વસ્તુઓ મેળવવાની ઘેલછામાં સુંદર વસ્ત્રાભૂષણ પહેરી મોંપર પાઉ ડરના લેપડા કરી આનંદ ભોગવવાની લાલસાનો બચાવ કરનાર પણ કોઇ સ્ત્રીસ્વાતંત્ર્યવાદી નીકળશે ?

(૩) **સ્વતંત્રતાનો મોહ**—સ્ત્રી સ્વાતંત્ર્યવાદીઓ જે સ્વતંત્રત માગે છે તે હંમેશાં પ્રમાણિક પ્રયત્નથી મળતી નથી. નિખાલસ સ્ત્રં સ્વાતંત્ર્યવાદીઓ સ્ત્રીને દરેક ધંધામાં પડવાના હકની માગણી કરે છે કે જેથી સ્ત્રી જનસમાજને હરેક રીતે ઉપયોગી થઇ પડે. એ લોકે જે સ્વાતંત્ર્યની માગણી કરે છે તે ગમે તેવું ખામીવાળું કે અતિશ યોક્તિ ભરેલું હોય પણ એમાં ઉદાત્ત ભાવનાનો કંઇક અંશ છે. પરં ઘણીવાર બને છે તેમ નેતાઓના ઉપદેશનો એમના અનુયાયીએ પોતાની ઇચ્છાને અનુકૂળ પડે તેમ અર્થ કરે છે. સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવું એ એક હેતુ ધ્યાનમાં રાખવામાં આવે છે અને તે હેતુ યોગ્ય છે. એ મેળવવાનાં સાધન બહુ વિશાળ ગણવામાં આવે છે. સ્ત્રી પોતાના શરીર ઉપર સંપૂર્ણ હક માગે છે. આ હક એટલે પોતાનુ શરીર જેને ગમે તેને અને જ્યારે ગમે ત્યારે આપવાની સત્તા. આ માન્યતા ઘણીવાર વ્યવહારમાં પણ મૂકાય છે. પરિણામ વેશ્યાવૃત્તિ જ થાય છે. જો કે સ્વતંત્રતા અને રૂઢિમુક્તતાને નામે એ ધંધો ચાલે છે. નાટયકારોની સમસ્ત દુનિયા આવી "સ્વતંત્ર" સ્ત્રીઓની બનેલી છે. ડૉ. સ્કૉટ કહે છે કે "યુરોપ તથા અમેરિકામાં આ

કહેવાતી નટીઓ (એકટ્રેસો) બધીજ શિથિલ વર્તનવાળી ગણાય છે. દાક્તરો કહે છે કે બીજી કોઇ જાતની સ્ત્રીઓ કરતાં એમનામાં ગુપ્ત રોગોના દાખલા વધારે બને છે. હાલની રંગભૂમિ અપવિત્રતા અને છુટાછેડા (લગ્નભંગ)નું ધામ છે. અને કોઇ પ્રખ્યાત નટીએ લગ્નમાંથી છુટકો મેળવ્યો ન હોય કે પવિત્રતા જાળવી રાખી હોય તે અપવાદ રૂપ છે"* અપવાદો તો છેજ અને હોયજ. જે ધંધામાં સેરા સિડન્સ જેવી સ્ત્રી ઉત્પન્ન થઇ તેને છેક તરછોડી નજ નંખાય. રંગભૂમિમાં પણ પ્રભાવશાળી વ્યક્તિઓ (geniuses) ઉત્પન્ન થાય છે અને તેઓ પોતાના વર્ગના હકની માગણી કરી શકે. મનુષ્યના પ્રેમની પરીક્ષા માત્ર "વિશાળ જીવન"થી જ થતી હોય તથા પ્રભાવશાળી વ્યક્તિઓને ફલિત થવા ખાતર એક કરતાં વધારે પ્રેમપાત્રની જરૂર હોય તો કવિ કે ચિત્રકારના પ્રેમ પેઠે નાટકકાર સ્ત્રીના અસ્થિર પ્રેમ તરફ પણ આંખમીચામણાં કરી શકાય. પરંતુ સામાન્ય નટીઓ જે નાટકમાં મુખ્ય ભાગ ભજવતી નથી પણ કેટલાક દેખાવોમાં સામટાં ગીત ગાવા માટે અથવા વાસનાથી ભરપૂર દશ્યોમાં રંગભૂમિને શણગારી પુરૂષોની વિકારી દૃષ્ટિને આનંદ આપવા માટે જ કામ કરતી હોય તેમનો પ્રેમ અસ્થિર થવા માટે કાંઇ જ કારણ નથી. એમનું હલકું જીવન કોઈ પણ સમાજ નીભાવી શકે નહિ. ગામડાની યુવાન કન્યા વિશાળ શહેરમાં એકલી આવે, રંગભૂમિના ચકચકાટથી અંજાઇ જાય, યુવાન પુરૂષો, જે નાટકના વેશ જેટલાં પ્રેમપાત્ર બદલતા હોય તેમના સમાગમમાં આવે અને છતાં પવિત્રતા જાળવી શકે તે માટે બહુજ આત્મબળની જરૂર છે. મિ. વેલ્સ કહે છે તેમ આપણી આધુનિક કન્યાઓ એમની નિર્દોષતાના પ્રમાણમાં બહુ વધારે સ્વતંત્ર છે અને સ્વતંત્રતાના પ્રમાણમાં બહુ વધારે નિર્દોષ છે. કોઇ કોઇ સુંદર નટીઓ પોતાની જાળમાં અમીર ઉમરાવોને સપડાવી તેમની સાથે લગ્ન કરવામાં સફળ થાય છે તેથી એમની

* The Sex Instinct પૃ. ૧૫૯.

જીંદગીનાં છિદ્રો ઢાંક્યાં રહે તેમ નથી. એ જાતના જીવનની શરતમાં ઇનામ થોડાં છે, ખાલી જગા ઘણી છે. હીરા મોતી કે મોટરની લાલસાથી જે કન્યા રંગભૂમિનો ધંધો સ્વીકારે છે તે ત્રીસ વર્ષની વયે કદરૂપી અને નકામી થઇ એમાંથી બ્હાર નીકળે છે, અથવા બર્નાર્ડ શૉના નાટકની મિસિસ વૉરન જેવી સ્થિતિમાં આવે છે. રંગરાગનાં આ ભકતો સુખી જીવનનાં ખંડેર જેવાં છે, પત્ની અને માતા થઇ તેઓ સુખી થઇ શક્યાં હોત. રંગભૂમિમાં જેટલી સ્ત્રીઓની જીંદગીનો વિનાશ થાય તેટલી સ્ત્રીઓ નિરર્થક ગયેલા સ્ત્રીત્વની નિશાની રૂપ છે. એમનું સૌંદર્ય, એમનો આનંદ, એમના શુષ્ક થઇ ગએલા સદ્‌ગુણો એ સર્વ ઘરના આશ્રયમાં ખીલી શકયાં હોત અને એનાં ફળરૂપ એમનાં બાળક થાત. રંગભૂમિમાં થતાં અપમાન, જબરજસ્તી, અને આત્માનો વિનાશ એના કરતાં તો નિર્દયમાં નિર્દય પતિની ક્રૂરતા પણ સારી.

(૪) **વેશ્યાઓનો ગુલામી વેપાર**—મોજશોખ અને સ્વતંત્રતા માટે અતિશય લાલસા હોવાથી સ્ત્રીઓને વેશ્યાવૃત્તિની જાળમાં પકડવાનો ધંધો કરનારને બહુ સુગમતા પડે છે. છેલ્લાં વીસ વર્ષથી જનસમાજને ધીમે ધીમે ખબર પડતી જાય છે કે વિમાર્ગે ગયેલાં હોશિયાર સ્ત્રીપુરૂષો વેશ્યાઓના બજારમાં નવી ભરતી કરવા માટે કેવી કેવી યુક્તિઓ કરે છે. જે દુઃખી જીવનમાં અંતે દુઃખી થઇને અકાળે મૃત્યુશરણ થવાનું સરજેલું હોય તે રાજીખુશીથી સ્વીકારવા કોઇકજ સ્ત્રી તૈયાર થાય. તેથી નોકરીની ખોટી જાહેરખબરો આપી દૂર દૂરથી સ્ત્રીઓને એકઠી કરે છે. ગામડામાં વસતી અજ્ઞાન કન્યાઓ આને ખરી જાહેરખબર સમજે છે અને ખૂબ આનંદથી માબાપનું રક્ષણ છોડી આ કુશળતાથી ગોઠવેલી જાળમાં સપડાય છે. એક વખત કપટ અને જુલમને પરિણામે તે કન્યા ભ્રષ્ટ થઇ કે એને પકડનારની બેડીમાં તેનો આત્મા જકડાઇ જાય છે. અને અધઃપતન વધારેને વધારે થતું જાય છે. પુરૂષની અતિ નિર્દય પશુવૃત્તિની વેદી ઉપર એનું ખીલતું યૌવન હોમાય છે અને બળીને ભસ્મ થઈ જાય છે. પોતાની મરજી ઉપરાંત એ

અસ્પૃશ્ય બને છે. માની લીધેલા આનંદમાં એનું દુ:ખી જીવન કરમાઇ જાય છે. અર્વાચીન બૅબીલોન આ પ્રમાણે કાયમ ચાલ્યાજ કરે છે. પોલીસ ખાતાનો સડો અને રાજકર્તાઓની બેદરકારીને લીધે સ્ત્રીઓની નિર્દોષતાનો ભોગ અપાય છે. આ પાપાચાર એટલો બધો વધી ગયો છે કે યુરોપની સંસ્કૃતિના બધા ગર્વ ઉપર કાળા વાદળા પેઠે લટકે છે. વેશ્યાઓના ગુલામી વેપારમાં દયાનું અસ્તિત્વજ નથી, ઉદારતા કોઇ જાણતુંજ નથી. માત્ર પૈસાની પૂજા થાય છે. અને જે સ્ત્રીઓ પોતાનાં શરીર વેચીને પૈસા કમાઇ આપે છે તેમને ભાગે તો એ કમાઇનો બહુ થોડો ભાગ આવે છે. એમને પકડનાર નિષ્ઠુર માણસોનાંજ ગજવાં ભરાય છે. આ વેપાર ઝેરી નાગની પેઠે જનસમાજની આસપાસ વીંટાઇ ગયો છે અને એને લીધે યૌવન અને સૌંદર્ય એ ભયજનક વસ્તુઓ થઇ પડી છે. પોતાની પુત્રીઓ નોકરી કે સ્વતંત્રતાની શોધમાં ગમે ત્યાં રખડે તે જે માબાપ યોગ્ય ધારતાં હોય તેમણે કન્યાઓ કેટલું જોખમ ખેડે છે તેનો વિચાર કરવો જોઇએ, અને કન્યાઓના રખડવાથી છેવટે જનસમાજને કેટલું નુકસાન થાય છે તે પણ વિચારવું જોઇએ.

(૫) **અજ્ઞાન**—દુર્ભાગ્યે ઘણી વાર એવું બને છે કે કન્યાઓને બ્હાર ફરવાની પૂરી છૂટ હોય છતાં લિંગભેદશાસ્ત્રથી તેમને તદ્દન અજ્ઞાન રાખવામાં આવી હોય. નાદાન વયમાં લાગણીઓ તીવ્ર હોય છે અને મદન એટલું બળ કરે છે કે આવું અજ્ઞાન શાપરૂપ થઇ પડે છે. ઉત્સાહી, પારકાંમાં વિશ્વાસ રાખનારી કન્યા જો આવી અજ્ઞાન હોય તો પ્રેમનો ડોળ કરતા દુષ્ટ પુરૂષોના પંજામાં બહુ સહેલાઇથી ફસાય છે. સ્ત્રીની સ્વાભાવિક પ્રેરણાશક્તિનાં વખાણ બહુ કરવામાં આવે છે પણ એના જીવનના કટોકટીના પ્રસંગે એ પ્રેરણાશક્તિ ક્યાં જતી રહે છે તે કોણ જાણે! ટાપટીપ કરી ફરતા પુરૂષોનો ભોગ તો સ્ત્રી સહેલાઇથી થઇ પડે છે. શોભીતાં વસ્ત્રોથી મોહક દેખાતા તથા ગૃહસ્થાઇનો ડોળ કરતા પુરૂષોથી સ્ત્રી એટલી અંજાઇ જાય છે

કે એની પ્રેરણાબુદ્ધિ ઉડી જાય છે. આશક પુરૂષ મીઠી જીભે એનાં જે વખાણ કરે તે બધાં તદ્દન ખરાં માને છે. મનુષ્ય જાતિનું બારીકીથી નિરીક્ષણ કરનાર માદામ દ સ્તાએલનું મનનીય વચન પ્રખ્યાત છે કે "પ્રેમ એ સ્ત્રીના જીવનનો સમસ્ત ઇતિહાસ છે; પુરૂષના જીવનમાં તો એ એક સાધારણ બનાવ છે." ઘણી થોડી સ્ત્રીઓને આની ખબર હોય છે. અનુભવી આશકના વિશ્વાસને આધારે એમની પવિત્રતા રહે છે. સ્ત્રીઓના જીવનની અનેક કરૂણકથાઓનું મૂળ આમાંજ છે. કવિઓ, નવલકથાકાર અને નાટકના લેખકોને આમાંથી પોતાના વિષયનું વસ્તુ હંમેશાં મળ્યા કરે છે. ગોઇટેની નાયિકા ગ્રેટચેન, ડિકન્સની એમિલી, જ્યૉર્જ ઇલિયટની હેટી સૉરેલ એ બધી ખરી કરૂણરસ કથાઓના નમુના માત્ર જ છે. પોતાનું જીવન ગુલાબ જેવું મધુર કરવાની આશા જે સ્ત્રીઓ રાખતી હોય છે તેમને માત્ર એના કાંટાજ વાગ્યા છે. પરણેલો પતિ નહિ અને છતાં હાથમાં બાળક એવી સ્થિતિ જોઇ ખબર પડે છે કે માતૃત્વનો કેવો ભોગ અપાય છે. સ્ત્રીને આવો મહાન્ અન્યાય થવાથી એ વેશ્યાઓના ટોળામાં ભળે છે અને એનો મૃદુ પ્રેમ પુરૂષો પ્રત્યેના અત્યંત ધિક્કારનું સ્વરૂપ લે છે. વેર લેવાના ઝનુનથી ગાંડી થઇ જઇ એ જનસમાજને ત્રાસ આપે છે, ગુપ્ત વ્યાધિઓ વધારે છે તથા અજાણપણે અનેક નિર્દોષ જીવોના દુઃખની કારણભૂત બને છે. પાપના બીજમાંથી સંકટોનું વૃક્ષ ઉગે છે પુરૂષ તો છુટો રહીને મહાલે છે અને સ્ત્રીનો ભોગ અપાય છે. જો સ્ત્રીઓ એટલુંજ જાણતી હોય કે છેલબટાઉ થઇ ફરતા પુરૂષો તે પોતે ધારે છે એવા વીરો નથી, જો એટલુંજ જાણતી એક વખત કરેલી ભૂલનાં કેટલાં અનેક અનિષ્ટ પરિણામો થાય છે, તો સમાજની કેટલી કરૂણરસિક કથાઓ અટકી હોત? પ્રેમથી ઉભરાતાં કેટલાં પાત્ર ખુન્નસ, વેરનાં પાત્ર બનતાં અટકી શકત? મિ. ટૉમસ હાર્ડીની વાર્તાની નાયિકા, અવિવાહિત છતાં માતા થવાની તૈયારીમાં હોનાર ટેસ પેઠે કેટલીએ સ્ત્રીઓને દુઃખથી પોકાર કરવો પડયો હશે કે "ઓ મા! મારી મા! હું આવું કયાંથી

જાણતી હોઉં? ચાર મહિના ઉપર હું આ ઘર છોડીને ગઇ ત્યારે તો માત્ર બાળક હતી. પુરૂષો પાસે જવામાં કેટલો ભય છે તે તેં મને કેમ કહ્યું નહિ? મને ચેતવણી કેમ ન આપી? મોટા ઘરની સ્ત્રીઓ તો શેનાથી ચેતતા રહેવું તે જાણે કેમકે એ લોકો નવલકથાઓ વાંચે તેમાં આવાં આવાં કારસ્થાન વિષે લખેલું હોય. પણ એવી રીતે શીખવાનો પણ મને તો લાભ મળ્યો નહતો તેમ તેં પણ મને કાંઇ કહ્યું નહિ."

(૬) ઉપર દર્શાવેલાં બધાં કારણોનું નિવારણ થઇ શકે તેમ છે. એમાંનું કોઇ એવું નથી કે જે વેશ્યાવૃત્તિથી છુટું ન પાડી શકાય. માત્ર સાધારણ ડહાપણ તથા અગમચેતી વાપરવાથી, સ્હેજ દયા બતાવવાથી અને બીજાના હક ધ્યાનમાં રાખવાથી વેશ્યાવૃત્તિ રૂપી મહાન્ પાપાચાર સહેલાઇથી દૂર કરી શકાય. આમાં માત્ર એક અપવાદ છે. કેટલાક પુરૂષોની પેઠે કેટલીક સ્ત્રીઓ પણ જન્મથીજ એવી ભ્રષ્ટ વાસના વાળી હોય છે કે તેમને પવિત્રતા કે મિતાચાર શું તે ખબરજ નથી હોતી. લિંગભેદશાસ્ત્રનાં પુસ્તકોમાં આવી આવી હકીકતનાં પાને પાનાં ભરેલાં હોય છે, અને એમ સિદ્ધ કરે છે કે નજીકના ભવિષ્યમાં વેશ્યાવૃત્તિ નિમૂંળ કરવાનું અશકય છે. માત્ર એકજ રસ્તો છે. મનુષ્યો વધારે વિચારશીલ બને અને મિરાબોની શીખામણ અક્ષરે અક્ષર સ્વીકારે. મિરાબોને કોઇએ પૂછ્યું કે "કેટલી ઉંમરે માણસની કેળવણી શરૂ કરવી તમે યોગ્ય ધારો છો?" તેણે જવાબ દીધો કે "તેના જન્મ પહેલાં વીસ વર્ષ અગાઉથીજ તેની માતાને કેળવણી આપવાની શરૂ કરૂં." અથવા ઑલિવર વેન્ડેલ હોમ્સની શીખામણ પ્રમાણે ચાલે કે "જો કોઇ માણસને સુધારવો હોય તો તેના દાદાથી શરૂઆત કરવી." અતિશય કામવાસના ધરાવતાં મનુષ્યોના સંબંધમાં માબાપના લોહીમાં ઉતરતા ગુણ એજ મુખ્ય કારણ છે એમાં કાંઇજ શક નથી. પહેલાં કહ્યું તેમ આવાં મનુષ્યો તરફ નકામી દયા બીલકુલ ન બતાવવી જોઇએ. દઢતા વાપરી એમનાં

શરીર નિરૂપયોગી બનાવવાં જોઇએ. આથી ભવિષ્યની પ્રજા પશુ-વૃત્તિનાં દૃષ્ટાંતો જોવામાંથી બચી જશે. આધુનિક જગતમાં વેશ્યાવૃત્તિએ અનેક ભોગ લીધા છે. એનો વિનાશ થાય ત્યાં સુધી એની સામે યુદ્ધ કરવાનું છે અને જેમ વહેલું એ યુદ્ધ શરૂ થાય તેમ લાભ છે.

(૭) વેશ્યાઓની સંખ્યા વધવાનું બીજું પણ એક વિચિત્ર કારણ આપવામાં આવે છે. આ કારણ એ કે સ્ત્રીપુરૂષની સંખ્યા સરખી નથી અને પુરૂષ કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે છે. કેટલાક એમ દલીલ કરે છે કે જે દેશોમાં એકપત્નીવ્રતનો કાયદો સખત હોય ત્યાં કેટલીક સ્ત્રીઓ એવી હોવાની જ કે જેમને પતિ ન મળી શકે અને તેથી પોતાના કામવિકારની તૃપ્તિ માટે વેશ્યાવૃત્તિ સ્વીકારે. આ દલીલ માત્ર પશ્ચિમ યુરોપને અને ખાસ કરીને ઇંગ્લંડનેજ લાગુ પડે છે. કારણ કે પશ્ચિમ યુરોપમાંજ પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા ઘણી વધારે છે. "યુરોપના અગ્નિ ખૂણામાં તેઓ (સ્ત્રીઓ)ની સંખ્યા બહુજ ઓછી છે. અને બાલ્કન રાજ્યોમાંનાં કેટલાંકમાં તો લગભગ હિંદુસ્તાન જેટલું ઓછું પ્રમાણ છે."* યુનાઇટેડ સ્ટેટસ, કૅનેડા, ન્યુઝીલેંડ, અને ઑસ્ટ્રેલીઆના ઘણા વિભાગમાં પણ આવી જ સ્થિતિ છે. છતાં આ બધા નવા દેશોમાં અને ખાસ કરીને યુના-ઇટેડ સ્ટેટસમાં પશ્ચિમ યુરોપના બધા દેશો જેટલો જ આ અનાચાર વ્યાપેલો છે. આથી સ્પષ્ટ લાગે છે કે સ્ત્રીઓની સંખ્યા પુરૂષો કરતાં વધારે હોય તે કાંઇ વેશ્યાવૃત્તિ વધવાનું ખરૂં કારણ નથી. ઇંગ્લંડના સંબંધમાં પણ જોઇશું તો જણાશે કે સ્ત્રીપુરૂષની સંખ્યાની અસમા-નતા આપણને ખોટો ખ્યાલ આપે છે. લગ્ન કરવા લાયક ઉમ્મરનાં સ્ત્રીપુરૂષોમાં પણ જે લગ્ન કરવા માટે યોગ્ય શરીરવાળાં હોય તેનેજ ગણી શકાય. વળી સ્ત્રીઓની સંખ્યા વધારે હોવાનું કારણ પણ દેખી-તુંજ છે. સ્ત્રીઓ કરતાં પુરૂષો ઘણી જ વધારે સંખ્યામાં પરદેશ જઇ વસે છે. આથી કૅનેડા ઈત્યાદિ સંસ્થાનોમાં પુરૂષોની સંખ્યા

* ઈ. સ. ૧૯૧૧ નો વસ્તીપત્રકનો રીપોર્ટ પૃ. ૨૦૯.

સ્ત્રીઓ કરતાં બહુ વધારે છે અને એ પુરૂષો લગ્ન કરવા આતુર પણ બહુ હોય છે. આથી પશ્ચિમ યુરોપની જે સ્ત્રીઓ કામવાસનાથી વેશ્યાવૃત્તિ ગ્રહણ કરે છે એમ કહેવાય છે તે જો પોતાનો દેશ છોડી પરદેશ જાય તો એમને પરણનાર ઘણા મળે અને રખડતી જીંદગીનાં દુઃખ ભોગવવાં તે કરતાં પરદેશ વેઠવો સારો એતો બધાંજ કબુલ કરશે. કુદરતે ડહાપણ વાપરી સ્ત્રીપુરૂષની સંખ્યા જગત્‌માં સરખી જ ઉત્પન્ન કરી છે. માત્ર માણસો જ્યારે લગ્નની આસપાસ કૃત્રિમ બંધનો–હિંદુસ્તાનની જ્ઞાતિ, પેટાજ્ઞાતિ જેવાં નાખે છે ત્યારેજ સંખ્યાની અસમાનતાનો પ્રશ્ન આવી પડે છે. " જો કે જન્મ પહેલાં બાળકની જાતિ ( નર કે નારી ) શાથી બને છે તે હજી કોઇ જાણતું નથી, છતાં એટલું તો જાણીતું જ છે કે છોકરા તથા છોકરીઓના જન્મનું પ્રમાણ જુદે જુદે વખતે જુદું જુદું હોય છે. ઈંગ્લંડમાં પચાસ વર્ષમાં એક હજારે ૧૫ અને ફ્રાંસમાં સો વર્ષમાં એક હઝારે ૨૬ વધ્યું હતું. હાલના લિંગભેદશાસ્ત્રના સૌથી પ્રખ્યાત લેખકોમાંના એક, સી. ડુસીંગે આ જુદાં જુદાં પ્રમાણ તપાસ્યાં છે, અને એવો મત બાંધ્યો છે કે આ પ્રમાણ પોતાની મેળેજ નિયમમાં રહે છે. કાંઈ મોટા ફેરફાર થાય તો પણ પોતાની મેળેજ પાછું નિયમસર થઇ જાય છે. "*

વેશ્યાવૃત્તિનાં પરિણામ વિષે કહેતાં એકજ શબ્દ બોલવાનું મન થાય છે–"સાવધાનતા". આ ગુલામગિરીનો ભોગ થએલી સ્ત્રીઓની કરૂણકથા એમના મુખ ઉપરજ સ્પષ્ટ લખેલી હોય છે. એમના જીવનના સમસ્ત ઇતિહાસનું ચિત્ર ત્યાં દોરેલું હોય છે. સમાજસેવકો તથા એમનામાં રસ લેનાર બીજાં જે એમને સારી રીતે ઓળખે છે તેઓ કહે છે કે સમાજે બહિષ્કાર કરેલી આ સ્ત્રીઓના હૃદયમાં હજી પણ બાલ્યાવસ્થાની નિર્દોષતાનાં ચિહ્ન તથા સ્ત્રીહૃદયનો ઉત્સાહ કાંઇક જોવામાં આવે છે. એમના પોતાના ગ્રાહકો જ એમને ઓળખતા

* ઇ. સ. ૧૯૧૧ નો હિંદુસ્તાનનો વસ્તીપત્રકનો રીપોર્ટ પૃ. ૨૧૨.

હોય એમ ખુલ્લી રીતે દેખાડતા નથી તો પછી સહાયતા તો કરેજ ક્યાંથી ? આત્મા વિનાનાં નિર્જીવ સાધન પેઠે એમનો ઉપયોગ થાય છે. એમનાં પોતાનાં માબાપ જ એમનો તિરસ્કાર કરે છે. તેઓ જાણે રગતપીતીયાં હોય તેમ એમનાં સગાં ભાઈબ્હેનો જ એમનાથી દૂર ન્હાસે છે. સેંકડો પુરૂષો એમનો ઉપભોગ કરે છે પણ એક પણ એમના ઉપર પ્રેમ રાખતો નથી. વિકારની એક નાની જ્વાળા પ્રગટ થાય છે, ક્ષણિક આનંદ મળે છે, સૌંદર્ય એક ક્ષણ પ્રકાશે છે–બસ, પછી બધું ભસ્મવસાત્ થઈ જાય છે.

પરંતુ સૌંદર્યનો વિનાશ, અકાળ વૃદ્ધાવસ્થા, તથા અકાળ મરણ એ તો એમના જીવનનાં સૌથી ઓછાં દુઃખ છે. નૈતિકબળનો જે નાશ થાય છે તેનું માપ થઇ શકે તેમ નથી. એક વેશ્યા એટલે જગત્માંથી એક કુટુંબ ઓછું એમ સમજવાનું. અને વળી એ બીજાના કુટુંબસુખનો ઉચ્છેદ કરનારી પણ છે. પરંતુ જે જમાનામાં "સ્વતંત્રતા" સિવાય બીજું કશુંજ પવિત્ર ગણાતું નથી, જ્યાં લગ્ન અને કુટુંબને નડતરરૂપ ગણી કાઢી નાખવાની ચળવળ ચાલે છે, જ્યાં સ્ત્રીઓના શીલની કિંમત નથી, ત્યાં એ બધાં કારણોસર વેશ્યાવૃત્તિ દૂર કરવાની દલીલો નકામી છે. પરંતુ જે પુરૂષો અંતરાત્માની દરકાર કરતા નથી, બીજાના હકની પરવા રાખતા નથી, સ્ત્રીઓને કુતરા કરતાં પણ નપાટ ગણી તેમની સાથે વર્તે છે તેઓ પણ, પોતાના અનીતિમાન જીવનથી પડતાં શારીરિક દુઃખ તો સમજી શકે તેમ છે. કુદરત શિક્ષા કરવામાં જબરી છે. પોતાના કાયદા ભંગ કરનારને કેવી શિક્ષા કરવી તે બરાબર જાણે છે. પોતાની સામે બંડ ઉઠાવનારને શિક્ષા કરવા એણે ગુપ્ત રોગો ઉત્પન્ન કર્યાં છે એ નીતિશાસ્ત્રનું દષ્ટાંત છે. પરંતુ એ એટલા ચેપી છે કે નિર્દોષ માણસો પણ એનાં ભોગ થઇ પડે છે. પત્ની, બાળકો, નર્સો કે મિત્રો સર્વ કોઈ એનો ભોગ થઇ શકે છે. આવા રોગોનાં પરિણામ ભયંકર છે. વેશ્યાઓની સંખ્યા મોટી છે, અને એથીએ મોટી સંખ્યા

વ્યભિચારી પતિઓ, અનુભવ લેવા ઘેલા થએલા વિદ્યાર્થીઓ, તથા કુંવારા હોવાનો ડોળ કરતા પુરૂષો એ સર્વની છે. આ બધાના પ્રમાણમાંજ ગુપ્ત રોગો વ્યાપેલા છે. અને તેથી એ રોગોનો ભોગ થએલાની સંખ્યા અત્યંત વિશાળ છે એમ કહી શકાય. આ અનાચાર એટલો બધો વધી ગયો છે કે ઈંગ્લંડમાં ગુપ્ત રોગો માટે એક રૉયલ કમિશન નીમવાની જરૂર પડી હતી. ભૂલનો ભોગ થતાં મનુષ્યો માટે આ કમિશનનો રીપૉર્ટ ચિરકાળ સુધી ચેતવણી રૂપ રહેશે. ઈબ્સનની હિંમતભરી કૃતિ 'Ghosts' (ભૂત) બ્રીએનું "Damaged Goods" (નુકસાની માલ) તથા મિ. બર્નાડ શૉનું Mrs. Warren's Profession (મિસિસ વૉરનનો ધંધો) એ સર્વ નાટકોએ આ વિષયમાં પ્રજાને જાગ્રત કરી છે અને લોકમત કેળવ્યો છે. રૉયલ કમિશનના રીપૉર્ટમાંથી થોડા ઉતારા કરવાથી જણાશે કે ગુપ્ત રોગો મનુષ્યજાતિનો કેવો સંહાર કરી રહ્યા છે.

" સર વિલિયમ ઑસલર ધારે છે કે પ્રાણઘાતક રોગોમાં ચાંદીના (Syphillis)ના રોગનો નંબર ત્રીજો કે ચોથો આવે છે. ......અમને જે માહિતી મળી છે તે ઉપરથી અમે એવી ગણુતરી કરી છે કે ચાંદીના રોગનો ભોગ થનાર માણસો મોટાં શહેરોમાં આખી વસ્તીના દસ ટકા જેટલાં છે. કોઇને રોગ સહજ હોય છે અને કોઇને ચેપ લાગવાથી થાય છે. અને પ્રમેહનો રોગ લાગુ પડયો હોય એવાંની સંખ્યા તો આથી એ બહુ વધારે છે. "+

" જે બાળકોને આવા રોગોને લીધે આંખનાં દરદ લાગુ પડે છે તેમનો ચેપ માતાને ઉડે, બાળક સંભાળનાર દાસીને ઉડે કે બીજાં બાળકોને પણ ઉડે. દરદીએ વાપરેલો ટુવાલ બીજાં વાપરે તેથી પણ ચેપ લાગી શકે છે. આ પ્રમાણે ચેપથી રોગ ખૂબ ફેલાય છે. અને જુબાનીમાં એમ જણાવ્યું છે કે વીએનાની તજી દીધેલાં બાળકોની એક હૉસ્પિટલમાં એકજ વર્ષમાં આ કારણને લીધે પંદર

---

* પૃ. ૨૩, ફકરો ૬૮.

નર્સોની એક એક આંખ ગઈ. "×

કમિશન એવી ભલામણ કરે છે કે સૂચનાઓનું એક કાર્ડ વ્હેંચવું જોઇએ જેની અંદર બીજા સાથે નીચેની ચેતવણી પણ લખવી જોઇએ:

" ચેપ ઉડે એવી સ્થિતિ ઘણાં વર્ષ સુધી રહે છે. સ્ત્રીપુરૂષના સમાગમથી, ચુંબનથી, અથવા રોગીએ વાપરેલાં ખાવાપીવાનાં વાસણ કે ચલમો ઇત્યાદિ વાપરવાથી ચેપ લાગી શકે છે. અને જેને પણ ચાંદીનો રોગ લાગુ પડેલો હોય કે પહેલાં થઇ ગયો હોય તેણે દાક્તરની પરવાનગી સિવાય. કદિપણ લગ્ન કરવું નહિ. નહિ તો પત્ની અને બાળકોને રોગ લાગુ પડવાનો ભય છે. "*

આ રોગ આવો છે અને તેનાં ભયંકર પરિણામ પણ આવાં છે. આપણે ગંભીરતાથી એનો વિચાર કરીએ ત્યારે બહુજ આશ્ચર્ય લાગે છે કે કોઇ પણ માણુસ પોતાના આરોગ્ય તેમજ નિર્દોષ પત્ની અને બાળકોના આરોગ્યને ભોગે માત્રક્ષણિક આનંદ આપનારી લાલચને શા માટે વશ થાય. અને એથી એ વધારે આશ્ચર્યકારક તો એ છે કે જ્ઞાની અને અનુભવી હોવા છતાં કોઇ પણ દાક્તર પોતનાં દરદીઓને પરણ્યા પહેલાં સ્ત્રીસમાગમ કરવાની હાથે કરીને સલાહ આપે. પણ દુર્ભાગ્યે આવા દાક્તરો પણ વસે છે.† આવા રોગોનાં પ્રત્યક્ષ પરિ-

---

× પૃ. ૩૧, ફકરો ૯૬ * એજન પૃ. ૪૦, ફકરો ૧૨૧.

† જુઓ The Krentzer Senata માં ટૉલ્સ્ટૉયે દાક્તરો ઉપર જે સખત દોષારોપણ કર્યું છે તે. " આ પ્રમાણે, મેં મારા વડીલો જેમના અભિપ્રાય હું કિંમતી ગણતો તેમની પાસેથી કદિ એમ સાંભળ્યું નહતું કે આ (વ્યભિચાર) ખરાબ કહેવાય. એથી ઉલટું મને જેમને માટે માન હતું એવા લોકો પાસેથી પણ સાંભળ્યું હતું કે એ તો ફાયદાકારક છે. મારાં દુઃખ એમ કર્યાથી મટી જશે એમ મેં સાંભળ્યું હતું અને વાંચ્યું હતું. વડીલો એમ કહેતાં કે શરીર સુધારવા માટે એ સારૂં છે. અને મારા મિત્રો કહેતા કે એમ કરવું તે બહુ સદ્દગુણી અને હિમ્મતભર્યું ગણાય. આ પ્રમાણે એમાં લાભ સિવાય કાંઈજ મેં જોયું નહિ. રોગનો ભય? તેની પણ કલ્પના તો

ણામ ભયંકર છે તો એ માત્ર એટલાંજ પરિણામ નથી. કેટલાંએ નિર્દોષ બાળકો પિતાના પ્રમેહને લીધે આંધળાં જન્મે છે, કેટલીએ નિર્દોષ પત્નીઓ આજન્મરોગી અને વંધ્યા થઇ જાય છે. વળી જાપાનના પ્રખ્યાત નોગુચિએ શોધ કરી છે કે ચાંદીના રોગો અને લકવાને પણ કાંઇક સંબંધ છે. વળી એ રોગ વધારે વ્યાપેલો હોય ત્યાં જડબુદ્ધિ પણ થાય છે. અને ઘણા માણસોને જડબુદ્ધિવાળાં છોકરાં હોય છે એ જાણીતું છે. આવી ભયંકર હકીકતનું જ્ઞાન સર્વત્ર ખૂબ ફેલાવવું જોઇએ. મૂર્ખ લોકો ભલે મર્યાદા અને નિર્દોષતાની હાનિ થવાના પોકાર ઉઠાવે. નિર્દોષતાનો તો ખોટો લાભ લેવાય છે અને મર્યાદા તો નામની જ છે. સામાજિક આરોગ્યના કામમાં પહેલું પગથીયું એ છે કે આ હકીકતનું સૂક્ષ્મ જ્ઞાન આપવું. બીજું પગથીયું એ કે એવા રોગવાળા રોગીઓની સારવાર જેટલી બને એટલી વિશાળ અને ફરજીયાત કરવી. ત્રીજું એ કે એવાં રોગી પરણે તો કાયદેસર ગુન્હો ગણવો. ચોથું અને સૌથી વધારે અગત્યનું તે વેશ્યાવૃત્તિને જડમૂળથી ઉખેડી નાખવી. એ વિષય સહેજસાજ છેડવો એ તો તદ્દન નકામું છે. કારણ કે એથી એવી ખોટી માન્યતા ઉત્પન્ન થાય છે કે જોઇએ તેટલું કામ એ દિશામાં થાય છે. વેશ્યાઓને લાઇસન્સ આપવાં અને વારંવાર

---

કરાઇ હતી. સરકાર માબાપ એની સંભાળ રાખે છે. વેશ્યાઓનાં ઘરમાં બનતા બનાવોની એ બારીક તપાસ રાખે છે અને કસરતી માણસો માટે વ્યભિચારની સલામતી જાળવે છે. દાક્તરો બાંધેલો પગાર લઈ એની સંભાળ રાખે છે, એમજ હોવું જોઇએ. તબીયત સાચવવા માટે વ્યભિચાર જરૂરનો છે એમ તેઓ દૃઢતાથી કહે છે. અને નિયમિત અને ચોક્કસ વ્યભિચારની એ લોકો ગોઠવણ કરી આપે છે. કેટલીક માતાઓ પણ હું એવી જાણું છું કે જે આ રીતે પોતાના પુત્રો પાસે તેમની તબીયતની સંભાળ રખાવે છે. અને વિજ્ઞાન તેમને વેશ્યાઓને ઘેર મોકલે છે."

મેં પૂછ્યું "વિજ્ઞાન કેવી રીતે મોકલે છે?"

"દાક્તરો કોણ છે? વિજ્ઞાનના પૂજારીઓ. શરીર સંભાળ માટે જરૂર છે એમ કહી યુવાનોને વ્યભિચારના ખાડામાં કોણ ધકેલે છે? એ લોકોજ."

તેમની તપાસ રાખવી એ રીત યુરોપમાં (ઇગ્લંડ સિવાય) બહુ માનીતી છે. પણ ડૉ. સ્કોટ કહે છે તેમ એ તદ્દન ભાગી પડી છે. દર અઠવાડિયે તપાસ થાય પણ તપાસ થયા પછી એક કલાકમાં સ્રીને રોગ લાગુ પડે અને બીજા અઠવાડિયાની તપાસ થતા પહેલાં તો ઘણાં તંદુરસ્ત પુરૂષોને એ રોગનો ચેપ લાગે અને એ પણ પાછા રોગ ફેલાવે. વેશ્યાવૃત્તિ પેઠે ગમે તેમ સંયોગ થાય, જ્યાં પૈસા મેળવવા એ એકજ હેતુ હોય, અને ઘરાકોને આડાઅવળા સવાલ બીલકુલ ન પૂછાય ત્યાં ચેપનો ભય ઘણોજ હોવોજ જોઇએ. આ પ્રશ્નના સંબંધમાં ડૉ. હેવર્નિથે રોયલ કમિશન સમક્ષ પોતાની જુબાનીમાં કહ્યું હતું કે "બ્રસેલ્સની પહેલી પરિષદ્‌માં આ પ્રશ્ન બારીકીથી તપાસવામાં તથા ચર્ચવામાં આવ્યો હતો. અને બીજી પરિષદ્‌માં પણ થોડો ઘણો ચર્ચાયો હતો. અંતે સર્વનો મત એવો થયો હતો કે એ સંબંધમાં હાલ ચાલે છે તેવી નિયમ કરવાની પ્રથાથી ઘણા ખરા દેશોમાં ભૂલાવો ખવડાવનારાં જ પરિણામ આવ્યાં છે.* ડૉ સ્કોટ પણ આવા નિયમો કરવાની સામે સખત વિરૂદ્ધતા દર્શાવે છે. કારણ કે એથી સલામતીની ખોટી માન્યતા બંધાય છે. અને તેથી એમાં ન પડેલા તથા પવિત્ર માણસો પણ દૂષિત થાય છે. "આવા નાસ્તિક, ખ્રિસ્તી ધર્મના વિરોધિઓ જે પોતાના જમાના કરતાં અરાઢ સદી પાછળ છે તેમની યુક્તિઓ કરતાં તો અનેક પત્નીનો રીવાજ અને મુસલમાનોનાં જનાનખાનાંએ સારાં."+

પ્રમેહના રોગના ચેપથી સ્રીઓને વંધ્યત્વ અને બાળકોને અંધતા પ્રાપ્ત થાય છે. તથા ચાંદીના રોગના ચેપથી ચિત્તભ્રમ અને લકવો થાય છે. તેમજ એ બન્ને રોગથી શરીર એટલું નબળું થાય છે કે બીજા અનેક રોગનો ભોગ થઇ પડે છે. આ સર્વનો વિચાર કરતાં લાગે છે કે એ રોગો કેવળ તિરસ્કારને પાત્ર છે. મનુષ્ય જાતિની

* જુબનીઓનો રીપોર્ટ. પૃ. ૮૦.

+ The Sexual Instinct પૃ. ૨૨૦.

ઉન્નતિ નહિ તો માત્ર સંખ્યાનો વિચાર કરીએ તો પણ એને નિર્મૂળ કરવા જોઇએ. ઉદ્દામમાં ઉદ્દામ સ્ત્રીસ્વાતંત્ર્યવાદી પણ કબૂલ કરશે કે કુદરતનો આવો કોપ વ્હોરી લઇને ઉન્નતિ કરવાની નથી. "નિરંકુશ પ્રેમ" (Free Love) એટલે લગ્નનું બંધન સ્વીકાર્યા સિવાયજ પ્રેમ કરવાની પદ્ધતિ વિષેની સર્વ માન્યતાઓનો આ કુદરતનો કોપ તે મોટો શત્રુ છે. નિરંકુશ પ્રેમ મોટે ભાગે પશુજીવનમાંજ પરિણમે છે. લગ્નનાં બંધન અને શિષ્ટાચારને ઉતારી પાડતા પહેલાં એટલો વિચાર કરવો જોઇએ કે ગમે તેટલા દોષો હોવા છતાં અવ્યવસ્થિત સંબંધો ઉપર એ અંકુશ મૂકે છેજ.

ગયા પ્રકરણમાં આપણે જોયું તેમ સ્વાતંત્ર્યના ખોટા ખ્યાલોને લીધે લગ્નનું બંધન એ એક જીવનની પાંખો કાપી નાખનારી સંકુચિત ભાવના ગણાય છે. અને એની સરખામણીમાં પરણ્યા સિવાય પ્રેમ કરવાની પદ્ધતિને ખરો પ્રેમ ઉત્પન્ન કરનારી કહી વખાણવામાં આવે છે. એમ પણ દલીલ કરવામાં આવે છે કે "આપણી સ્ત્રી પુત્રીઓનું શીલ જાળવવા માટે વેશ્યાવૃત્તિ એ એકજ રસ્તો છે; આપણાં ગૃહની એ બ્હારની દીવાલ છે. સખતમાં સખત આઘાતો એ ધંધો ઝીલે છે. મનુષ્ય જાતિના પગ આગળ એનાં જર્જરિત અવયવો પડે છે; પરંતુ આપણું ગૃહજીવન સાચવવા માટે એ ભોગ અપાય છે." જો આ બધું સત્ય હોય તો આપણા ગૃહજીવન માટે બહુ મોટો ભોગ અપાય છે, એમ કબુલ કરવાની કયું વજ્ર હૈયું ના કહેશે ? યૌવન, સૌંદર્ય અને અમુલ્ય આત્માઓનો આવો ક્રૂર ભોગ આપી ગૃહજીવનનું સુખ લેવા જેવું પણ નથી. લિંગભેદશાસ્ત્ર ઉપર લખનારા ઘણા ખરા લેખકોને આ પતિત સ્ત્રીઓ માટે દયાની લાગણી હોય છે. વજ્રહૃદયની, સુખચેનમાં રહેતી "સદ્‌ગુણી સ્ત્રીઓ" ઘણી વખત આ પતિત સ્ત્રીઓનો ભોગ લે છે. કારણ શોધવા બહુ દૂર જવું પડે તેમ નથી. આ પતિત કહેવાતી સ્ત્રીઓમાં પણ મૃદુતાનો, સ્નેહનો અંશ હોય છે. પવિત્રતા અને શીલને મનુષ્ય જાતિના શ્રેષ્ઠ સદ્‌ગુણો માનનાર

કોઈ પણ માણસની આંખમાં એમના અધઃપતનની શરૂઆત કેવી રીતે થઇ તે હકીકત સાંભળતાં આંસુ આવ્યા વિના રહે નહિ. દયાની લાગણીથી અથવા વેશ્યાવૃત્તિને લગ્નનો આવશ્યક વધારો ગણવાની માન્યતાને લીધે આપણે મૂળ વાત તરફ દુર્લક્ષ કરવું ન જોઇએ. એ મૂળ વાત તે વેશ્યાવૃત્તિના જીવનની કેવલ પાપમયતા. આ પાપમયતા એટલી બધી છે કે એને જડમૂળથી ઉખેડી નાખવી જોઇએ.

પ્રાચીન ગ્રીસની હેટેરાની પદ્ધતિ વિષે વિચાર કરવાથી આપણી લગ્નવ્યવસ્થાની નબળાઇનું ભાન થશે. આ નબળાઇને લીધેજ પુરૂષો વેશ્યાઓની પાછળ ભમે છે. પ્રાચીન સમયની હેટેરા તે હાલની વેશ્યા નહોતીજ. એથેન્સના પુરૂષો સાથે સ્વચ્છંદી વ્યવહાર રાખનાર એ એક અજાણી સ્ત્રી હતી. પુરૂષોને એની સાથે લગ્ન કરવાની કાયદેસર મનાઇ હતી. " એમાંની ઘણી સ્ત્રીઓ ઉચ્ચ ચારિત્ર્યવાળી, મિતાચારી, વિચારશીલ અને ખંતીલી હતી." એમના સૌંદર્યથી પુરૂષો આકર્ષાતા અને એમના બુદ્ધિકૌશલ્યને લીધે એમને વળગી રહેતા. મૅન્ટિનિઆની ડાઓટિમા તે સોક્રેટીસને પ્રેરણા કરનાર હતી. પ્રેમનું નિરૂપણ કરતો પ્લેટોનો અમર લેખ " સિંપોઝિયમ " તે એના વ્યક્તિત્વથી પ્રેરાયો છે. એથેન્સના મહા પુરૂષોમાં હેટેરા વિનાના કોઇકજ હતા. આમાં સૌથી મુખ્ય પેરિક્લિસ હતો. એની એસ્પેસિઆ પ્રખ્યાત છે. ઘણા સુવિખ્યાત પુરૂષો એ સ્ત્રીથી આકર્ષાયા હતા. એવા મહાપુરૂષો જગત્‌માં ફરી ભાગ્યેજ થયા હશે. મહાન્ સોક્રેટીસ, ફિડિઆસ અને ઍનેક્સેગોરાસ અને કદાચ સોફોક્લિસ તથા યુરિપાઇડિઝ પણ એની આગળ ભમતા. " ખરેખર મનુષ્ય જાતિના ઇતિહાસમાં કોઇ પણ સ્ત્રીનું દીવાનખાનું એના જેવું નહિ હોય. દુનિયાનો શ્રેષ્ઠ શિલ્પી, પ્રાચીન સમયનો સૌથી મહાન્ પુરૂષ, તત્ત્વવેત્તાઓ, કવિઓ, શિલ્પીઓ, ચિત્રકારો, રાજપુરૂષો, ઇતિહાસકારો એ સર્વ એના ઘરમાં મળીને પોતાને અનુકૂળ પડતા વિષયની ચર્ચા કરતા. આથીજ કદાચ એવી

માન્યતા ચાલી આવે છે કે સોક્રેટીસને તત્વજ્ઞાન અને રાજનીતિ તથા પેરિકિલસને વક્તૃત્વકળા એણેજ શીખવ્યાં હતાં. એની શક્તિ એવી હતી કે પુરૂષોને ઉત્તમ કાર્ય કરવાની પ્રેરણા કરતી. પુરૂષો પોતાનામાં જે કાંઇ ઉત્તમ હતું તેનો યશ એનેજ આપતા." પેરિકિલસ આવી બુદ્ધિશાળી સ્ત્રીનો પ્રેમ જીતવા ભાગ્યશાળી થયો હતો. જો કે એ બહુ સુંદર ન હતી. એથેન્સના અન્ય મહાપુરૂષોનાં નામ પણ અન્ય હેટેરા સાથે જોડાયલાં છે. પ્લેટો અને આર્કીઆનાસા, એરિસ્ટોટલ અને હર્પિલિસ, આઇસોક્રેટીસ અને મેટેનીરા, મીઆન્ડર અને ગ્લાઇસીરા, આ સર્વ બુદ્ધિબળમાં શ્રેષ્ઠ હતી. પણ સૌંદર્યમાં તો ફ્રાઇન અપૂર્વ હતી. એપેલેસે એનું ચિત્ર દોર્યું હતું. અને પ્રેકસાઇટલીસે એને ક્નીડીઅન એફ્રોડાઇટ તરીકે અમર કરી છે. એનું સૌંદર્ય હજીએ વખણાય છે. એનું મુખ જોઇ કલારસિકો પોતાની તૃષા તૃપ્ત કરે છે. પ્રાચીન ગ્રીસમાંથી બેજ પ્રકારની સ્ત્રીઓ ચિરંજીવ થઇ છે—એક તો સ્પાર્ટાની માતાઓ અને બીજી એથેન્સની હેટેરા. એથેન્સની ગૃહિણીઓ ઇતિહાસપટેથી લુપ્ત થઇ છે, અને જો સંભારવામાં આવે તો ઝેનટિપ જેવી કર્કશા તરીકે જ. અને હેટેરા તો એથેન્સના નાગરિકોના જીવનમાં મુખ્ય ભાગ ભજવતી હતી. આ વિલક્ષણતાનું કારણ શોધવું બહુ મુશ્કેલ નથી. એથેન્સની ગૃહિણીને શિક્ષણ લેવાનું ભાગ્ય પ્રાપ્ત થયું ન હતું. એ તો ઘરકુકડી જેવી હતી. માતા તથા ગૃહિણી તરીકેની ફરજો જેટલી બને તેટલી નીરસ કરવામાં આવી હતી. રસ્તામાં ચાલતાં બુરખો પણ તેને પહેરવો પડતો. બ્હારની દુનિયાથી તે તદ્દન અજાણી હતી. અને તેથી તે તદ્દન જડ અને અરસિક થઇ ગઇ હતી.× આનાથી કેવલ વિરૂદ્ધ ચિત્ર હેટેરાનું છે. એનું

---

× એથેન્સની ગૃહિણીનું આ વર્ણન હિંદની આધુનિક સ્ત્રીઓને અક્ષરશઃ લાગુ નથી પડતું ? અને તે છતાં સ્ત્રીએ તો માત્ર ગૃહિણી અને માતાનીજ ફરજો બજાવ્યા કરવી, બ્હારનું કામ કાંઇજ કરવું નહિ એમ પ્રો. વાડીયા તેમજ અનેક પુરૂષો આગ્રહથી કહે છે. આપણી સ્ત્રીઓને ઉત્સાહી,

સૌંદર્ય અને કુશાગ્ર બુદ્ધિને લીધે એને વિજય મળતો. કારણ કે અંતરથી સર્વ પુરૂષો બુદ્ધિશાળી સ્ત્રીઓના પૂજક હોય છે. મેરેડિથ કહે છે તેમ "બુદ્ધિયુક્ત સૌંદર્ય એક શક્તિ રૂપ છે." પરંતુ દુર્ભાગ્યે પુરૂષો બુદ્ધિશાળી સ્ત્રીઓના દાસ થઈ રહેવા તૈયાર હોય છે તોએ તેમના તરફ શંકાની દૃષ્ટિથી જુએ છે. તેથી જડ બુદ્ધિની સ્ત્રીને પરણીને પછી બુદ્ધિશાળી સ્ત્રી પાસે મોજ ખાતર જવાનું એ લોકો પસંદ કરે છે. પુરૂષ જાતિમાં આ કાંઇ એકલીજ વિચિત્ર અસંબદ્ધતા નથી. અને ઘણુંએ ગૃહજીવનની કરૂણકથાનું કારણ એથી સમજી શકાય તેમ છે. સુંદર પણ જડ બુદ્ધિની પત્ની ગૃહ શોભાવે છે પરંતુ બીજી સ્ત્રી જે એનાથી અડધી પણ સૌંદર્યવતી નથી તેની બુદ્ધિ અને આકર્ષકતાએ એના સ્વામીના હૃદયમાં સ્થાન લીધું હોય છે. આ ઘટના તદ્દન કૃત્રિમ છે. અને એને નિર્મૂળ કરવી જોઇએ. પરંતુ ચાલતા આવેલા ખ્યાલોને લીધે એ નિર્મૂળ કરવાનું મુશ્કેલ થઈ પડયું છે. આપણી સમક્ષજ ઘણીવાર લગ્નને દિવસેજ કરૂણકથાનાં છૂપાં મૂળ નંખાય છે. પુરૂષોએ જાણવું જોઇએ કે બુદ્ધિ અને પવિત્રતા પરસ્પર વિરોધી નથી. સ્ત્રીઓએ જાણવું જોઇએ કે બુદ્ધિને લીધે અનીતિમાન થવાનો હક મળતો નથી. પતંગીયા જેવા સ્વભાવમાં બુદ્ધિની સાર્થકતા આવી જતી નથી. પતંગીયા જેવી સ્ત્રી કાચની પેટીમાં ઘણી શોભી નીકળે. પરંતુ એના સ્પર્શ માત્રથી માનવસંસ્કૃતિની સર્વોત્તમ ઉન્નત સ્થિતિનો નાશ થાય છે. પત્ની પણ હેટેરા જેવીજ બુદ્ધિશાળી અને રસિક ન હોઇ શકે તેનું કાંઇજ કારણ નથી. એથેન્સના પ્રાચીન વતનીઓ સ્ત્રીના બે વર્ગ પાડતા—એક જડ અને બીજો બુદ્ધિશાળી. આમાંથી જડ વર્ગને બદલા તરીકે કાયદેસરની પદવી આપવામાં આવતી. પરંતુ વ્યવહારમાં

---

રસિક કરવી હોય તો બ્હારની દુનિયા સાથે તેમને સંબંધમાં લાવવી એ એકજ રસ્તો છે એમ મને તો લાગે છે.

(અનુવાદક).

તો ગેરકાયદેસરના સંબંધનોજ વિજયવાવટો ફરકતો. વેશ્યાવૃત્તિનો જે ગુલામી વેપાર ચાલી રહ્યો છે તેના પંજામાંથી છૂટવાનો એક રસ્તો છે—આપણાં ગૃહ બને તેટલાં આકર્ષક કરવાં. જ્યાં ગૃહિણી જડ બુદ્ધિની, શોભાની પુતળી જેવી, સદ્દગુણી પણ નજીવી વસ્તુ જેવી હોય ત્યાં ગૃહ આકર્ષક નજ થઇ શકે. એ તો સચેતન વ્યક્તિ હોવી જોઈએ. સચેતન સ્ત્રી જ પતિ ઉપર કાબુ રાખી શકે છે. પ્રેમ અને જ્ઞાનના પાયા ઉપર ગૃહજીવનને પુનઃ સ્થાપિત કરવાની ખાસ જરૂર છે. જ્ઞાનના પ્રકાશથી શોભતું સૌંદર્ય અને સૌંદર્યથી આકર્ષક જ્ઞાન એ બેની વિશાળ ભૂમિકા ઉપર જ સુખી ગૃહજીવન રચી શકાય છે. એ બન્નેને જોડી રાખનાર સાંકળ સહાનુભૂતિની છે. ગૃહની નિર્બળતાને લીધેજ બ્હારનાં આર્કષણોનો મોહ લાગે છે. જે સુખી પતિને ઘરમાંજ પ્રેમ, આનંદ અને બુદ્ધિશાળી સહવાસ પ્રાપ્ત થાય છે તે રાતે રસ્તામાં રખડતી સ્ત્રીઓના રંગેલા ચ્હેરા, કૃત્રિમ હાસ્ય અને નિર્જીવ હાવભાવનો ભોગ થઇ પડતો નથી. આપણી લગ્ન વ્યવસ્થાની ખામીને લીધેજ વેશ્યાવૃત્તિ ટકી રહી છે. લગ્નથી એ તદ્દન વિરૂદ્ધ છે. એ બે વચ્ચે સંબંધ બાંધવા યત્ન કરવો તે માત્ર વેશ્યા-વૃત્તિનો લુલો બચાવ કરવા જેવું છે. વેશ્યાવૃત્તિ તે સ્ત્રીપુત્રીઓના શીલનું રક્ષણ કરનાર સંસ્થા હોવાની વાત તો એક બાજુએજ રહી પણ એને લીધે એ લોકોનાં શરીરને ભયંકર વ્યાધિઓનું જોખમ નિરંતર રહે છે. આખા પ્રશ્નનું નિરીક્ષણ કરતાં લાગે છે કે ઔદ્યો-ગિક પ્રવૃત્તિને લીધે ગૃહજીવન અસ્તવ્યસ્ત થઇ ગયું છે; સ્વાતંત્ર્યની ખોટી ભાવનાને લીધે નાદાન કન્યાઓ દુષ્ટ માણસોના હાથમાં ફસાય છે; લગ્નનો હાલનો હેતુ ખોટો છે, પુરૂષમાં ભમરા પેઠે એક ફુલથી બીજે ફુલ ઉડવાનો સ્વભાવ કુદરતી રીતે છે; અને પુરૂષાતનના ખોટા ખ્યાલો તેમજ હલકા મિત્રો એને ઉત્તેજન આપે છે. આ સર્વ જોતાં આધુનિક સમયમાં વેશ્યાવૃત્તિ એ મોટામાં મોટો સામાજિક પ્રશ્ન શા માટે છે તે સમજાય છે. પરંતુ આ બધાં કારણોમાંથી એક પણ

એવું નથી કે જે સારી સમજણ તથા કેળવણીથી દૂર ન થઇ શકે. અને આમાંજ મનુષ્યજાતિની આશા છે.*



* વેશ્યાવૃત્તિનાં કારણોમાં ઔદ્યોગિક પ્રવૃત્તિ અને સ્ત્રીસ્વાતંત્ર્યની ભાવના એ બે ઉપર પ્રો. વાડીયા જ્યારે ત્યારે બહુ ભાર મૂકે છે. પરંતુ ઔદ્યોગિક પ્રવૃત્તિ કે સ્ત્રીસ્વાતંત્ર્યનાં સ્વપ્નાંએ ન હતાં ત્યારે પણ શું વેશ્યાવૃત્તિ જગતમાં ન હતી ? ઇંગ્લંડમાં બીજા ચાર્લ્સ રાજાના વખતમાં આખો રાજદરબાર અધમ પાપાચારોનો અખાડોજ હતો. અને પરિણામે પ્રજાની નીતિ પણ બહુજ શિથિલ હતી. સિદ્ધરાજના વખતમાં પાટણ શહેરમાં પાંચસેં ગણિકાઓ વસતી હતી એમ કહેવાય છે. વળી એના સમયમાં જગદેવ પરમારની સ્ત્રી વીરમતીને જામોતી નામની વેશ્યાએ કેવી રીતે છેતરી હતી તે જાણીતી વાત છે. વીરમતી તો બિચારી સ્વાતંત્ર્ય શોધવાએ નહોતી ગઈ કે કમાવા પણ નહોતી ગઈ. એ તો પતિવ્રતા સ્ત્રી હતી અને સંકટના વખતમાં પતિની સાથે રહેવાજ ગઇ હતી. તે છતાંએ પતિની ગેરહાજરીમાં ફસાઈ ગઈ હતી. વેશ્યા શબ્દ સંસ્કૃત ભાષામાં છે. અને તે ઉપરાંત અનેક સ્થળે વેશ્યા વિષે ઉલ્લેખ તથા એનાં વર્ણન સંસ્કૃત સાહિત્યમાં વાંચીએ છીએ. વેશ્યાવૃત્તિ તો સર્જનજુની છે. કદાચ ઔદ્યોગિક પ્રવૃત્તિ તથા સ્ત્રીસ્વાતંત્ર્યની ભાવવાને લીધે અમુક વર્ગની સ્ત્રીઓ દુષ્ટોના પંજામાં વધારે આવતી હશે ખરી. પરંતુ વેશ્યાવૃત્તિનો બધો અથવા મોટે ભાગે દોષ એ બેને માથે ઢોળવો એ અન્યાય છે. પ્રો. વાડીયાએ માત્ર પશ્ચિમનું દષ્ટિબિંદુ લીધું છે. આપણા દેશમાં પતિએ વિના અપરાધે તજેલી, અથવા માબાપની ભૂલને લીધે વૈધવ્ય ભોગવતી અનેક સ્ત્રીઓ દુષ્ટ સ્ત્રીપુરૂષોના હાથમાં ફસાઈ ગયાના અનેક દાખલા જડે છે. એમાં ઔદ્યોગિક પ્રવૃત્તિ કે સ્ત્રીસ્વાતંત્ર્ય એ બેમાંથી એકે કારણ નથી. વળી આપણા દેશમાં 'દેવદાસી' અને 'મુરલી' કહેવાતી કન્યાઓને "ધાર્મિક" કારણસર ફરજીયાત વેશ્યાવૃત્તિ લેવડાવવામાં આવે છે. આ 'નુકસાની માલ' પ્રકરણ સમાજશાસ્ત્રની દષ્ટિએ બહુ ઉત્તમ લેખ છે. પરંતુ મારી નમ્ર માન્યતા છે કે સ્ત્રીસ્વાતંત્ર્ય સાથે એને બહુ સંબંધ નથી. ( અનુવાદક ).

# ખંડ ૩ જો.

## લગ્ન અને માતૃત્વ.

"The man who takes away marriage from the human race, takes away the household, takes away the state, takes away the human race."—

C. Musonius Rufus.

## પ્રકરણ ૧૧ મું.

### લગ્નનો વિકાસક્રમ.

"You must leave the women and other rubbish together with the superfluous baggage of your army behind"—Tippu Sultan of Mysore in a letter to Burahan-ud-din.

આગળ આપણે જોઈ ગયાં કે સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓનું વલણ લગ્નનું બંધન તોડી વિકારોને સ્વતંત્રતા આપવા તરફ છે. પુરાતન સંસ્થાઓને તોડી પાડવી એ સહેલું નથી. અત્યાર સુધી તો લગ્નની સંસ્થા આ લોકોના આઘાત ઝીલવા છતાં ટકવા પામી છે. પરંતુ નિરંતર એ પ્રમાણે થશે કે નહિ તે વિચારવા જેવું છે. લગ્નની એક ધર્મબંધન તરીકે પવિત્રતા દિવસે દિવસે ઓછી થતી જાય છે એ સ્પષ્ટ છે. કદિ પણ એવો સમય આવશે કે લગ્ન વિના ચાલે? અથવા એટલું તો વિચારવું જ પડશે કે ભવિષ્યમાં લગ્નનું સ્વરૂપ કેવું રહેશે? સ્ત્રીસ્વાતંત્ર્યવાદનો અભ્યાસ કરવામાં આ પ્રશ્નો મૂળતત્વો છે. અને એની આપણે તપાસ કરવી પડશે. પરંતુ ભવિષ્ય

વાણી કહેતા પહેલાં અત્યાર સુધી મનુષ્યજાતિના ઇતિહાસમાં લગ્નની સ્થિતિ કેવી રહી છે તેનો વિચાર કરીશું. જુદા જુદા જમાનાના અને જુદા જુદા લોકોના અનુભવથી લગ્નના ભવિષ્યના વિકાસક્રમ ઉપર અજવાળું પડશે.

કેટલાક દશકાથી યુરોપમાં લગ્નની સંસ્થાના ધીરે ધીરે કકડા થતા જાય છે. મહાયુદ્ધો પછી હંમેશાં નીતિની શિથિલતા આવે છે. અને તેને લીધે આ વિનાશમાં વધારો થયો છે. આ ફેરફાર માટે ઐતિહાસિક કે નૈતિક કોઇ કારણ છે? ચાલુ જમાનાની આ ફૅશનનું કેટલે દરજ્જે અનુકરણ કરવું? ભવિષ્યમાં લગ્નના સંબંધને કઇ શરતોથી નિયમમાં રાખવો? આ ગહન પ્રશ્નો છે અને એનું નિરાકરણ કરવાની ખાસ જરૂર છે. રૂઢિ પ્રમાણે થતા લગ્ન સામે વિરોધ દર્શાવવામાં આવે છે. વળી વિદ્વાનોએ મનુષ્યશાસ્ત્રમાં શોધખોળો કરી ભૂતકાળ તથા વર્તમાનકાળના બહુજ વિચિત્ર જાતના લગ્નના રીવાજોનાં વર્ણન કર્યા છે. એથી આ વિરોધમાં વધારો થયો છે. કેમકે આ શોધખોળોથી સિદ્ધ થયું છે કે સંસ્કૃત પ્રજાઓનો આદર્શ–એકપતિવ્રત અને એકપત્નીવ્રત–તે બહુપતિ કે બહુપત્નીના રીવાજ કરતાં વધારે 'કુદરતી' નથી, તેમજ લગ્નના વિધિ અંદરખાનેથી નકામી રૂઢિઓ છે, અને હિંદુઓ તથા રોમન કૅથલિકો લગ્નને ધર્મબંધન ગણે છે તે માત્ર લોકો ઉપર છાપ પાડવા તથા એમને અમુક જાતના લિંગવ્યવહાર રાખવા માટે ઉભી કરેલી યુક્તિ છે. યુરોપીઅન લોકો જ્યાં સુધી ચુસ્ત ખ્રિસ્તિ હતા ત્યાં સુધી બાઇબલનું વાક્ય "જે ઇશ્વરે જોડયું છે તેને મનુષ્યે તોડવું નહિ" એ ખુશીથી કબૂલ રાખતા. નીતિથી અને કાયદાથી એકજ સ્ત્રી અને એકજ પુરૂષનું લગ્ન અસ્તિત્વ ધરાવતું. લગ્નનો ભંગ કરવો તે પાપ ગણાતું. અને ભંગ કરવાનું પણ ઘણા વખત સુધી અશક્ય હતું. જ્યાં સુધી ધર્મગુરૂઓ પૂજ્ય ગણાતા અને એમનો બોલ તે કાયદો ગણાતો ત્યાં સુધી ધાર્મિક ક્રિયા ઉપર જ ભાર મૂકાતો અને લગ્નસંબંધમાં એજ

સૌથી મુખ્ય ગણાતી. આથી લગ્નનું પોતાનું ખરૂં સ્વરૂપ ઢંકાઇ ગયું. અને તેથી એની નૈતિક કિંમત ઘટી ગઇ. માબાપ અથવા વાલીઓજ સંબંધ જોડતાં અને ઘણીવાર પોતાનો નીચ સ્વાર્થ જળવાય એવોજ સંબંધ બાંધતાં. ધર્મગુરૂઓ આ લગ્નનો વિધિ કરી આપતા. પુરેપૂરૂં, અતિદુષ્ટ માનવ સ્વરૂપ છતાં આ લગ્ન દૈવી કહેવાતું. જ્યાં સુધી લગ્નની આ કૃત્રિમ પવિત્રતા રહી ત્યાં સુધી લોકો એને નમ્રતાથી શરણ થતા. પરંતુ જ્ઞાનના વિકાસથી આ ભ્રાંતિ ટળી ગઇ. અને હજી પણ જો લગ્નની પવિત્રતા જાળવી રાખવી હોય તો તે બાઇબલનાં વાક્યો નિરર્થક ટાંકવાથી બની શકે તેમ નથી. નવી સ્થિતિને અનુકૂળ થવા માટે નવી દલીલોની જરૂર છે. નીતિશાસ્ત્રને ખાતર પોતેજ પ્રમાણભૂત હોય એવા પાયા ઉપર લગ્નને રચવાની જરૂર છે.

પ્રાચીન સમયના હીબ્રુ લોકો લગ્નને ધાર્મિક અગત્ય આપતા નહિ. વાગ્દાન અને લગ્ન બન્ને ખાનગીમાંજ થતાં. કાયદાના કે ધર્મના અધિકારીઓ એમાં ભાગ લેતા નહિ. મધ્યકાલીન યુગમાં છેક છેવટે કદાચ ખ્રિસ્તિ ધર્મની અસરને લીધે હીબ્રુ લગ્નમાં રબી (ધર્મગુરૂ)ની હાજરી આવશ્યક ગણાવા લાગી. એ લોકોમાં લગ્ન કાયદાનું જ બંધન હતું. ઇસુખ્રિસ્ત પહેલાં સો વર્ષથી લગ્નને કાયદેસર ઠરાવવાનો રીવાજ શરૂ થયો હતો. પોતાની મીલકતનો અમુક ભાગ કન્યાને આપવો એવા દસ્તાવેજ ઉપર પુરૂષ લગ્ન વખતે સહી કરતો. જો પોતે મરણ પામે અથવા યોગ્ય કારણ સિવાય લગ્ન ભંગ કરે તો સ્રીને એ ભાગ મળતો. ધાર્મિક ભાવના પાછળથી કાયદાના બંધનમાં ઉમેરાઇ. પ્રાચીન ગ્રીક લોકોમાં પણ લગ્નવિધિ વખતે ધર્મગુરૂની હાજરી આવશ્યક ગણાતી નહિ. માત્ર પિતાની હાજરીજ જરૂરી ગણાતી. આથી જણાય છે કે એ લોકો લગ્નને એક કૌટુંબિક બનાવ ગણતા. રાજશાહી રોમમાં જેમ જેમ ધર્મવિમુખતા વધતી ગઇ તેમ તેમ રોમન લગ્ન એક તદ્દન ખાનગી બાબત ગણાવા લાગ્યું અને ધાર્મિક વિધિ કેવળ નકામો ગણાયો. ખ્રિસ્તિ ધર્મની

શરૂઆત પછી પણ કેટલાક વખત સુધી આ ખ્યાલ ચાલુ રહ્યો અને એમાં કાંઇ નવાઈ જેવું નથી. એ વખતમાં ખ્રિસ્તિ ગુરૂઓએ વાગ્દાન અને લગ્ન માટે રોમન રીવાજો એકદમ સ્વીકારી લીધા એટલે લગ્નનો કરાર કરનાર બન્ને પક્ષની સ્વતંત્ર મરજીને એમણે કબૂલ રાખી. પોતે તો માત્ર પરણનાર જોડાને આશીર્વાદ આપતા. મધ્યકાલીન યુગના છેક છેલ્લાં વર્ષો સુધી ઘણી ટ્યુટૉનિક જાતિઓમાં પણ લગ્ન એ એક ખાનગી બાબત ગણાતી. પ્રથમ ટ્રેન્ટની પ્રખ્યાત કાઉન્સીલે જ ધાર્મિક વિધિને ખરા લગ્ન માટે આવશ્યક ગણ્યો.

આ સર્વ આગલી હકીકત ધ્યાનમાં લેતાં જણાય છે કે લગ્ન એ માત્ર ધર્મબંધન જ છે એ સત્ય નથી. આથી લાગે છે કે દરેક સુધરેલા દેશમાં સિવિલ મૅરેજ ( કાયદા પ્રમાણે થતા લગ્ન )ની છૂટ હોવીજ જોઇએ. લગ્નભંગના વિષય માટે બેઠેલા રૉયલ કમિશને સિવિલ મૅરેજને સ્પષ્ટ રીતે કાયદેસરનું ગણાવ્યું છે તે પણ યોગ્ય જ છે. લગ્નની ધાર્મિક ભાવના પાછળથી ઉત્પન્ન થઈ છે અને તેથી લગ્નના કાયદામાંજ પવિત્રતા રહેલી નથી. એટલે પરિસ્થિતિ બદલાય તેમ લગ્નના સંબંધમાં ફેરફાર થાય તે અયોગ્ય નથી. આટલે સુધી તો આપણે સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓનું કહેવું સ્વીકારવું પડશે.

લેતૂર્નો અને વેસ્ટરમાર્ક જેવા વિદ્વાનોના પ્રયત્નને લીધે આપણને લગ્નના અનેક જાતના રીવાજો જાણવાના મળ્યા છે. આથી સિદ્ધ થાય છે કે લગ્ન એ એક રૂઢિ છે. લગ્નની મુખ્ય મુખ્ય જાતો આપણે તપાસીએ તો નિરર્થક કાલવ્યય નહિ ગણાય. એથી આપણને જુદી જુદી જાતનાં લગ્નનું અસ્તિત્વ શાથી છે તે ખબર પડશે. આમ કરતાં પહેલાં ‘ લગ્ન ’ એ શબ્દ કયા અર્થમાં વપરાય છે તે જોવું જોઇએ. વેસ્ટરમાર્કની વ્યાખ્યા એટલી વિશાળ છે કે એમાં બધી જાતનાં લગ્નોનો સમાવેશ થઇ જાય. એ આ પ્રમાણે વ્યાખ્યા આપે છે–“ સ્ત્રી અને પુરૂષ વચ્ચેનો ઓછે વધતે અંશે સ્થિર, માત્ર વંશવૃદ્ધિ પુરતોજ નહિ પરંતુ બાળકના જન્મ પછી પણ કાયમ રહેતો સંબંધ.”

આ વ્યાખ્યામાં નોંધવા લાયક ગુણ એ છે કે માત્ર શરીરસંબંધ કરતાં એ આગળ વધીને લગ્નના નૈતિક સ્વરૂપ ઉપર ભાર મૂકે છે કારણ કે પત્ની અને બાળકના રક્ષણ વિષે એમાં ઉલ્લેખ છે. પશુઓના સંબંધમાં પણ આ વાત દેખાય છે, કારણ કે માત્ર વાસનાતૃપ્તિ એ એકજ હેતુ હોતો નથી. બચ્ચાંનો જન્મ અને જાતિને ટકાવી રાખવાનું કામ એજ મુખ્ય ગણાય છે.*

વેસ્ટરમાર્કની વ્યાખ્યા ખરી છે તે પશુઓની સૃષ્ટિમાં સિદ્ધ થાય છે. નરની ફરજ માત્ર પ્રજોત્પત્તિમાંજ સમાઈ જતી નથી. માદા અને બચ્ચાંનું રક્ષણ કરવું તથા ખોરાક લાવી આપવો એ પણ એની ફરજો ગણાય છે. જો કે બહુ આશ્ચર્યકારક લાગે છે છતાં એ સત્ય છે કે ઘણાંખરાં પક્ષીનાં જોડાં આખી જીંદગી સુધી સાથેજ રહે છે. આથી ડૉ. બ્રેહ્‌મ કહે છે કે "ખરેખરૂં સાચું લગ્ન તો પક્ષીઓમાં જ નજરે પડે છે."+ લેતૂર્નો નિડરપણે કહે છે કે પક્ષીઓ "ઘણાં

* ઑક્ટોબર ૧૯૧૬ના International Journal of Ethics માં Birth Control and Biological Ethics નામના એક રસિક લેખમાં પ્રો. વૉર્નર ફાઈટ લખે છે કે "સ્ત્રી પુરૂષનો શરીર સંબંધ એ કુદરતનું તો એક સાધન માત્ર છે. પણ પરણવાનો વિચાર કરનારાંને તો એ પોતાના હેતુનો સૌથી પ્રથમ અને સૌથી મુખ્ય ભાગ છે. વ્યક્તિના જાતીય સંબંધ તરીકે લગ્ન પોતેજ પોતાનું વાજબી કારણ છે." આ ઉપરથી એ એવો મત બાંધે છે કે આરોગ્ય અને નિર્ભયતાની હદમાં રહીને લગ્નને આપણી મરજી પ્રમાણે ફલિત કે નિષ્ફલ કરવામાં બધુંજ જ્ઞાન વાપરવું જોઇએ. આપણે બીજા ખંડમાં ચર્ચા કરી હતી તેવી આ વ્યક્તિત્વવાદની દલીલ છે. જો લગ્નમાં સંતતિ એ મુખ્ય વસ્તુ ન હોય તો લગ્નની જરૂર જ નથી. 'સ્વતંત્ર પ્રેમ' (પરણ્યા સિવાય સહવાસ કરવાની પદ્ધતિ) ને નામે ચાલતી સર્વવ્યાપક વેશ્યાવૃત્તિ પ્રો. ફાઈટનો હેતુ પાર પાડશે. એટલું કહેવું જોઇએ કે વિદ્વાન પ્રોફેસર માત્ર સંતાનરહિતતાનો બચાવ કરવાનો પ્રયત્ન કરે છે. એ પોતે એને સદ્‌ગુણ ગણતા નથી.

+ વેસ્ટરમાર્ક કૃત History of Human Marriage માં મૂકેલું અવતરણ.

ખરાં મનુષ્યો કરતાં પ્રેમની દઢતામાં બહુ વધારે ચઢીયાતાં હોય છે."×
નરનો પ્રેમ ઘણી વખત મનોવેધક હોય છે. ઇંડાંના સેવનકાળે તે માદાનું રક્ષણ કરે છે તથા ખોરાક લાવી આપે છે, અને કેટલીકવાર તો ઇંડાં ઉપર સ્નેહથી બેસે છે પણ ખરો. જો કે આવો પરસ્પર પ્રેમ દરેક જાતનાં પશુમાં નથી હોતો પણ કેટલાંક આંચળવાળાં પ્રાણીઓમાં પણ ઘણી વાર બચ્ચાં મોટાં થઇ પોતાનું પોષણ કરી શકે ત્યાં સુધી નરમાદા સાથે રહે છે. અને કોઇ કોઇ વખત તો આખી જીંદગી સાથે રહે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે લગ્નની અંદર કુટુંબ સંસ્થાનો સમાવેશ થઇ જાય છે, તથા કુટુંબ એ સમાજરચનાનું મૂલપ્રમાણ (Unit) છે. કેટલીક વખત એવો પ્રશ્ન પણ કરવામાં આવે છે કે કુટુંબજીવન કાઢી નાખવાનું અશક્ય છે? લેતૂર્નો કહે છે કે કીડી, મધમાખી અને ઉધાઇની જાતમાં આખી જાતિ તેજ કુટુંબ છે અને બધાં કામ સામાજિક સ્નેહથીજ કરવામાં આવે છે. પરંતુ એને પોતાને કુટુંબની પ્રથા ઉચ્ચતર લાગે છે, કારણ કે કોઇ પણ જાતિ ટકી રહેવાનો સંભવ એથી વધે છે.

પશુજીવનની આ સામાન્ય હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે કારણ કે એથી ખબર પડે છે કે પરિણીત જીવનની મુદત ગમે

---

× લેતૂર્નો કૃત Evolution of Marriage પૃ. ૨૭. એજ પૃષ્ઠમાં એ લખે છે કે "લગભગ બધાંજ શિકારી પક્ષીઓ, મૂઢ જેવાં ગીધ પણ, એકજ માદા સાથે સહવાસ રાખે છે. ઇલિઓનિસ જાતના પોપટની માદાને વૈધવ્ય સાથેજ મરણ પ્રાપ્ત થાય છે. મનુષ્ય જાતિમાં પણ આવું તો ભાગ્યેજ બને છે. પરંતુ પક્ષીઓમાં તો આવા અનેક દાખલા બને છે. થોડાં વર્ષના સહવાસ પછી વ્હીટઇઅર નામનું પક્ષી મરણ પામે છે ત્યારે તેનું સાથી પાછળ એક મહિનો પરાણે કાઢે છે. પેનરસ પક્ષીનાં નરમાદા હંમેશાં જોડાજોડજ બેસે છે. ઉંઘતી વખતે એમાંથી એક–ઘણું ખરૂં નર–બીજાની ઉપર મૃદુતાથી પાંખો પાથરે છે. બ્રેહ્મ કહે છે કે એકનું મરણ બીજાને પ્રાણઘાતકજ નીવડે છે."

તેટલી હોય, પણુ એનો મર્મ સામાજિક અને નૈતિક છે, અને શ્રેષ્ઠ પ્રાણી–મનુષ્ય–ના સંબંધમાં પણ સ્ત્રીનો સહવાસ તે માત્ર પોતાના સ્વાર્થ પૂરતો ન હોઇ શકે. તેથીજ લગ્નના રીવાજ અને વિધિઓ ગમે તેટલાં રૂઢિગ્રસ્ત હોય તો એ પોતાની પવિત્રતા અને મર્મને લીધે લગ્ન એ નૈસર્ગિક સંસ્થા છે. આગળ જતાં બીજાં પ્રકરણોમાં આપણે જોઈશું તે પ્રમાણે જે સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ લગ્ન સામે વિરોધ દર્શાવે છે તે નાહક અસ્વભાવિક વલણુ બતાવે છે કારણુ કે એમ કરતાં તેઓ સામાજિક જીવનનાં મૂળજ કાપી નાખે છે.

સ્ત્રી પુરૂષના સહવાસમાં તદ્દન અવ્યવસ્થા નિયમ તરીકે ચાલતી હોય એવો કોઇ જમાનો હતો કે નહિ તે માનવશાસ્ત્રના અભ્યાસી વિદ્વાનોમાં રસિક પ્રશ્ન થઇ પડયો છે. મૅકલેનન, મૉરગન, બેકોફન અને કોહ્લર જેવા અનેક વિદ્વાનો એમ ધારે છે કે મનુષ્ય જાતિની શરૂઆતની સ્થિતિમાં સર્વ જાતની અવ્યવસ્થાનુંજ સામ્રાજ્ય હતું. લેતૂર્નો આ તદ્દન ખોટું માનવા તૈયાર નથી અને કહે છે કે “એમ ખાત્રીથી માની શકાય કે બહુ ઉતરતા પ્રકારની અવ્યવસ્થા તે મનુષ્યજાતિમાં માત્ર અપવાદ રૂપે રહી છે.” પરંતુ વેસ્ટરમાર્ક આ માન્યતા વિદ્વત્તાપૂર્ણ દલીલોથી ખોટી પાડે છે. મનુષ્ય જાતિ આજે એટલી આગળ વધેલી છે કે તદ્દન અવ્યવસ્થાને ઐતિહાસિક સમયની પહેલાંના ભૂતકાળ તરીકે ગણી શકાય. અને એમ આશા રાખીશું કે આ ભુલી જવાયલું સ્વરૂપ, કદાચ કોઇ સમયમાં અસ્તિત્વ ધરાવતું હોય તોએ, ફરી કદિ ઉપસ્થિત થશે નહિ. અત્યાર સુધી તો વિદ્વાનોની આ ચર્ચા માત્ર પુસ્તકોમાંજ સમાતી હતી. પરંતુ ચારે તરફ કહેવાય છે તેમ રશિયાના બોલ્શેવીકોએ જો સ્ત્રીઓને પ્રજાકીય મીલ્કત ગણી હોય તો કહેવું જોઇએ કે સુધારો એકદમ જંગલીપણામાં પ્રવેશ કરે છે. સ્ત્રીઓને પ્રજાકીય વસ્તુ બનાવવાથી અવ્યવસ્થા ફેલાય જ. અને એ વિષયની ચર્ચા એક વ્યવહારિક પ્રશ્ન થઇ પડે છે. મનુષ્યોની પરિસ્થિતિ એવી છે કે લાંબા વખત સુધી અવ્યવસ્થા ટકી શકેજ નહિ.

આપણી ચર્ચા ઉપયોગી બનાવવી હોય તો પહેલાં એ નક્કી કરવું જોઇએ કે ' અવ્યવસ્થા ' શબ્દનો સ્પષ્ટ અર્થ શો. એનો અર્થ એવો કરવાનો કે સ્રીપુરૂષના સમાગમમાં કેવલ સ્વતંત્રતા, અને પ્રજોત્પત્તિના વિધાન પછી સ્રીની તેમજ સંતાનની સૃષ્ટિમાંથી પુરૂષ તદ્દન વિલુપ્તજ થઇ જાય? અથવા તો એવો અર્થ કરવાનો કે એક અથવા અનેક સ્રીઓ સાથે પુરૂષ જીંદગી સુધીનો સંબંધ ન બાંધે જેથી સ્રી અને પુરૂષ બન્નેને ઘણા સંબંધ બાંધવાની સ્વતંત્રતા રહે અને એ સંબંધો એક સામટાજ બાંધે અથવા એક પછી એક પણ અમુક નિયમિત સમય સુધી ચાલુ રહે તેમજ પસંદગી પણ અમુક પ્રદેશમાંથીજ થઇ શકે? પહેલા અર્થમાં અવ્યવસ્થા અત્યારે પણ વેશ્યાવૃત્તિના સ્વરૂપમાં ચાલી રહી છે. પણ એ તો લગ્નની વિરોધી છે અને તેથી સમાજવિરૂદ્ધ અને આત્મઘાતક છે. સાધારણ જીવનમાં થી એ વિપથગમન છે. વાસનાતૃપ્તિ કરવા છતાં પ્રજાવૃદ્ધિ તરફ એ તદ્દન નિષ્ઠુરતા બતાવે છે તેથી સ્રીપુરૂષના સહવાસમાં વેશ્યાવૃત્તિને નિયમ તરીકે રાખી શકાય તેમ નથી. આ બાબતમાં વેસ્ટરમાર્કની દલીલ માની શકાય તેવી છે કે આવી જાતની અવ્યવસ્થા તો કોઇ વખત અસ્તિત્વ ધરાવી શકેજ નહિ. જો પ્રજાને ટકાવી રાખવી હોય તો મનુષ્યની બાલ્યાવસ્થામાં અનેક જરૂરીયાતોને લીધે લાંબી સ્નેહ ભરી સંભાળ—કાંઈ નહિ તો એકલી માતા તરફની પણ—જોઇએજ. એકલી માતાજ બાળકોને ઉછેરવાનો બોજો ઉપાડે એ કાંઇ અશક્ય વાત નથી. પરંતુ એમ થાય તો સામાજિક સ્થિતિ એવી હોવી જોઇએ કે માતા શાંતિમાં રહેવાને શક્તિમાન્ હોય. આવી સ્થિતિ જો અસ્તિત્વ ધરાવે તો હૉબ્સ જે જાતની કુદરતી સ્થિતિ વર્ણવે છે તે હોઇ શકે નહિ. અને નરનારી બન્નેની પરસ્પરસહાયતાની જરૂર પડે. જે વ્યક્તિઓનાં નહિ પણ સમૂહનાં લગ્ન કહેવાય છે તેવાં દક્ષિણ ઑસ્ટ્રેલીઆની કૅમિલારોઇ નામની જાતિમાં થાય છે. આ જાતિના એક વિભાગના પુરૂષો બીજા વિભાગની સ્રીઓને પરણે છે. આમ

એકલા નહિતો સમૂહમાં પણ સ્ત્રીઓ અને બાળકોના રક્ષણ માટે પુરૂષો પોતાને જવાબદાર ગણે ત્યાં અમુક અપૂર્ણ પ્રકારનું પણ લગ્ન તો કહેવાયજ. અને ઉપર જણાવેલી પહેલી જાતની અવ્યવસ્થા રહેતી નથી.

અવ્યવસ્થાનો બીજો અર્થ બહુ ભૂલાવો ખવડાવનારો છે. કારણ કે એવી જાતની અવ્યવસ્થા એટલે લગ્ન અને કુટુંબજીવનની શરૂઆત. એવી અવ્યવસ્થામાં નિશ્ચિત પ્રકારનો સંબંધ તો હોય છે જ. પછી ભલે એ સંબંધ ટુંકા વખત માટે હોય. પરંતુ એક પુરૂષ અને એક સ્ત્રી સાથે રહે છે અને બાળકો ઉછેરવાની જવાબદારી સ્વીકારે છે. દાખલા તરીકે ઇરાનમાં 'સીધે' નામની પત્ની હોય છે. એને લગ્નમાં " કાયદાથી ઠરાવેલી અમુક મુદત માટે સ્વીકારવામાં આવે છે. આ મુદત એક કલાકથી માંડીને નવ્વાણું વર્ષ સુધીની હોઇ શકે છે. "+ પીસતાળીસ વર્ષની ઉમ્મરના બેદુઇન લોકોને એક પછી એક પચાસ સ્ત્રીઓ પણ થઇ ગઇ હોય છે એમ કહેવાય છે. ઇજીપ્તમાં ઘણા પુરૂષો બે વર્ષના ટુંકા સમયમાં વીસ કે તેથી પણ વધારે સ્ત્રીઓ પરણે છે. તેજ પ્રમાણે કેટલીક સ્ત્રીઓને એક પછી એક બાર–પંદર પતિ પણ થઇ જાય છે. પંજાબમાં પણ "એવા દાખલા બન્યા છે કે જયાં ત્રણ ભાઇઓ વચ્ચે ત્રણ કે ચાર ભેગી પત્ની હોય છે."* સુધરેલા એકપત્નીવ્રત ધારીને આમાં અવ્યવસ્થાની ગંધ આવશે. પરંતુ બીનજવાબદાર અવ્યવસ્થા અને આવા લગ્નમાં ઘણો ફેર છે. એની સીમા પછી ગમે તેટલી અસ્પષ્ટ હોયઃ ધાર્મિક સુધારણા (Reformation) ની પહેલાં સ્કૉટલંડમાં "હાથ બાંધવાનો" વિચિત્ર રીવાજ હતો તે પણ ખરી અવ્યવસ્થા નહિ પરંતુ યૌવનના મદમાં થતી ચેનબાજી ગણી શકાય. ઘણા યુરોપીઅનો હિંદુસ્તાન તથા બ્રહ્મદેશની સ્ત્રીઓ સાથે ટુંકા વખતના સંબંધ બાંધે છે તે અવ્યવસ્થા ન કહેવાય. કારણ કે એમાં તો ખરેખરાં કુટુંબજ હોય છે. માત્ર

---

+ વેસ્ટરમાર્ક કૃત History of Human Marriage પૃ. ૫૧૯.

* હિંદુસ્તાનના વસ્તીપત્રકનો રીપોર્ટ પૃ. ૨૪૧.

કાયદાની હદની બ્હાર ગણાય, અને બાળક તથા માતાને સદાકાળ ત્યાગનો ભય રહે છે એટલું જ.

આવા તાત્કાલિક સંબંધોની અનિશ્ચિતતા તથા તેથી ઉત્પન્ન થતી સામાજિક સંબંધોની અસ્થિરતાને ખાતર રૂઢિ અને કાયદાને લગ્નમાં આણવાની જરૂર પડી. બાળકોને સુરક્ષિત રાખવા માટે જુદી જુદી જાતનાં લગ્ન ઉત્પન્ન થયાં છે. એમાંનાં મુખ્ય તે બહુપતિ સાથેનું લગ્ન, બહુપત્ની સાથેનું લગ્ન, અને એકજ સ્ત્રી કે પુરૂષ સાથેનું લગ્ન એ છે. એક બીજાથી બહુ જુદાં હોવા છતાં એ બધાંમાં નૈતિક સ્વરૂપ સમાયલું છે. કારણ કે કુટુંબજીવનનું મૂળ એમાં છે. મનુષ્યના સામાજિક અને નૈતિક જીવનને પોષનાર એ કુટુંબ સંસ્થા જ છે.

એકપતિવ્રત કે એકપત્નીવ્રત રાખનાર મનુષ્યો બીજી સર્વ જાતનાં લગ્નને 'અનીતિમય' કહી નિંદે છે. પરંતુ નીતિનિયમોના વિકાસમાં દરેક જાતનાં લગ્ને કેવો ભાગ ભજવ્યો છે તે જોવું એ ઇતિહાસની ભાવના સાથે વધારે સંબદ્ધ છે. મનુષ્યજાતિનો હેતુ કઇ જાતનું લગ્ન સૌથી વધારે સિદ્ધ કરે છે તે તપાસવાથી પ્રત્યેકનું નૈતિક મૂલ્ય સમજાશે. 'મનુષ્ય એ સાંસારિક (social) પ્રાણી છે' એ વ્યાખ્યાથી શરૂ કરીએ તો સમાજનો વિકાસ એજ મનુષ્ય જાતિનો હેતુ ગણી શકાય. આ વિકાસમાં સામાજિક ઐક્યની ભાવના એટલી બધી આગળ વધે છે કે દરેક વ્યક્તિ પોતાની શ્રેષ્ઠ શક્તિઓને સમસ્ત મનુષ્ય જાતિના હિત ખાતર ખીલવવાનો યત્ન કરે છે. આ શક્તિઓના શાંતિમય વિકાસનો રસ્તો એકજ છે, અને તેનું દ્વાર સ્ત્રીપુરૂષનો સંબંધ તે છે. દરેક જાતના સામાજિક સંબંધને સ્ત્રીપુરૂષનો સંબંધ જ દોરે છે અને સંયમમાં રાખે છે. આથી નીતિનો પોતાનો વિકાસ જ લગ્નના આદર્શોને આધીન છે. આ દૃષ્ટિબિંદુથી એમ કહી શકાય કે એકપતિપત્નીવ્રત તે લગ્નનો સર્વોત્તમ નૈતિક આદર્શ

છે. અને બહુપતિપત્નીનો રીવાજ તે એ આદર્શે પહોંચવાનાં પગથીયાં માત્ર છે; લગ્નમાં નૈતિક શિક્ષણની શરૂઆતની ભૂમિકા છે. એક પતિપત્નીવ્રતની દૃઢ પ્રતિજ્ઞાને ઘણા સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ સખત રીતે વખોડી કહાડે છે. માત્ર ધર્મની સંકુચિત ભાવનાઓ કે આજ્ઞાઓને મુંગે મ્હોંએ શરણે થઇએ એવી સ્થિતિથી આપણે બહુ આગળ વધ્યાં છીએ. તેથી જ એકપતિપત્નીવ્રત એજ લગ્નનો શ્રેષ્ઠ આદર્શ છે એમ બુદ્ધિપૂર્વક સિદ્ધ કરવાની જરૂર છે. આમ કરવા માટે બહુ પતિ અને બહુપત્નીના રીવાજનું અવલોકન કરવાની જરૂર છે.

કુટુંબના વડીલ પુરૂષની સત્તાનો રીવાજ પ્રાચીન હિબ્રુ, રોમન અને હિંદુ લોકોથી ચાલ્યો આવે છે. એ રીવાજમાં ઉછરેલા લોકોમાં બીજી કોઇપણ જાતનું કુટુંબ હોઇ શકે એમ માનવું મુશ્કેલ છે. છતાંએ માનવશાસ્ત્રના અભ્યાસી વિદ્વાનોને આધારે એમ માનીએ કે કુલસ્ત્રીની સત્તાના રીવાજ વિશેનો મૅકલેનનનો મત ખરો છે. એ મત પ્રમાણે કુલપતિની સત્તાનો રીવાજ કુલસ્ત્રીના રીવાજમાંથી પાછળથી ઉત્પન્ન થયો છે. આનું કારણ સમજવું મુશ્કેલ નથી. ઐતિહાસિક સમયમાં પણ એકજ સ્ત્રીપુરૂષનાં બનેલાં હોય એવાં કુટુંબોને સ્થિર થતાં હઝારો વર્ષ થયાં છે. સામાજિક જીવનના શરૂઆતના દિવસોમાં કુટુંબના સંબંધો કોઇ અમુક નિશ્ચિત પ્રકારના નહિ હોય. અસ્થિરતા, અવ્યવસ્થાને લીધે બાળકનો પિતા કોણ તે નક્કી કરવું મુશ્કેલ હશે. પરંતુ તેની માતા કોણ એતો નક્કી જ હોય. એટલે વ્યવસ્થારહિત સમાજમાં માતૃત્વ એજ કાંઇક સ્થિરતા ગ્રહણ કરવાનું સાધન થયું હશે. આથી સ્વાભાવિક રીતે જ માતા કુટુંબની વડીલ ગણાય એવો રીવાજ દાખલ થયો હશે. સ્ત્રીના આશકોને પતિ તરીકે હક મળતા હશે અને કુટુંબના પોષણમાં તેઓ પોતાનો હિસ્સો આપતા હશે. આવી જાતના સંબંધમાં પુરૂષની જવાબદારી કાંઇક શિથિલ રહે છે. એ બંધ કરવા માટે તથા સ્ત્રીઓ ઉપર પડતો વધારે બોજો ઓછો કરવા માટે બહુપતિનો રીવાજ દાખલ થયો હશે.

બહુપતિના રીવાજનાં બે સ્વરૂપ હોય છે. એકમાં કુલસ્ત્રીની પ્રધાનતા હોય છે. એના જુદા જુદા પતિઓને એક બીજા સાથે સગપણ હોવાનું આવશ્યક નથી. બીજામાં બંધુત્વ હોય છે એટલે એ લોકો એક બીજાના સગા અથવા પિતરાઇ હોય છે.* હિંદુસ્તાનમાં ઘણા જમાનાથી આ બીજી જાતનું સ્વરૂપ જાણીતું છે. જુનામાં જુનો દાખલો મહાભારતમાં પાંડવોનો છે. અત્યારે ઉચ્ચ જાતિઓમાંથી એ રીવાજ નષ્ટ થએલો છે. પરંતુ હજીએ ટોડા જાતિમાં અને ટીબેટના લોકોમાં એ રીવાજ છે.+ ટીબેટના લોકોમાં એક કુટુંબમાં ઘણા ભાઇઓ વચ્ચે એક કે વધારે સ્ત્રીઓ હોયછે. દક્ષિણ હિંદના રેડી લોકોમાં યુવાન સ્ત્રીને પાંચ છ વર્ષના છોકરા સાથે પરણાવે છે પણ તેને મોસાળના કોઇ સગા ( મામા કે કોઇ ) સાથે અથવા પોતાના સસરા સાથે સંબંધ રાખવાની છૂટ હોય છે.

સાધારણ રીતે ઓછી સુધરેલી જાતોમાં બહુ પતિનો રીવાજ હોય છે. પરંતુ મલબારના બુદ્ધિશાળી નાયર લોકોને આ લાગુ નથી પડતું. તેઓ હિંદુ છે છતાં હિંદુ કાયદો તેમને લાગુ પડતો નથી. કદાચ પ્રાચીન સમયમાં તેઓ હિંદુ હશે એની એક નિશાની તરીકે એ લોકો કન્યાને સ્ત્રીત્વ પ્રાપ્ત થતા પહેલાં પરણાવે છે. લગ્ન વિધિને

---

* હિંદુસ્તાનના વસ્તીપત્રકનો રીપોર્ટ, ૧૯૧૧. પૃ. ૨૩૯.

+ ટોડા વિષે ડૉ. શૉર્ટ કહે છે કે " ચાર કે પાંચ ભાઈઓ હોય અને સૌથી મોટો ભાઈ ઉમ્મરલાયક થતાં લગ્ન કરે તો તેની સ્ત્રી બીજા બધા ભાઈઓ પોતાના પતિ હોવાનો દાવો કરે છે. અને જેમ જેમ મોટા થતા જાય તેમ તેમ તેમની સાથે પતિનો સંબંધ બાંધે છે. અથવા સ્ત્રીને એક કે વધારે નાની બ્હેનો હોય તો તેઓ પરણવા લાયક થતાં મોટી બ્હેનના પતિ કે પતિઓની પત્ની બને છે........આ જાતિમાં સ્ત્રીઓની અછતને લીધે ઘણીવાર તો એવું જ બને છે કે એક સ્ત્રી ઘણા-કોઇ કોઇ વખત છ એક-પુરૂષોની પત્ની હોય છે. " ( વેસ્ટરમાર્ક કૃત History of Human Marriage માં મૂકેલું અવતરણ. પૃ. ૪૫૨. )

'તાલીકેથુ કલ્યાણુમ્' કહે છે એટલે 'તાલી' બાંધવાનો વિધિ. આ વિધિ કેવળ બાહ્યાચાર છે. અને વરને એથી લગ્નના કાયમ હક કોઇજ મળતા નથી. વિધિનો હેતુ માત્ર કન્યાનું કૌમાર ભંગ કરવાનોજ છે એટલે આગળ જતાં ખરા લગ્ન માટે કન્યા લાયક થાય. કન્યાનાં માબાપ રજા આપે તો વર એનો કાયમનો પતિ થઈ શકે. પરંતુ સાધારણ રીતે તો 'તાલી' બાંધવાનો વિધિ થયા પછી ચોથે દિવસે એક લુગડાનો કકડો ફાડવામાં આવે છે જેથી લગ્ન ભંગ થયું ગણાય. તે પછી કન્યાને પોતાની મરજી પ્રમાણે નાયર જાતિના કોઇ પણ પુરૂષ સાથે 'સંબંધમ્' બાંધવાની છૂટ છે. પુરૂષ નાયર ન હોય અને નાંબુદ્રી બ્રાહ્મણ હોય તો પણ ચાલે. એ પોતાની માતાને ઘેરજ રહે છે. ત્યાં એનો આશક આવે છે અને પતિને ઘેર તો પ્રસંગવશાત્ જ જાય છે. આ 'સંબંધમ્'નું ખાસ લક્ષણ એ છે કે બન્ને પક્ષની ઇચ્છા થતાં એ તોડી નાંખવામાં આવે છે. ખાસ પ્રસંગોએ 'સંબંધમ્' પતિએ ભેટો આપવી પડે છે. પરંતુ આ સંબંધથી થએલાં બાળકોના પોષણની જવાબદારી એને માથે બીલકુલ નથી. આથી બીજો વિચિત્ર રીવાજ ઉભો થયો છે. આને 'મારૂમક્કથાયમ્' નો કાયદો કહે છે. તે પ્રમાણે પુરૂષની મીલ્કત એનાં પોતાનાં બાળકોને મળતી નથી. પરંતુ એની બ્હેન અને ભાણેજોને મળે છે. પહેલાંના વખતમાં એવો રીવાજ હતો કે કોઇ સુંદર નાયર સ્ત્રી ત્રણ ચાર નાયર પુરૂષો સાથે 'સંબંધમ્' રાખતી અને એ બધા મળીને એનું અને એનાં બાળકોનું રક્ષણ કરતા. આવી પરિસ્થિતિમાં બાળકોનો પિતા કોણ એ તો નક્કી કેવી રીતે કરી શકાય?

આ સર્વ જોતાં એમ કહી શકાય કે નાયર લોકોમાં અનીતિ બહુજ હશે. અને 'સંબંધમ્' તરત તોડી શકાય એવો હોવાથી ઘણા 'સંબંધમ્' બંધાતા હશે. પરંતુ વ્યવહાર તો 'સંબંધમ્' જીવનપર્યંતનો સંબંધજ છે. અને આધુનિક સમયમાં નાયર લોકો એને "ખરૂં લગ્ન, વાસ્તવિક રીતે અને કાયદા પ્રમાણે" ગણે છે. જો કે નિયમ પ્રમાણે

તો બન્ને પક્ષ જ્યારે ગમે ત્યારે અથવા કાંઈ શુભ હેતુસર 'સંબંધમ્' તોડી શકે છે. પરંતુ વ્યવહારમાં બન્નેનાં વડીલો તથા સગાં વ્હાલાં બધી હકીકત તપાસી રજા આપે ત્યાં સુધી સંબંધ તુટી શકતો નથી. મલબારમાં ઘણા વખત સુધી કલેકટર હતા તે મી. લોગન આ વિષયમાં સાક્ષી પૂરે છે.* "મલબારના આ ભાગના અજાણ્યા ટીકાકારોએ લોકોની નીતિ વિષે ખોટા ખોટા ખરાબ મત બાંધ્યા છે. હાલના સમયમાં વસ્તુસ્થિતિ એવી છે કે જોકે કાયદો આવા સંબંધોને સ્વતંત્રતા આપે છે તો પણ પરસ્પર વફાદારી ઘણીજ હોય છે. બીજે કોઇ ઠેકાણે વિધિરહિત લગ્ન સંબંધ આટલી સખ્તાઇથી પળાતો નથી કે આદરણીય ગણાતો નથી. બીજે કોઇ ઠેકાણે આટલી ઈર્ષાથી એનું રક્ષણ થતું નથી કે બેદરકારી થતાં વધારે ક્રૂરતાથી વેર વળાતું નથી. કાયદાની આ શિથિલતાને લીધેજ માણસો બારીક તપાસ રાખે છે. કારણ કે ખોવાઇ જાય એવી વસ્તુનીજ લોકો ચોકી કરે છે. એ લોકોમાં લગ્નવિધિ ન હોવાને લીધે લોકો એમ ધારે છે કે એમનામાં અનીતિ બહુ છે. પરંતુ ખરી રીતે નાયર સ્ત્રીઓ જેમ બીજી સ્ત્રીઓ જેવી જ લજ્જાશીલ હોય છે તેમ બીજી સ્ત્રીઓ જેવીજ પવિત્ર હોય છે, જો કે એમના પોશાકમાં સ્ત્રીની મર્યાદા ઢાંકનાર ગણાય એવાં કેટલાંક વસ્ત્ર આવતાં નથી."×

આથી જણાય છે કે બહુપતિનો રીવાજ કેટલીક જાતિઓમાં નિયમ તરીકેજ પ્રવર્તે છે. કુલસ્ત્રીની સત્તાના રીવાજ સાથે એને જોડીએ તો એ કુદરતી રીતે ઉત્પન્ન થએલો કહી શકાય. અને જંગલી

* એલ. કે. અનંત કૃષ્ણ આયર બી. જી. એલ. કૃત The Cochin Tribes and Castesમાં મૂકેલું અવતરણ પૃ. ૩૭.

× નાયર સ્ત્રીઓના પહેરવેશમાં માત્ર કમરથી પગ સુધીનુંજ વસ્ત્ર હોય છે. કમરથી ગળા સુધીનો ભાગ ઉઘાડોજ રહે છે. વસ્ત્રનો છેડો પણ ખભા ઉપર નાખવામાં આવતો નથી તેમ ચોળી કે એવું કાંઇ પણ પહેરતાં નથી. (અનુવાદક)

અવસ્થામાં એ રીવાજ કાંઇક યોગ્ય પણ છે. ડૉ. દૂસીંગ જેવા માનવ શાસ્ત્રીએ એમ કહે છે જ્યાં જ્યાં જમીન ફળદ્રુપ નથી હોતી ત્યાંજ એ રીવાજ પ્રવર્તે છે. કારણ કે જમીનમાં કસ ન હોય એટલે ખોરાકની મુશ્કેલી ઉભી થાય અને આત્મરક્ષણ ખાતર લોકો વસ્તી ઓછી કરવાને પ્રયત્ન કરે. ઓગણીસમી અને વીસમી સદીની સંતતિ અટકાવવાની નવી રીતોથી અજાણ્યા હોવાને લીધે એ લોકોએ માતાઓની સંખ્યા ઓછી કરવા માટે એક સ્ત્રીને ઘણા પુરૂષો વચ્ચે રાખવાને રીવાજ શરૂ કર્યો.

વળી એમ પણ કહેવાય છે કે સ્ત્રી પુરૂષની સંખ્યામાં કુદરતે સરખું પ્રમાણ રાખ્યું નથી. એટલે દરેક પુરૂષને પત્ની અને દરેક સ્ત્રીને પતિ મળે એમ બનતું નથી. જ્યાં સ્ત્રીઓની અછત હોય ત્યાં પુરૂષોના વાસનાતૃપ્તિના હક બહુપતિના રીવાજથીજ જળવાય. આ દલીલમાં પણ કાંઇક વજન છે. પરંતુ સ્ત્રી પુરૂષની સંખ્યામાં કહેવાય છે એટલો બધો ફેર હોય છે કે નહિ તે શંકાપડતું છે. ગરીબ દેશોના ઇતિહાસમાં એક બહુ દુઃખજનક વાત જણાય છે કે બાળહત્યાને પ્રચાર ઘણોજ છે. અને બાળહત્યાનો ભોગ હંમેશાં છોકરીઓજ થાય છે.§ આ પ્રમાણે સ્ત્રીઓની અછતનુ કારણ મનુષ્યોની ક્રૂરતા જ હશે. અને એને માટે કુદરત જવાબદાર ગણાય નહિ.

ઉજ્જડ ટિબેટમાં, ભુખે મરતા ટોડા લોકમાં અને બીજી જંગલી જાતોમાં બહુપતિના રીવાજનું કારણ ઉપર જણાવેલાં બેમાંથી એક અથવા બન્ને હોઇ શકે. રેડી લોકોનો રીવાજ તે વિષયવાસનાની વિચિત્રતા કહી શકાય. એનું મૂળ કારણ કદાચ કોઇ ઐતિહાસિક અકસ્માત્ હશે. કેટલાક માછી, ખેડુત અને તાડી કહાડનારા લોકોને

§.૧૯૧૧ ના હિંદના વસ્તી પત્રકનો રીપોર્ટ ઉપરથી જણાય છે તેમ હજી સુધી કન્યાઓનો દૂધ પીતી કરવાનો રીવાજ નષ્ટ થયો નથી. જુઓ રીપોર્ટનું પૃ. ૨૧૭–૨૧૮.

જે આલીયા સાન્તાના કાયદા લાગુ પડે છે તેનું મૂળ એજ પ્રમાણે છે.†

નાયર લોકોનો દાખલો બીજાં બધાં કરતાં તદ્દન જુદો છે. મલબાર જરાપણ ગરીબ દેશ નથી કે ત્યાં સ્ત્રીઓની અછત પણ નથી. નાયર સ્ત્રીઓની સંખ્યા માત્ર પોતાની જાતિના પુરૂષોને માટે જ નહિ પણ નાંબુદ્રી કુટુંબના નાના ભાઇઓ માટે પણ પુરતી છે. નાંબુદ્રી બ્રાહ્મણોમાં એવો રીવાજ છે કે માત્ર જયેષ્ઠ પુત્રેજ નાંબુદ્રી કન્યા સાથે લગ્ન કરવું. બીજા નાના પુત્રોએ નાયર સ્ત્રીઓ સાથે 'સંબંધમ્' રાખવો. આથી બાળકોનું પોષણ કરવાના ભારમાંથી તેઓ છટકી જાય છે કારણ કે બાળકોના મામા એમનું પોષણ કરે છે. આ કુશળતાથી કરેલી ગોઠવણનું બીજું એક પરિણામ એ થાય છે કે ઘણી નાંબુદ્રી કન્યાઓને લગ્ન કરવાની તક મળતીજ નથી, કારણ કે જ્ઞાતિ બ્હાર પરણવાની છૂટ નથી અને જયેષ્ઠ પુત્રોની સંખ્યા તો સ્વાભાવિક રીતે બહુ થોડી જ હોય. ઘણી નાંબુદ્રી સ્ત્રીઓ મોટી ઉમ્મરે આવવાહિત સ્થિતિમાં જ મરણ પામે છે. હિંદુઓમાં આ એકલોજ આવી જાતનો આશ્ચર્યકારક દાખલો છે. કેમ કે સાધારણ રીતે તો દરેક કન્યાને યુવાવસ્થા પ્રાપ્ત થતા પહેલાંજ પરણાવવી જોઇએ, નહિ તો માથે ચિરકાળનો આરોપ આવે !* નાયર લોકોના બહુપતિના રીવાજનું ખરૂં કારણ તે નાંબુદ્રી બ્રાહ્મણોની કુટિલતા છે. એ લોકોએ પોતાના સ્વાર્થ ખાતર આ અનીતિને ધાર્મિક ઠરાવી મૂકી છે. સ્મૃતિમાંથી એ લોકોએ શોધી કાઢ્યું છે કે "શૂદ્રને માટે સ્વર્ગમાં જવાનો રસ્તો એજ છે કે બ્રાહ્મણોની સેવા કરવી." આનો

† આ કાયદાનું મૂળ એક ભૂતલ પાંડય નામના માણસને ગણવામાં આવે છે. એને એના મામાનું રાજ્ય વારસામાં મળ્યુ હતું. અને તેનો ગુણ જાણવા ખાતર એણે પોતાના રાજ્યમાં મામાએ ભાણેજને વારસો આપવો એવો રીવાજ ચાલુ કર્યો.

* જુઓ The Cochin Tribes and Castes પૃ. ૧૯૮-૯૯ લેખક એલ. કે. અનંતકૃષ્ણ આયર બી. એ. એલ. ટી.

અર્થ તેઓ એવો કરાવે છે કે "શૂદ્ર સ્ત્રીઓ સાથે બ્રાહ્મણો, ક્ષત્રીયો, વૈશ્યો સંબંધ રાખે તે શાસ્ત્રાનુસાર છે. કોઈ શૂદ્રની સ્ત્રી સાથે વિષયભોગ કરવાની બ્રાહ્મણની ઇચ્છા થાય તો તે સ્ત્રીના પતિએ એ ઇચ્છા પૂરી પાડવીજ જોઇએ." મલબાર મૅરેજ કમિશન સમક્ષ ઘણા પ્રખ્યાત સાક્ષીઓએ ખુલ્લા અંતઃકરણથી જણાવ્યું હતું કે "કેરલમાં અબ્રાહ્મણ અથવા "મારૂમકકથાયમ્" સ્ત્રીએ શીલ પાળવાની જરૂર નથી. અને એક કરતાં વધારે પુરૂષ સાથે સંબંધ રાખવામાં હરકત નથી."* હાલના સુશિક્ષિત નાયરો પોતાની જાતની સ્ત્રીઓને અપમાનકારક એવા શાસ્ત્રાર્થ સામે સખત વિરોધ ઉઠાવે એ સ્વાભાવિક છે. પરંતુ હિંદુસ્તાન જેવા રૂઢિગ્રસ્ત દેશમાં ચાલતો આવેલો રીવાજ નષ્ટ થતાં બહુ વખત લાગે છે. અને આપણે ખાત્રીથી એમ કહી શકીએ કે નાંબુદ્રી બ્રાહ્મણોની આ અહંકારપૂર્ણ નિર્લજજતા જે મૂળ કારણ છે તે ગયા પછી પણ નાયર લોકોમાં બહુપતિનો રીવાજ ઘણા વખત સુધી કાયમ રહેશે.

સ્ત્રીસ્વાતંત્ર્ય વિષેના પુસ્તકમાં બહુપતિના રીવાજની ચર્ચાને સ્થાન છે કારણ કે સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ એમ કહે છે કે કુલસ્ત્રીની સત્તાનો રીવાજ એજ ખરી યોગ્ય સ્થિતિ હતી અને પુરૂષના લોભને લીધેજ સ્ત્રીની એ સત્તા જતી રહી. 'સંબંધમ્' ની રીતથી 'સ્વતંત્ર લગ્ન, સ્વતંત્ર લગ્નભંગ' ના ખ્યાલને ઐતિહાસિક આધાર મળે છે. અમેરિકાના લગ્નભંગના કાયદાની અતિશય શિથિલતાને લીધે લગ્ન 'સંબંધમ્' જ થઇ પડયું છે. એને ચાલતાં આવેલાં કોઈ બંધનો લાગુ પડતાં નથી. ખરા 'સંબંધમ્' ને તો કાયદામાં બંધન ન હોવા છતાં આચારમાં તો બંધનો છે જ અને તેથીજ એ શકય બને છે. લગ્નના સંબંધમાં એકપતિપત્નીવ્રત તેજ છેલ્લી સ્થિતિ નથી એમ સંબંધમના રીવાજથી જણાય છે.

---

* એજન પૃ. ૪૦.

આવી આવી વક્રોક્તિઓથી આપણે ખાસ સંભાળવાનું છે. 'સંબંધમ્' જીવન પર્યંતનો સંબંધ હોય તો એમાં અને એકપતિ-પત્નીવ્રતમાં કાંઇ ફેર નથી. એ સંબંધ કાયમનો ન હોય તો એને લગ્નભંગની શિથિલતા સામે જે જે વાંધા આગળ (પ્રકરણ ૧૩માં) ઉઠાવ્યા છે તે બધા લાગુ પડે છે. જે પ્રથામાં પિતા પોતાનાં બાળકોના રક્ષણ કે પોષણ માટે કાયદાની અથવા નૈતિક દૃષ્ટિએ બંધાયલો ન હોય તેને નીતિમય નજ કહી શકાય કારણ કે એથી વાસનાતૃપ્તિમાં બેદરકારી અને અવિચારીપણું આવે છે. એથી પુરૂષના નૈતિક વિકાસને હાનિ પહોંચે છે. અને બાળકોને પોતાનો પિતા કોણ તે ખબર ન હોવાથી એમને પિતાનાં સ્નેહભર્યાં લાડનો લાભ મળતો નથી. નાયર લોકોમાં પિતાની જગા 'કરનવન' એટલે મામા લે છે. એની સ્થિતિ વિચિત્ર છે. પોતાનાં ભાણેજોની સંભાળ લેવામાં એ એટલો ગુંથાઇ જાય છે કે એનાં પોતાનાં બાળકો તરફ લક્ષ આપવાનો વખત મળતો નથી. જો એને પોતાનાં બાળકો તરફ પ્રેમ હોય તો રીવાજ પ્રમાણે ભાણેજોની સંભાળ લેવાની ઇચ્છા ન રાખે કે એમને માટે ખર્ચ કરવાની શક્તિ પણ ન હોય. આ મુશ્કેલીને લીધેજ 'સબંધમ્' ના સિદ્ધાંતમાં જે સ્વતંત્રતા રહેલી છે તે તથા કાયદેસરનાં પરિણામ વ્યર્થ જાય છે. શ્રીયુત એલ. કે. અનંતકૃષ્ણ આયર જેમને નાયર જાતિ વિષે ઘણુંજ જ્ઞાન છે તે આજ પ્રમાણે કહે છે. 'સંબંધમ્' ની નિબળતા કયાં આવેલી છે તે એ બહુ કુશળતાથી બતાવે છે.× "કુટુંબની મીલ્કત સ્ત્રીની ગણાય છે. તે છતાંએ એ ઘરની માલીક નથી. 'કરનવન' (મામા) ઉપર આધાર રાખનાર ઘણાંમાંની એ એક છે. જો મામા બેદરકાર કે ક્રૂર હોય તો સ્ત્રીઓ અને બાળકોને બહુ દુઃખ પડે છે. બાળકોનો પિતા એમનો કાયદેસર વાલી નથી. એમના શિક્ષણનો ભાર પણ મામા પરજ છે. જે કુટુંબમાં ઘણાં બાળકો હોય ત્યાં એ કોઇને શિક્ષણ આપતો નથી. બ્હાનું એમ બતાવે છે કે બધાંને શિક્ષણ

× The Cochin Tribes and Castes. પૃ. ૫૦-૧.

આપવા જેટલી શક્તિ નથી અને કોઇને આપવું ને કોઇને ન આપવું એમ વહેરોવંચો ન થાય. કેટલેક ઠેકાણે કુટુંબ ઇર્ષા, ધિક્કાર, તકરારોનું ધામ બને છે. અને ઘરમાં ટંટા થયા સિવાય એક દિવસ પણ પસાર થતો નથી. એમ કહેવાય છે કે જેમ જેમ માનવ સંસ્કૃતિ આગળ વધતી જાય તેમ આ પ્રથા આચારમાં મૂકવી મુશ્કેલ પડતી જશે. કરકસર, શુદ્ધ જીવન, સ્વાભાવિક પ્રેમ એ સર્વની એ પ્રથા વિરોધી છે. પુરૂષને પોતાનાં સ્ત્રી બાળકોના પોષણની જવાબદારીમાંથી મુક્ત કરવાથી એ વગર વિચારે પ્રજા ઉત્પન્ન કરેજ જાય છે. ડહાપણ, અગમચેતી એ બધું નષ્ટ થાય છે. ખાવાપીવાની તંગીને લીધે પ્રજા અટકાવવી જોઇએ તેને બદલે વધે છે. દૂરનાં સગાં, જેમને પરસ્પર સ્વાભાવિક સ્નેહની લાગણી બીલકુલ ન હોય તે બધાંને એક ઘરમાં રહેવું પડે છે. ગૃહજીવન અશક્ય થઇ પડે છે. કારણ કે પિતા તો ઘરમાં એક મ્હેમાન છે, જે આવે છે અને જાય છે. જુદી જુદી જાતનાં માણસોના ટોળામાં મા અને બાળકો વસે છે. તેમનો આધાર બીનજવાબદાર વાલી ઉપર હોય છે. માત્ર અકસ્માતથી જ એ તે ટોળાનો વડો હોય છે અને તેથી એમ માની લેવાનું કે બધાં તરફ પક્ષપાતરહિત નજરે જોઇ શકે છે, અને છતાંએ પોતાનાં સ્ત્રી બાળકોનું હિત જાળવી શકે છે.

બહુપતિના રીવાજની જોડે જોડે એની એજ જાતિમાં બહુપત્નીનો રીવાજ પણ હોઇ શકે છે. પરંતુ એ સહયોગનાં પરિણામનું વર્ણન કરવા કરતાં તે વિષે કલ્પના કરી લેવી વધારે ઉચિત છે. માત્ર વિષયવિકારોને પ્રાધાન્ય મળે છે. અને તેથી બાળકો ભારરૂપ અને નડતર જેવાં લાગે છે. જ્યાં બાળકોની અવગણના થાય ત્યાં લગ્નની નૈતિક ભાવના નષ્ટ થાય છે. અને કેવળ સ્વાર્થપૂર્ણ જંગલી અવસ્થા પ્રાપ્ત થાય છે. જે સ્ત્રી એકી વખતે અનેક પુરૂષોના પ્રેમનું પાત્ર બને તેને એ લોકો પ્રત્યે કાંઇ સ્નેહ તો હોયજ નહિ કે એમને કાયમને માટે બંધનમાં રાખવાની આશા પણ રાખી શકે નહિ. એના

જીવનમાં અસ્થિરતા આવે છે. અને તેને લીધે એને આર્થિક સ્વાતંત્ર્ય મેળવવાની ફરજ પડે છે. અને બીજા ખંડમાં જણાવેલાં સર્વ અનિષ્ટ પરિણામ નીપજે છે. ઉચ્ચ સંસ્કારી પ્રજામાં બહુપતિનો રીવાજ અનિષ્ટ તેમજ અશક્ય છે. એમાં રહેલી વિકારમયતાને બુદ્ધિમાન્ કે નૈતિક જીવનમાં સ્થાન નથી. નાયર લોકોની શ્રેષ્ઠતા એમના બહુપતિના રીવાજને લીધે નથી પરંતુ 'સંબંધમ્' ને પતિવ્રત જેવી પવિત્રતા આપી છે તેથી જ છે.

બહુપતિનો રીવાજ જેટલો વિરલ છે તેટલોજ બહુપત્નીનો રીવાજ સાધારણ છે. પુરૂષો મોટે ભાગે–પછી કાયદા પ્રમાણે કે આચારમાં પણ–બહુસ્ત્રી કરનારાજ હોય છે, એમ કહેવું તે અતિશયોક્તિ નથી. કહેવાય છે કે શહેનશાહ અકબરની માનીતી દાઇનો પુત્ર ખાન–ઇ–અઝમ મીરઝા બહુપત્નીના રીવાજની તરફેણમાં કહેતો કે "દરેક માણસે ચાર સ્ત્રી પરણવી જોઇએ. વાત કરનાર કોઇ જોઇએ માટે એક ઇરાની સ્ત્રી હોવી જોઇએ; ખોરાસાનની સ્ત્રી ઘરકામ કરવા માટે જોઇએ; હિંદુ સ્ત્રી બાળકો ઉછેરવા માટે જોઇએ; અને તુર્કસ્તાનની સ્ત્રી ચાબુકનો માર ખાવા માટે એટલે બીજી ત્રણ પણ ચેતતી રહે." શોપનહાઅરે કટુ પણ સત્યજ કહ્યું છે કે "બહુ સ્ત્રીના રીવાજ વિષે દલીલો કરવી નકામી છે. સર્વત્ર એ છે જ એમ માનવાનું છે." ખ્રિસ્ત ધર્મને બેશક એટલું માન તો ઘટે છે જ કે દુનિયાના મહાન્ ધર્મોમાં એકપત્નીવ્રતને લગ્નનો આદર્શ ગણનાર એ પહેલો અને એકલોજ છે. પણ વિચારમાં એ ભાવનાને જેટલું મહત્વ અપાયું છે તેટલું આચારમાં પણ અપાયું છે એમ કહેવાની ધૃષ્ટતા કોણ કરી શકે? શોપનહાઅરની સ્પષ્ટ ઉક્તિને ખ્રિસ્તીઓ પોતે પણ ખોટી પાડી શકે તેમ નથી. "ખરા એકપત્નીવ્રતધારીઓ ક્યાં છે? આપણે બધા થોડા વખત માટે, ઘણાખરા તો હમેશાં, બહુસ્ત્રી કરનારાજ હોઇએ છીએ." યુરોપમાં વેશ્યાવૃત્તિએ પરિણીત જીવનની પુંઠ પકડી છે અને એવા અનાચાર ઉત્પન્ન કર્યા છે કે જેની

આગળ બહુસ્ત્રી પરણનારા લોકોની નીચતા તો કાંઈ ગણતરીમાં નથી. વેશ્યાવૃત્તિમાં ફસાયલી સ્ત્રીઓ આ વિષે ખાત્રી આપશેજ. આ અનાચાર આટલો બધો પ્રસર્યો છે તેનું કારણ શું? કુદરતનો કાયદો એથી દેખાય છે કે મનુષ્યજાતિની કુટિલતા?

દુનિયાની દરેક સુધરેલી પ્રજા–યુરોપની સુદ્ધાં, વિચારમાં નહિ પણ આચારમાં–બહુસ્ત્રી કરનારી છે. પ્રાચીન ઇરાની કે હિંદુ પ્રજાની કે અર્વાચીન મુસલમાન પ્રજાની મહત્તા તરફ નજર કરતાં આજ સત્ય તરી આવશે. આ સર્વ સંસ્કૃતિઓએ નૈતિક ભાવનાઓની ઉન્નતિ કરવામાં ઘણો ભાગ ભજવ્યો છે. ઝરથુસ્ત્રે સત્યને આપેલું મહત્વ, હિંદુની ધર્મ પ્રત્યે આસક્તિ, એનો માનવજાતિનાં ઉચ્ચતમ શિખરોમાં સમાવેશ થાય છે. તેમજ ખલીફાના સમયના બળવાન મુસલમાનો, સત્તાના શોખીન યુરોપીઅનોને શૌર્ય અને પ્રેમના ઘણા પાઠ શીખવી શકતા. આવી સંસ્કારી પ્રજાઓએ બહુસ્ત્રીના રીવાજને કાયદેસર અને અને નીતિબદ્ધ ગણ્યો છે એટલે એને કેવળ અનીતિમાન રૂઢિ તરીકે કાઢી ન નંખાય.

બહુપતિનો રીવાજ એ પ્રજાવૃદ્ધિને કૃત્રિમ રીતે અટકાવે છે પણ બહુસ્ત્રીનો રીવાજ એને વધારે છે. ખેડુતોને ઘણી સ્ત્રીઓ અને બાળકો હોય તો કામમાં મદદરૂપ થાય છે. પુરૂષની વિષયભોગની શક્તિ ઘણા લાંબા વખત સુધી પહોંચે છે. પણ સ્ત્રીની તો બહુ થોડો વખત રહે છે. સ્ત્રીને માસિક માંદગીમાં અને બાળકના જન્મ વખતે આરામની જરૂર હોવાને લીધે પુરૂષ અને સ્ત્રીને વાસનાતૃપ્તિની ઇચ્છામાં અસમાનતા આવે છે. આ સર્વ કારણોને લીધે નીતિની ઉચ્ચતમ દૃષ્ટિએ નહિ તો શારીરિક દૃષ્ટિબિંદુથી પણ બહુસ્ત્રીનો રીવાજ કાંઈક વાજબી ગણી શકાય. એક સમયે યુરોપમાં ખ્રિસ્તી પ્રજાને પણ વસ્તી ઘટી જવાને લીધે એ રીવાજને કાયદેસર ગણવો પડયો હતો. ત્રીસ વર્ષની લડાઇ પછી વસ્તી એટલી બધી ઘટી ગઈ કે વેસ્ટફાલીઆની સુલેહ પછી કેટલાંક જર્મન રાજ્યોમાં બે સ્ત્રી કરવાની રજા આપવામાં આવી.

સેંટ ઑગસ્ટિન જેવા ચુસ્ત ખ્રિસ્તીને પણ બહુસ્ત્રીના રીવાજમાં કાંઈ અયોગ્ય લાગ્યું ન હતું. વળી આપણા પોતાના જમાનામાં પણ છેલ્લા યુદ્ધથી થએલા ભયંકર નુકસાનને પહોંચી વળવા માટે બહુસ્ત્રી કરવાની સૂચના થઇ હતી. ડૉ. લ બૅા તથા મોં. લેતૂર્નો ધારે છે કે બહુસ્ત્રીનો રીવાજ ફરીથી કાયદેસર ગણાય એ બીલકુલ અસંભવિત નથી.

બહુસ્ત્રીના રીવાજની તરફેણમાં સાહિત્ય અને કલામાં પ્રભાવ શાળી બુદ્ધિ ધરાવનાર વિરલ વ્યક્તિઓના ખાસ લક્ષણ વિષે ઉલ્લેખ કરવો જોઇએ. એમનામાં એકી વખતે એક કરતાં વધારે વ્યક્તિઓ સાથે અત્યંત જુસ્સાથી પ્રેમ કરવાની શક્તિ હોય છે અને તેઓ એનું સ્મારક, શબ્દ ચિત્રપટ કે આરસમાં બનાવે છે. માત્ર પોતાની સ્ત્રીના પ્રેમમાંજ ગોઇટેની બુદ્ધિનો વિકાસ ન થઇ શકયો હોત. કદાચ એમ પણ હોય કે શેલી અને બાયરનનો અસ્થિર પ્રેમ એમની બુદ્ધિ નો એટલો આવશ્યક ભાગ હોય કે એને કાપી નાખવાથી બુદ્ધિનો પણ વિનાશ થયો હોત.

પરંતુ સ્ત્રીસ્વાતંત્ર્યવાદીના દૃષ્ટિબિંદુથી આ બધાં કારણોમાંથી એક પણ બહુસ્ત્રીના રીવાજને વાજબી ઠરાવી શકે તેમ નથી. એ બધું છાવરવા માટે અથવા અપવાદરૂપ છે એમ કહી એને કાઢી નાખી શકાય. જો બહુપતિનો રીવાજ યોગ્ય ગણાતો હોય તો કદાચ કેટલીક સ્ત્રીઓ બહુસ્ત્રીના રીવાજને વાજબી ગણે ખરી. પરંતુ યુરોપમાં સ્ત્રીઓનો મોટો સમૂહ જે એક પત્નીવાળાં કુટુંબમાં ઉછર્યો હોય એ તો એકપતિપત્નીનો રીવાજ જ પસંદ કરે. સ્ત્રીઓ જે સમાનતા માગે છે તે બહુસ્ત્રીના રીવાજની જોડે રહી શકે તેમ નથીજ. બાળકના જન્મ વખતે પોતાની જીંદગી જોખમમાં આવી પડે ત્યારે અત્યંત દુઃખની ક્ષણોમાં પણ, પોતેજ માત્ર પતિના હૃદયની રાણી છે અને સપત્નીના હાસ્યમાં પોતાનો પ્રેમ વીસરાશે નહિ એ વિચારથી એનું

દુઃખ કાંઇક ઓછું થાય છે. પોતાના ગૃહને એક નિષ્ઠાથી પોતાનો સ્નેહ અર્પે છે તેના બદલાની પતિ પાસેથી આશા રાખે છે. પુરૂષની વિષયવાસના ગમે તો ટુંકા કે લાંબા વખત માટે પણ થોડા સમય નો આરામ ન ખમી શકે એ સ્ત્રી કબુલ કરતી નથી. જેમનામાં કુદરતી રીતે જ ભ્રષ્ટ બુદ્ધિ હોય એવા થોડા દાખલાના અપવાદ બાદ કરતાં સાધારણ પુરૂષ તો નિયમબદ્ધ વિષયતૃપ્તિ ખુશીથી પાળી શકે. રસ્તામાં રખડતી સ્ત્રીઓના લલચાવવાથી લંપટ વાતોથી, વિષય તૃપ્તિ વ્હેલી શરૂ કરવાની આવશ્યકતા વિષે ખોટી સમજથી—જેને દુર્ભાગ્યે કેટલાક દાક્તરો અને વિષયકુટિલતા (Sexual Perversity) ના અભ્યાસીઓ પણ ઉત્તેજન આપે છે—એ સર્વને લીધે બહુસ્ત્રીનો રીવાજ આચારમાં મૂકાય છે. અપવાદરૂપ દાખલા ઉપરથી સામાન્ય મનુષ્યો માટે નિયમ ઘડવા એ બહુ ભયંકર છે. પણ લિંગભેદચિકિત્સકો આવુંજ કરે છે. કાયદેસર કે ગેરકાયદેસર બહુસ્ત્રીના રીવાજમાં થી એની કહેવાતી આવશ્યકતા અને વિમાર્ગે દોરતી આકર્ષકતા લઇ લેવા માટે એટલુંજ જરૂરનું છે કે સામાજિક પરિસ્થિતિ વધારે શુદ્ધ થાય, લિંગભેદના પ્રશ્નો પ્રત્યે વધારે સાત્વિક દૃષ્ટિથી જોવાય અને પવિત્ર જીવન ગાળવાની ઇચ્છા ઉત્પન્ન થાય. અને આવી સ્થિતિ ઉત્પન્ન કરવાનું મનુષ્યની શક્તિની બ્હાર છે એમ કોણ કહી શકે?

પ્રભાવશાળી બુદ્ધિ (genius) ના સંબંધમાં પણ સ્ત્રીસ્વાતંત્ર્યવાદી અસ્થિર પ્રેમની આવશ્યકતા કબૂલ નહિ કરે. દાંતેના પ્રેમની સ્વર્ગીય પ્રભા, મિલ્ટનની ચુસ્ત વિશુદ્ધતા, સ્કૉટની બાળક જેવી નિર્દોષતા, બ્રાઉનીંગના પરિણીત પ્રેમની દૃઢતા એ સર્વને દાખલા તરીકે સ્ત્રીસ્વાતંત્ર્યવાદી આપી શકે. મહાન્ ગોઇટે પણ ઘણાં પ્રેમપાત્રો કરવા છતાં તીવ્ર મનથી પ્રાર્થના કરતો કે બીજા જન્મમાં માત્ર એકજ વ્યક્તિ સાથે પ્રેમ કરવાનું પ્રાપ્ત થાય. ઇલીઝાબેથ બ્રાઉનીંગની ઉચ્ચતમ વિશુદ્ધતા સમક્ષ જ્યૉર્જ સૅન્ડના અતિ ઉત્કટ પ્રેમ પ્રસંગો માત્ર મંદ તેજ નાખતા.

આવાં દૃષ્ટાન્તોના અસ્તિત્વને લીધે પ્રેમને ઉચ્ચતા પ્રાપ્ત થાય છે, અને તે આદરણીય બને છે. વસ્તુસ્થિતિ કદાચ એથી ઉલટી હોય એટલે જુદી જુદી દિશામાં પ્રેમ ખૂબ છૂટથી વેરવાથીજ પ્રભાવશાળી બુદ્ધિનો વિકાસ થઇ શકતો હોય તો પણ બહુસ્ત્રીની રીત પૂરેપુરી વાજબી ન ગણી શકાય. એલન કી જેવી જાતની સ્ત્રીસ્વાતંત્ર્યવાદી જે જીવનની ઉન્નતિ એજ બહુસ્ત્રી કે એકપત્નીવ્રતનું વાજબીપણું ગણે, અને બન્નેને ખરાં ગણે, તેને પણ એમ કબૂલ કરવું પડયું હતું કે પ્રભાવશાળી બુદ્ધિઓને જે પ્રેમરાશિઓ મળે છે તે "સામાન્ય મનુષ્ય જાતિની આધ્યાત્મિક ભૂમિ કે ઋતુ ન હોઇ શકે"× જનસમૂહનો મોટો ભાગ પ્રેમને હલકો પાડયા સિવાય તથા પોતાનામાં શારીરિક અને માનસિક ક્ષીણતા આણ્યા સિવાય એને મન ગમે તેમ ખરચી નાખી શકેજ નહિ. આવા ઉડાઉ પ્રેમની જ્વાળા નિયમ રહિત બળી શકેજ નહિ. ઘણા ખરા માણસોમાં તો એવા પ્રેમનું સ્થાન નીતિભ્રષ્ટ વિકારમયતા લે છે. અને તેઓ વાસનાને ઉત્તેજિત કરવાનાં કૃત્રિમ સાધનો શોધતા ફરે છે તથા ઉન્માદી જીવન ગાળે છે. એ જીવનમાં આનંદ જેવું તો કાંઈ હોતુંજ નથી.

સ્ત્રીઓ એમ ફરિયાદ કરે છે કે દુનિયામાં અસ્તિત્વ ધરાવતાં બધી જાતનાં લગ્ન અને ખાસ કરીને બહુસ્ત્રી સાથેનું લગ્ન તે પુરૂષના આર્થિક લોભનું કારણ છે. સ્ત્રી અને કુટુંબને તે મિલ્કતનું રક્ષણ કરવાના સાધન તરીકે વાપરે છે. ડૉ. ગુડસેલ તો એટલે સુધી કહે છે કે આર્થિક હેતુજ "ઇતિહાસના ઉષઃકાળથી ૧૯ મી સદીના દ્વિતીયાર્ધ સુધી મૂળ કારણ હતું."+ આ પ્રકરણને મથાળે ટિપુ સુલતાનના શબ્દ ઉતાર્યા છે તે પ્રમાણે સ્ત્રીઓની ગણના તિરસ્કારપૂર્વક

---

× એલન કી કૃત. Love and Marriage પૃ. ૩૮.

+ ગુડસેલ કૃત The Family as a Social and Educational Institution. પૃ. ૩૦૪.

નોકરો અને સરસામન સાથે કરવામાં આવે, તો પછી લગ્નના આર્થિક હેતુનો મત ખરો દેખાય છે. પરંતુ ખરી રીતે દરેક જાતના લગ્નમાં કાંઇક નૈતિક હેતુ સમાયલોજ હોય છે. લેવિરેટ* જેવા વિચિત્ર રીવાજ માં પણ આ સત્ય ભાસે છે. એ રીવાજ પ્રમાણે પુરૂષને પોતાના ભાઇની વિધવા સાથે પરણવાની ફરજ પડે છે. આમાં પણ મૂળ હેતુ તે વિધવાનું સંરક્ષણ છે. આ દૃષ્ટિબિંદુથી જોતાં બહુસ્રીનો રીવાજ એકપત્નીવ્રત કરતાં ઉતરતો જ કહેવાય. પુરૂષને પોતાની બધી સ્રીઓમાં સરખીજ આસક્તિ હોય તો એકેને પૂરો પ્રેમ મળે નહિ. પરંતુ એક પત્નીવ્રતમાં તો સ્રીની રક્ષા સર્વશ્રેષ્ઠ રીતે થઇ શકે છે.

વળી બહુસ્રીઓના પતિનો સ્નેહ સરખી રીતે ન વ્હેંચાયલો હોય તો સ્રીઓમાં પરસ્પર ઇર્ષા થવાનીજ. સ્રીની ઇર્ષા કેટલી હદ સુધી પહોંચી શકે છે તેનો સમસ્ત મનુષ્ય જાતિને અનુભવ છે. સપત્નીઓમાં ઇર્ષા કેવી રીતે પ્રવર્તે છે તેના વેસ્ટરમાર્કે થોડા દાખલા ટુંકામાં એકઠા કર્યા છે, "ક્રૅકલીન એવો દાખલો આપે છે કે જેમાં એક અમેરિકન ઈંડીઅન સ્રીએ ઇર્ષાના આવેશમાં ફાંસો ખાઇ આપઘાત કર્યો. બીજી એક સ્રી તેના પતિએ નવી સ્રી કરવાથી પોતાના બાળક સાથે મિસિસિપિ નદીમાં ડૂબી મરી;......એક ન્યુજીઅન પુરૂષ ચાર સ્રીઓ કરે ત્યારે એની ઝુંપડી દરરોજ રણક્ષેત્ર બની રહે છે અને ઘણીએ યુવાન સુંદર સ્રીઓને પતિની માનીતી થવાને લીધે પોતાના જીવનનો ભોગ આપવો પડે છે."

"પૅસિફિક મહાસાગરના બેટોમાં પણ આવીજ જાતના દાખલા બને છે. એક ફિજી સ્રીનું નાક કપાયલું જોઇ મિશનરી વિલિયમની સ્રીએ પૂછ્યું કે "તમારામાં આટલી બધી સ્રીઓ કપાયલા નાકવાળી કેમ હોય છે?' પેલીએ જવાબ દીધો કે 'એક પુરૂષને ઘણી સ્રીઓ હોવાને લીધે.' ઇર્ષાને લીધે ધિક્કાર ઉત્પન્ન થાય છે અને જે જબરી

---

* જુઓ લેતૂર્નો પૃ. ૨૬૩ એફ.

હોય તે, પોતે જેને ધિક્કારતી હોય તેનું નાક કાપવાનો કે કરડી ખાવાનો પ્રયત્ન કરે છે."×

બહુસ્ત્રીવાળા કુટિલ, કંકાસી કુટુંબમાં ઉછરેલાં બાળકોનાં મન ઉપર કેવી માઠી અસર થાય તેની કલ્પના કરવી સહેલ છે. હિંદુસ્તાનમાં ઘણાં રાજકુટુંબોમાં સપત્નીઓની ઇર્ષાને લીધે ચાલુ ખટપટો ચાલ્યાજ કરે છે. બાળકોના નૈતિક શિક્ષણ માટે શાંતિ, સંપ, માબાપનો પરસ્પર પ્રેમ, ઇત્યાદિ બહુજ અગત્યનાં છે. પરંતુ જ્યાં એક પતિને ઘણી સ્ત્રીઓ હોય ત્યાં એ સર્વનો અભાવ હોય છે. આ પ્રમાણે ઉંચામાં ઉંચા નૈતિક દૃષ્ટિબિંદુથી પણ બહુ સ્ત્રીનો રીવાજ તિરસ્કારને પાત્ર છે. જો સ્ત્રી વંધ્યા હોય અને એને સંતતિ થઇ શકે તેમજ ન હોય તો બીજી સ્ત્રી કરે તે કદાચ વાજબી ગણાય.*

બહુસ્ત્રીના રીવાજ ઉપર હજી એક બીજું દોષારોપણ કરવાનું છે. એ રીવાજ જો કાંઇ પણ ન્યાયની બુદ્ધિથી ચાલુ રાખવો હોય તો પહેલું એ જોવું જોઇએ કે દેશમાં સ્ત્રીઓની સંખ્યા બહુજ વધારે છે કે નહિ. જ્યાં આ રીવાજ હોય છે ત્યાં આ પ્રમાણે બહુ ભાગ્યેજ હોય છે. સાધારણ રીતે તો એ રીવાજથી રાજાઓ અને શ્રીમંતો ઘણી સ્ત્રીઓ પરણવાની મોજ ભોગવે છે અને કેટલાએ ગરીબ પુરૂષોને ભાગે એક પણ સ્ત્રી આવતી નથી. સંસારમાં સાધા-

---

× History of Human Marriage પૃ. ૪૯૭.

* પુરૂષ નપુંસક હોય કે પોતાનાં કર્મનાં ફળથી રોગી થયો હોય તો પણ સ્ત્રીને બીજો પતિ કરવાની છૂટ મળે છે ? પાશ્ચાત્ય દેશોમાં તો આવા કારણસર લગ્નનો ભંગ પણ થઇ શકે. પરંતુ આપણા દેશમાં તો બાલ્યાવસ્થામાં કાંઈજ જાણ્યા સિવાય બાળકોને માબાપ પરણાવે અને તેમ છતાં ગમે તે થાય પણ સ્ત્રીને એ પતિ સાથે જન્મારો કાઢવોજ પડે. પુરૂષ તો સ્ત્રીને કાઢી મૂકી શકે, બીજી સ્ત્રી કરી શકે, ગમે તે રીતે પોતાનું સુખ શોધી શકે. પ્રો. વાડીયા જેવા વિદ્વાન માત્ર સંતતિના કારણસર બીજી સ્ત્રી કરવી વાજબી ગણે છે તે બહુજ આશ્ચર્યકારક લાગે છે. (અનુવાદક).

રણુ રીતે દરેક પુરૂષને એકજ સ્ત્રી હોય તો એમ માનવાનું કે ઘણા ખરા પુરૂષો એક કરતાં વધારે સ્ત્રીનું પોષણ કરી શકે તેમ નથી. અને એમ પણ ધારવાનું કે કાયદા પ્રમાણે વધારે સ્ત્રી કરવાનો હક હોવા છતાં તેઓ બુદ્ધિપુરઃસર અને નિર્વિકારી દૃષ્ટિથી એકજ સ્ત્રી પરણે છે. હિંદુઓ અને મુસલમાનોનાં ધર્મ અને કાયદાના પુસ્તકોના વાચન માત્રથી આપણે ધારીએ કે એ લોકોમાં બહુસ્ત્રી કરવાનો રીવાજ બહુ પ્રસરેલો હશે પણ ખરી રીતે જોતાં એક સ્ત્રીનો રીવાજ જ સાધારણ રીતે દેખાય છે.

આ સર્વ કારણોને લીધે માનવલગ્ન ધીરે ધીરે એકપત્નીવ્રતની સમીપ આવતું જાય છે. ઘણી ખરી સુધરેલી પ્રજાઓએ બહુસ્ત્રીના રીવાજને અનુમતિ આપી છે તેનું એક કારણ એ ગણી શકાય કે એ બધી પ્રજાઓની સંસ્કૃતિ પુરૂષરચિત હતી. અને દરેક જાતની સંસ્થા ઉભી કરતી વખતે નૈતિક દૃષ્ટિબિંદુ કરતાં પુરૂષોનો સ્વાર્થ વધારે લક્ષમાં રાખવામાં આવ્યો છે. કેટલીક જંગલી પ્રજાઓની નૈતિક વિશુદ્ધતા સુધરેલા મનુષ્યોની નીતિભ્રષ્ટતાથી બહુ જુદી પડી આવે છે. સીલોનના વાયનડોટ, આઇરોકવોઇ અને વેદ્દા જાતના લોકોમાં એકજ સ્ત્રી પરણવાનો રીવાજ હોય છે. તેમજ નિકોબાર બેટના લોકો " એકજ સ્ત્રી પરણે છે, અને વ્યભિચારને ઘોર પાતક ગણે છે. "× આંદામાનના બેટમાં એક ઉપર બીજી સ્ત્રી, બહુસ્ત્રી, બહુ પતિ અને લગ્નભંગ (છેડા છુટકો) એ સર્વ, કોઇ જાણતું જ નથી. જંગલી લોકો અનીતિમાન હોય છે તે પરદેશીઓના સંગની માઠી અસરનું જ પરિણામ છે. *

---

× વેસ્ટરમાર્ક કૃત History of Human Marriage પૃ. ૪૩૫-૬.

* વેસ્ટરમાર્કકૃત The Origin and Development of Moral Ideas ગ્રંથ બીજો પૃ. ૪૨૪–"ઘણા દાખલામાં જંગલી લોકોની અનીતિનું કારણ પરદેશીઓની અસર છે. ઉંચી જાતના સુધરેલા લોકો જે ઘણુંખરૂં કુંવારા હોય તે જંગલી દેશોમાં કમાવા જાય છે. ત્યાંની સ્ત્રીઓ

જો જંગલી પ્રજાઓ આવી દૃઢતાથી એકપત્નીવ્રત પાળી શકે તો સુધરેલી પ્રજાઓ જેમને વધારે જ્ઞાન હોય છે તેમણે તો વિકારોને વશ રાખવાજ જોઇએ અને શુદ્ધ જીવન ગાળવું જોઈએ. સુધરેલા લોકો ગમે તે કારણસર એમ કરી શક્યા નથી અને તેથી તેમણે કબુલ કરવું જોઇએ કે જંગલી લોકો જેટલી નીતિ પાળવાની તેમનામાં શક્તિ નથી. ગમે તેમ પણ એટલું તો સિદ્ધ થાય છે જ કે જંગલી લોકો જો દૃઢતાથી એકપત્નીવ્રત પાળી શકે તો સુધરેલી પ્રજાએ પાળવાને શક્તિમાન હોવી જ જોઇએ + ઘણા યુગથી એવી માન્યતા ચાલી આવતી હતી કે બહુસ્ત્રીનો રીવાજ કુદરતી છે. કારણ કે સ્ત્રી એ પુરૂષથી ઉતરતી છે તે એક સિદ્ધ થએલી વાત ગણાતી. અત્યારે આ માન્યતા ઉડી ગઇ છે. વાઇનીગર જેવા કોઈક

---

સાથે નિયમસર લગ્ન કરવાની ઈચ્છા હોતી નથી પણ એમની સાથે વ્યભિચાર કરવામાં એમને બીલકુલ બાધ નડતો નથી.” ડબલ્યુ. એન. વિલિસ કૃત The White Slaves of London માં ૧૯૦-૧ મે પાને લખ્યું છે કે “છેક હમણાં સુધી ઝુલુ પ્રજામાં જો કોઈ યુવાન સ્ત્રીપુરૂષ વ્યભિચાર કરતાં પકડાય તો બન્નેનું મોતજ આવતું. જ્યાં સુધી ખ્રિસ્તિ રાજકર્તાઓ ત્યાં પહોંચ્યા ન હતા ત્યાં સુધી એ પ્રજાનો પુરૂષ એજ પ્રજાની કન્યા ઉપર અત્યાચાર કરે તો એને મોતની શિક્ષા થતી. ડચ લોકોએ દક્ષિણ આફ્રિકાનો કબજો લીધો તેના ઘણા વખત પહેલાં જંગલી પ્રજાના મુખ્ય અધિકારીઓ અનીતિ માટે મોતનીજ શિક્ષા કરતા.”

+ નીતિમાન રહેવામાં શક્તિ અશક્તિ એ કારણ નથી. પશ્ચિમની ખોટી અસરવાળા લોકો એમ માને છે કે નીતિમાન રહેવું તે ‘બાયલા’, ‘જંગલી’, અસલી લોકોનું કામ છે. શ્રીમંતો એમ માને છે કે વેશ્યાઓ, રખાતો પાછળ પૈસા ન ખરચી શકે તેજ નીતિમાન રહે, બાકી શ્રીમંતો તો અનીતિમાન હોય ત્યારેજ એમની મોટાઈ ગણાય. ગરીબ લોકો એમ માને છે કે નીતિ પાળવી, શુદ્ધ રહેવું એ બધું પૈસાદારને પરવડે, ગરીબ લોકોને તો અનીતિમાન થયા સિવાય છુટકો જ નહિ. આમ ચારે તરફથી હુમલા થાય ત્યાં નીતિ બિચારી કેવી રીતે ટકી શકે ? ( અનુવાદક ).

લેખક પુરૂષની સ્ત્રી ઉપરની શ્રેષ્ઠતા બહુ કુશળતાથી સિદ્ધ કરવા ભલે યત્ન કરે. પરંતુ વ્યવહારમાં તો યુરોપ અને અમેરિકામાં મોટે ભાગે સ્ત્રીના ઉતરતાપણાની માન્યતા જતી રહી છે. અને કાયદામાં તો સ્ત્રીપુરૂષની સમાનતા સિદ્ધ થઈ છે. આ સમાનતાનું મોટું પરિણામ તે કાંતો એકપત્નીવ્રત થાય અથવા તો દરેક જાતના લગ્નને પરવાનગી મળે એવું થાય. આ દરેક જાતના લગ્નમાં થોડા વખતનું કામચલાઉ લગ્ન પણ આવી જાય. એવી જાતનું લગ્ન એટલે કાયદેસર વ્યભિચાર. આ આપણા હિતમાં બહુજ નુકસાનકર્ત્તા છે. વ્યવહારમાં ગમે તેમ થતું હોય પણ આજે એકપત્નીવ્રત એજ લગ્નનો આદર્શ છે. આ અગત્યના સુધારાની શરૂઆત ખ્રિસ્તિધર્મે કરી હતી. અને ખ્રિસ્તિ લગ્નના કાયદામાં ગમે તેવી ખામીઓ છતાં માનવલગ્નના ઇતિહાસમાં સૌથી અગત્યનો ફેરફાર કરવા માટે ખ્રિસ્તિ ધર્મને ધન્યવાદ ઘટે છે.



# પ્રકરણ ૧૨ મું.

## લગ્નની નિષ્ફળતા.

"Not till Nature's law and man's are one
Can marriage of the man and woman be."

MEREDITH.

ગયા પ્રકરણમાં આપણે જોયું કે નૈતિક દષ્ટિબિંદુથી એક પુરૂષનું એકજ સ્ત્રી સાથેનું લગ્ન એ શ્રેષ્ઠ પ્રકારનું લગ્ન છે. એમાં પતિને સ્ત્રીનો અગાધ પ્રેમ અને આસક્તિ મળે છે. અને પુરૂષની પ્રેમભાવનાનો એકજ સ્ત્રીના સ્નેહમાં સાક્ષાત્કાર થાય છે. પુરૂષ એક કુસંપી નહિ પરંતુ સંપીલા કુટુંબનો વડીલ બને છે. બાળકોના દષ્ટિબિંદુથી પણ જ્યાં પુરૂષને એકજ પત્ની હોય એવા કુટુંબમાં જ તેઓ શાંતિ અને સ્નેહમાં ઉછરે છે. જ્યાં અનેક પત્નીઓના ટંટા અને ખટપટો ચાલતાં હોય ત્યાં શાંતિ કે સ્નેહ મળતાં નથી. અનુમાન કરતાં એમ લાગે કે એકજ સ્ત્રી સાથેનું લગ્ન સુખી નીવડવુંજ જોઇએ, અને "એકપત્નીવ્રતધારી" ખ્રિસ્તિ પ્રજા સુખી ગૃહો અને સારી રીતે ઉછેરેલાં બાળકોથી ભરપૂર હશે. પરંતુ અનુભવ ઉપરથી જણાય છે કે આ અનુમાન કલ્પના માત્ર છે. ઘણાંએ યુરોપીઅન કુટુંબો ખાસ કરીને દુઃખી હોય છે. સામાજિક પ્રશ્નોના ઘણા વિચારકોએ આધુનિક લગ્નની રૂઢિમયતા તથા દાંભિકતા સામે સખત વિરોધ ઉઠાવ્યો છે. મેરેડિથ કહે છે તેમ એ લગ્ન નહિ પણ 'પરણેલું જુઠાણું' (wedded lie) છે. માત્ર સંતોષ એજ સુખ ગણાતું હોય તો ગમે તે સમય લો તોપણ પાશ્ચાત્ય દેશો કરતાં પૂર્વના દેશોમાં સુખી લગ્નોની સંખ્યા ઘણી વધારે નીકળે. પરંતુ એ રીતે સરખામણી કરવી યોગ્ય નથી. કારણ કે પૂર્વના દેશોમાં સ્ત્રીઓને જાણી જોઇને ઓઝલમાં અને એટલી અજ્ઞાન રાખવામાં આવે છે કે પતિના સ્વચ્છંદી તુરં-

ગોને મુંગે મ્હોંએ વશ થવું એનેજ એ લોકો સુખ માને છે. અસં-તોષ જેવી દિવ્ય વસ્તુની એમને ખબર નથી.* અને એ રીતે એક જાતનું સુખ તો તેમને મળે છે. પરંતુ પાશ્ચાત્ય દેશોમાં સ્થિતિ એથી તદ્દન ઉલટી છે. સ્ત્રીઓ બહુજ કેળવાયલી, સંસ્કારી અને અનુભવી છે એટલે પતિ ગમે તેવો દુરાચારી, દુષ્ટ કે મૂઢ હોય તો પણ એની જુઠી પતરાજીઓમાં પોતાનું વ્યક્તિત્વ સમાવી દેવું એમ ન જ માને. સ્ત્રીને પણ સ્વતંત્ર વ્યક્તિત્વ છે. અને એને પતિ ઉપર પ્રેમ રાખવાનો હક છે, પતિની આજ્ઞા પાળવાની ફરજ નથી એ સિદ્ધ કરવા જતાં ઘણીવાર લગ્નના સુખમાં અંતરાય આવે છે, અને કેટલીકવાર અંતે લગ્નભંગ માટે અદા-લતમાં જવા સુધી વાત પહોંચે છે. કેળવણીને લીધે એ સ્ત્રીઓને પોતાનો વિશાળ કાર્યપ્રદેશ સમજાયો છે. એમના સુખનું ક્ષેત્ર પૂર્વની સ્ત્રીઓના સંકુચિત આત્મસંતોષ કરતાં એટલું બધું વિશાળ છે કે એની સરખામણી જ થઇ શકે તેમ નથી. પરંતુ આ વિકાસને લીધે લગ્ન, એ પહેલાં કદિ ન હતો એટલો મુશ્કેલ પ્રશ્ન થઈ પડયો છે. જેમ લગ્ન એટલી હદ સુધી પહોંચી શકે છે કે બે આત્માઓનું ઐક્ય થઈ એકતાર બની રહે છે; તેમ બન્ને આત્મા જો પરસ્પર સ્નેહથી ન જોડાઇ શકે તો એટલી જ હદ સુધી દુઃખી થઇ શકે છે. પ્રેમના વિષયમાં શિક્ષણ આપવું એટલું મુશ્કેલ છે કે ઘણાંખરાં લગ્ન કંઇ કંઇ પ્રકારનો અસંતોષ કે દુઃખ ભોગવે છે તેમાં કાંઈજ નવાઇ

---

* અસંતોષને દિવ્ય વસ્તુ કહેવી એ આપણાં હિંદુ ધર્મમાં ઉછરેલાં, 'સંતોષી તે સદા સુખી' જેવી માન્યતાઓવાળાં મનને ચોંકાવનારૂં લાગે છે. પરંતુ જેણે સમાજશાસ્ત્રનો કાંઇક પણ અભ્યાસ કર્યો હશે તેને ખબર હશે જ કે અસંતોષ એજ પ્રગતિનું અને અંતે સુખનું મૂળ છે. સંતોષ મનુષ્યને જડ બનાવી દે છે, એનામાં કોઇ વાતની હોંસ કે ઉત્સાહ રહેવા દેતો નથી. કોઇ પણ પ્રજાનો ઇતિહાસ તપાસતાં જણાશે કે જ્યારે અસં-તોષ ઉત્પન્ન થાય ત્યારેજ પ્રજામાં સ્વાતંત્ર્યની, પ્રગતિની ભાવના આવી શકે છે. (અનુવાદક)

નથી. જુના જમાનામાં લગ્નમાં જે દઢ શ્રદ્ધા હતી તે આધુનિક સ્ત્રીપુરૂષોને નથી. પરિણામ એ થયું છે કે ગુણદોષવિવેચનની ભાવના આવી ગઈ છે. લગ્નમાં સુખ આપવાની અનંત શક્તિ રહી છે એ માન્યતા છતાં એ ભાવના સમક્ષ લગ્નની અનેક ખામીઓ ખુલ્લી પડે છે. આજથી એક બે જમાના ઉપરના નવલકથાકારો પ્રેમના સરલ પંથમાં આવતી મુશ્કેલીઓ ચિતરવામાં આનંદ માનતા. એક સુખી પળે એ સર્વ મુશ્કેલીઓ ટળી જતી તથા નાયક અને નાયિકા લગ્ન કરતાં અને છેવટે ખાઇ પીને મોજ કરતાં. આજે કથા તદ્દન જુદી છે. નવલકથાઓ યૌવનથી શરૂ થઈ લગ્નમાં પૂરી થતી નથી. લગ્નથી શરૂ થાય છે અને પછી અનંત સુખનાં સ્વપ્ન જોતાં બન્ને હૃદયમાં ધીરે ધીરે ઉત્પન્ન થતી જુદાઇનો ચિતાર આપે છે. આધુનિક લગ્ન ઉપરનો પડદો ખસેડી નાખવામાં નવલકથાકાર જેટલું કરી શકે તેટલું ઇંગ્લંડમાં મેરેડિથ અને હાર્ડીએ કર્યું છે. તેમજ રશિયાના તત્વજ્ઞાની બંડખોર ટૉલસ્ટોયે પણ કર્યું છે. હાર્ડીના જ્યુડ ધ ઑબસ્ક્યોર અને ટેસ ઑફ ધ ડર્બરવિલ્સ એ પુસ્તકો લગ્નસંસ્થાના કરૂણ સ્મરણ સ્તંભરૂપ છે. એ સંસ્થામાંથી આત્મા ઉડી ગયો છે અને માત્ર બાહ્ય વિધિ રહ્યો છે. હાર્ડીનો અસંતોષ એના એક મર્મ વાક્યમાં જણાય છે. "સારી પત્ની હોય તે સારૂં છે. પણ શ્રેષ્ઠ પ્રકારની પત્ની હોય તે પણ સમુળગી પત્ની ન હોય તેટલું સારૂં નથી." નીચે જણાવેલા જેવા પ્રસંગથી લગ્ન પ્રત્યેનો હડહડતો તિરસ્કાર દેખાઇ આવે છે:–"ઘરના માલીકે સાંભળ્યું હતું કે આ (જ્યુડ અને એરાબેલા) એક વિચિત્ર જોડું છે અને તેથી એને શક પડયો કે કદાચ તેઓ પરણેલાંજ નહિ હોય. એક દિવસ એરાબેલાએ સ્હેજ નિશો કર્યો હોવાથી એણે જ્યુડને ચુંબન કર્યું તે ઘરના માલીકે જોયું અને તેથી એનો શક મજબૂત થયો. એ તેમને ઘર ખાલી કરવાની નોટીસ આપવાનો હતો. પરંતુ અકસ્માત્ એક દિવસ રાત્રે એણે એરાબેલાને ખૂબ ગુસ્સે થઇ જ્યુડને ગાળો દેતી અને છેવટે એના માથા તરફ ખાસડું ફેંકતી સાંભળી

એટલે એને લાગ્યું કે આતો સાધારણ પરણેલું જોડું છે તથા એમ માન્યું કે એ લોકો સુજન છે અને તેથી કાંઈ બોલ્યો નહિ. "×

અથવા ટૅાલ્સ્ટૅાયે એના ક્રૂટ્સર સોનાટા પુસ્તકમાં લગ્નને કેવો ઉગ્ર તિરસ્કાર કર્યો છે, તેમજ જગતની શ્રેષ્ઠ નવલકથા ઍના કેરેનીનમાં તે ચિતર્યો છે તે તપાસીએ. પોઝડ્નીશેવ પાસે તેના પરિણીત જીવનનો ટુંક સાર એ આ જુસ્સાદાર શબ્દોમાં અપાવે છે. " અમે બન્ને (પતિપત્ની) એક સાંકળે બાંધેલાં અન્યોન્યને ધિક્કારતાં, એક બીજાને ઝેર આપતાં અને તે ન જોવાનો પ્રયત્ન કરતાં કેદીઓ હોવાં જોઇતાં હતાં. મને પહેલાં ખબર ન હતી કે સોમાંથી નવ્વાણું પરણેલાં જોડા એકજ નરકમાં વસે છે, અને એ બાબતમાં બીજું કાંઇજ થઈ શકે તેમ નથી."+ એ તો ખરૂં છે કે ટૅાલસ્ટૅાયનો તિરસ્કાર ઘેલછાની હદ સુધી જાય છે, તેમજ કેવળ બ્રહ્મચર્ય પાળવાનો એનો ઉપદેશ નકામો છે. પરંતુ આ જમાનાના લગ્ન સામેના બંડખોર વિચારો પ્રજા તરફથી કહેનાર એ છે ખરો. દરેક યુગમાં લગ્નની મશ્કરીઓ તો કરવામાં આવતી જ. પ્રાચીન ગ્રીસમાં હિપોનેક્સ નામનો એક માર્મિક કવિતા લખનાર હતો. તે કહેતો કે "પુરૂષના જીવનમાં સ્ત્રી સાથે બેજ સુખી દિવસો હોય છે; એક જે દિવસે એને પરણે તે દિવસ, અને બીજો એને મરણ પછી દાટે તે દિવસ." પરંતુ લગ્નને મશ્કરીના રૂપમાં જોવાનો સમય ગયો છે. હવે તો એના તરફ ક્રોધ અને બેદરકારીની દૃષ્ટિથી જોવાય છે. અને કેટલીક વખત તો ખુલ્લો તિરસ્કાર પણ બતાવાય છે. હાર્ડી અને ટૅાલ્સ્ટૅાય જેવા નવલકથાકારો, ઇબ્સન અને શૅા જેવા નાટ્યકારો, એડવર્ડ કાર્પેન્ટર, એલન કી, મીસીસ ગિલમૅન અને મિ. ડબલ્યુ. એલ. જ્યૉર્જ જેવાં સમાજસુધારકોનાં પુસ્તકો આ તિરસ્કારનાં દૃષ્ટાંત રૂપ છે. એમનું કહેવું ખરૂં હોય કે ખોટું હોય પણ એમના શબ્દોમાં જમાનાનો પ્રતિઘોષ જણાય છે અને તેથીજ એ અગત્યના છે.

---

× Jude the Obscure. + The Kreutzer Sonata.

બીજા કોઇનો નહિ પણ માત્ર પોતાનોજ અભિપ્રાય વ્યક્ત કરતા, રડયાખડયા, એવા એ લેખકોના શબ્દો નથી. આની સાક્ષીરૂપે આપણે બીજા ખંડમાં જોયું તેમ લગ્નોની સંખ્યાનો ઘટાડો છે. આ ઘટાડો હવે વિવાહનો પ્રશ્ન નથી.+ આનું પ્રત્યક્ષ પરિણામ એ થયું છે કે જન્મ પ્રમાણમાં ઘટાડો થયો છે અને હાલ યુરોપમાં એ ગંભીર પ્રશ્ન થઇ પડયો છે.* યોગ્ય ઉમરે પરણવા પ્રત્યે અભાવ બહુ

---

+ વેસ્ટરમાર્ક કૃત History of Human marriage પૃ. ૧૪૫–૬.

"યુરોપના લોકો તરફ દૃષ્ટિ કરતાં, આંકડાં ભેગા કરનારને આધારે આપણને જણાય છે કે હાલનો સુધારો લગ્નોની સંખ્યાને બહુ પ્રતિકૂળ નીવડયો છે. ૧૮૫૭ ની સાલમાં સુધરેલા યુરોપમાં સ્ત્રી પુરૂષોની વસ્તીનો એક તૃતીયાંશ કરતાં વધારે ભાગ પોતાની ખુશીથી અથવા ફરજીયાત બ્રહ્મચર્ય પાળતો હતો. રશિયા બાદ કરતાં બ્રહ્મચર્ય પાળનારની સંખ્યા હંગરીમાં ૨૫.૫૭ ટકાથી બેલજીયમમાં ૪૪.૯૩ ટકા સુધી હતી અને તેમનામાં ઘણાં એવાં છે કે જે કદિપણ લગ્ન કરતાં નથી. આ સદીની મધ્યમાં વૅપાઉસ (નામના લેખક) ને જણાય છે કે સૅક્સનીમાં મોટી ઉમ્મરની કુંવારી પ્રજામાંથી ૧૪.૬ ટકા જેટલાં કુંવારાંજ મરણ પામે છે, નેધરલેન્ડસમાં ૧૭.૨ ટકા અને ફ્રાંસમાં ૨૦.૬ ટકા. બાકીનામાંથી ઘણાં, પ્રમાણમાં મોટી ઉમ્મરે પરણે છે. આ પ્રમાણે ડેન્માર્કમાં પરણેલા પુરૂષોમાંથી માત્ર ૧૪.૯ ટકા પચીસ વર્ષની અંદરના હતા, અને બાવેરીયામાં (૧૮૭૦–૮ માં) માત્ર ૧૬.૩૬ ટકા જેટલા હતા. ઇંગ્લંડ અને રશિયામાં આંકડા કાંઇકે વધારે અનુકૂળ હતા. તે અનુક્રમે ૫૧.૯૦ ટકા (૧૮૭૨–૮ માં) અને ૬૮.૩૧ ટકા (૧૮૬૭-૭૫ માં) હતા. પરણેલી સ્ત્રીઓમાંથી સ્વીડનમાં માત્ર ૫૦.૯ ટકા વીસ વર્ષની અંદરની છે. બાવેરીયામાં ૫.૪૦ ટકા, સેકસનીમાં ૭.૪૪ ટકા; ઇંગ્લંડમાં ૧૪.૮૬ ટકા ઇત્યાદિ; પરંતુ હંગરીમાં ૩૫.૧૬ ટકા જેટલી અને રશિયામાં તો ૫૭.૭૨ ટકા જેટલી મોટી સંખ્યા છે. ઇંગ્લંડમાં કુંવારા પુરૂષો સરાસરી ૨૬ વર્ષની ઉમ્મરે પરણે છે; ફ્રાંસમાં ૨૮ વર્ષે પરણે છે. સ્ત્રીઓ અનુક્રમે ૨૪.૦૭ અને ૨૫.૩ એટલી સરાસરી ઉમરે પરણે છે."

* જુઓ ખંડ બીજામાં નવમા પ્રકરણમાં ટાઈમ્સ ઑફ ઇન્ડિઆ, ૭ મી માર્ચ, ૧૯૧૯ માંથી મૂકેલું અવતરણ.

ફેલાઇ જવાથી જે બારીક સ્થિતિ પ્રાપ્ત થાય તેમાંજ ફ્રાંસમાં જે જાતનો સાહસિક ઉપાય ન છુટકે લેવાની હીલચાલ ચાલે છે તે ઉચિત ગણી શકાય. લગ્નોની સંખ્યામાં ઘટાડો થવાથી જો બ્રહ્મચર્ય આવતું હોય તો આવી પરિસ્થિતિ કાંઇક પણ યોગ્ય ગણાય. પરંતુ આપણે દશમા પ્રકરણમાં જોયું તેમ દુર્ભાગ્યે લગ્નોની સંખ્યા ઘટવા સાથે વેશ્યાવૃત્તિ અને વેશ્યાઓનો ગુલામી વેપાર અત્યંત વધી ગયાં છે. આથી નીતિનો વધારો જણાતો નથી પરંતુ મનુષ્યોની કઠોર સ્વાર્થમયતા જણાય છે. એ સ્વાર્થવૃત્તિથી દોરાઇ, તેઓ સાધારણ રીતે વાસનાતૃપ્તિથી જે જવાબદારી ઉભી થાય તે માથે લીધા સિવાયજ તૃપ્તિ શોધે છે. જે ઉમ્મરે સ્ત્રી પુરૂષે લગ્ન કરવું જોઇએ તે સમય ઘણીવાર અનુચિત બીનજવાબદાર સંબંધમાં પસાર થાય છે. એલન કી ફરિયાદ કરે છે કે "સ્વીડનમાં વીસથી પચીસ વર્ષની ઉમ્મરની સ્ત્રીઓનાં અનૌરસ સંતાનની સંખ્યા ૬૩૪૦ છે, વીસ વર્ષની અંદરની સ્ત્રીઓનાં ૨૦૨૮ તથા પચીસથી ત્રીસ વર્ષનીનાં ૩૮૫૭ છે. આવા આંકડાથી જણાય છે કે ટૉલ્સ્ટૉયની વિકારવશતાની હીલચાલ કેવી નિરૂપયોગી છે. અને એમ પણ જણાય છે કે પુરૂષો, સ્ત્રીઓ તેમજ બાળકોના દૃષ્ટિબિંદુથી લગ્ન એજ પાપ ઓછાં કરવાનો રસ્તો છે.

સ્ત્રી પુરૂષોની વિષયવાસના પહેલાં હતી તેની તેજ આજે છે. લગ્ન કરવાનો રસ્તો ખુલ્લો છે,× છતાં લોકો એનાથી દૂર ન્હાસે છે

---

× લગ્ન કરવાનો રસ્તો પ્રો. વાડીયા ધારે છે તેટલો ખુલ્લો નથી એમ મારો નમ્ર મત છે. યુરોપમાં લડાઇને લીધે પુરૂષોની સંખ્યા ઘટી ગઈ છે. એટલે દરેક કન્યાને પતિ મળવાનું અશક્ય છે. વળી મોંઘવારી અને રહેણી કરણીના ઉંચા ધોરણને લીધે ઘણા પુરૂષોને લગ્ન કરવાનું પણ મુશ્કેલ છે. આપણા દેશમાં કન્યાવિક્રયનો રીવાજ કેટલીક જ્ઞાતિઓમાં છે તેને લીધે અનેક પુરૂષો કુંવારા રહી જાય છે, કારણ કે હઝારો રૂપિયા ખરચીને કન્યા લાવવાની શક્તિ બધાની કયાંથી હોય? વરવિક્રયના રીવાજને લીધે પારસીઓમાં કન્યાને પતિ મેળવવાનું કેટલું મુશ્કેલ થઈ પડયું છે તો તો પ્રો. વાડીયાને વિદિત હશેજ. (અનુવાદક).

અને પ્રસંગોપાત સંબંધવાળું જીવન ગાળે છે. એ જીવનમાં વ્યાધિનું જોખમ મોટું છે અને સાચા પ્રેમનો કેવળ અભાવ છે છતાંએ તેઓ એ જીવન પસંદ કરે છે. લગ્ન પ્રત્યે આવા અણગમાનું કારણ શું? લગ્ન નિષ્ફળ શાથી થયું છે? જો વિષયવાસનાની તૃપ્તિ માટે લગ્ન એ એકજ રસ્તો હોય તો એને લોકપ્રિય કરવાનો પ્રયત્ન કરવોજ જોઇએ.તેમ કરવા માટે જે અનાચારોરૂપી કીડાએ લગ્નનાં મૂળનો નાશ કર્યો છે તેને દૂર કરવા જોઇએ.

પરિણીત જીવન દુઃખી નીવડવાનું કારણ ઘણી વાર સ્વભાવની અસમાનતા હોય છે. દંપતીને જોડી રાખનાર કોઇ મજબૂત બંધન હોતું નથી. માબાપ અથવા વાલીઓએ કન્યાની અને ઘણી વાર વરની પણ મરજી પૂછયા સિવાય લગ્ન સંબંધ જોડયો હોય છે. સ્ત્રી પુરૂષ માત્ર માબાપને ખુશી કરવા ખાતર પરણવાનું કબૂલ કરે છે,§ અને પરિણામ ઘણીવાર વિનાશક બને છે. બીજા શેની આશા પણ રાખી શકાય? બન્નેના મનમાં સતત સંકોચ લાગ્યા કરતો હોય, અને એમ લાગ્યાંજ કરતું હોય કે એમણે એક બીજાને પરણવું જોઇતુંજ નહતું, એવાં બે મનુષ્યો આખી જીંદગી સુધી સાથે કેવી રીતે રહી શકે? પરિણામે બન્નેના મનમાં બેપરવાઈ, ઉદાસીનતા આવે છે અને છેવટે આત્મા કંટાળી જાય છે. પુરૂષોએ હજી એટલું સમજવાનું છે કે પત્ની પાછળ છૂટે હાથે પૈસો વેરવાથી તેનું સુખ વેચાતું લઇ શકાતું નથી, અને પ્રેમ તો નથીજ લઇ શકાતો. ઇબ્સનના નાટક 'ડૉલ્સ હાઉસ'માં ટોરવાલ્ડ હેલ્મર ફરિયાદ રૂપે પત્નીને કહે છે કે "ખરે, નોરા, તું કેટલી અણસમજુ અને કૃતઘ્ન છે? તું

§ આપણા દેશમાં તો કબૂલ પણ કરતાં નથી. કબૂલ કરવા ન કરવાની સમજણ આવે તે પહેલાં તો ઘણાં વર્ષોથી એમનો લગ્નસંબંધ થઈ ગયો હોય છે. સ્નેહને બદલે માબાપની લગ્નના લ્હાવાની ઘેલછા અથવા તેમના સ્વાર્થ, ઘરનાં ઘરડાંનું દબાણ એ જ્યાં લગ્નનાં કારણ હોય ત્યાં લગ્ન સુખી

અહિંયા સુખી નહોતી?" નોરા સુખી હોવાની સ્પષ્ટ ના કહે છે. અને એના પતિને આશ્ચર્ય લાગે છે ત્યારે એકદમ બોલી ઉઠે છે કે "ના, હું માત્ર મોજ કરતી હતી. તમે મારા પ્રત્યે બહુ મમતા રાખી છે. પરંતુ આપણું ઘર માત્ર બાળકોના રમવાના ઓરડા જેવું છે. અહિંયાં હું તમારી રમકડાં જેવી પત્ની બનીને રહી છું, જેમ મારે ઘેર હું મારા પિતાની રમકડા જેવી પુત્રી હતી તેમ. અને બાળકો મારાં રમકડાં થઇ રહ્યાં છે. તમે જ્યારે મારી સાથે રમત કરતા ત્યારે મને મઝા પડતી, અને બાળકો સાથે હું રમત કરતી ત્યારે તેમને મઝા પડતી. ટોરવાલ, આપણું લગ્ન આ પ્રમાણે છે." જોરજુલમથી થએલું લગ્ન એ લગ્નજ નથી, અને છતા દુનિયાનાં ઘણાં લગ્ન આવાંજ હોય છે. હિંદુઓમાં થતાં બાળલગ્ન જોરજુલમથી જ થયાં કહેવાય; પદડા પાછળ ગોઠવાતાં મુસલમાનોનાં લગ્ન પણ તેવાંજ કહેવાય. યુરોપ અમેરિકા જેવા આગળ પડતા દેશોમાં પણ હજી એવાં માબાપ વસે છે કે જે પોતાનાં બાળકોને પરણાવવાનો પોતાને પૂરેપૂરો હક છે એમ માને છે. પરિસ્થિતિ સુધરતી જાય છે ખરી અને તેમાંજ ભવિષ્યની આશા સમાયલી છે. જો લગ્ન ખરેખરૂં સુખી બનાવવું હોય તો તે સ્વતંત્ર હોવું જોઇએ. સ્ત્રીને એના પૈસા માટે પસંદ કરી શકાય નહિ કારણ કે સુવર્ણ માણસનાં હૃદયોનું આકર્ષણ કરી શકાતું નથી કે ખરા સુખની ખાત્રી આપી શકતું નથી. અત્યારે વ્યવહારમાં તો લગ્નમાં પૈસા જોવાય છે, કુટુંબનો સંબંધ જોવાય છે, ઉપકારની લાગણી કે કોઇ ત્રીજા માણસને ખુશી કરવાની ઇચ્છા જોવાય છે. છતાંએ સાચું લગ્ન એટલે આત્માઓનું ઐક્ય તેને માટે તો આમાંની એક પણ વસ્તુ જરૂરની નથી. ઘણાંખરાં લગ્ન તો સમાધાન રૂપ હોય છે. અને તેથી એમને કાયદેસરની વેશ્યાવૃત્તિ કહી શકાય.×

---

× એલન કી પોતાના Love and Marriage (પૃ. ૨૫)માં વેશ્યાવૃત્તિની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે. "પોતાના દેહથી વેપાર કરવો તે. પછી ભલે એ ધંધો પુરૂષો ચલાવતા હોય કે સ્ત્રીઓ, જેઓ ફરજીયાત અથવા પોતાની ઈચ્છાથી લગ્નથી અથવા લગ્ન વગર પોતાની જાત વેચે છે."

એક જુના રોમન દાખલાથી જણાય છે કે સ્ત્રીઓની ઇચ્છા તરફ કેવી કેવળ બેદરકારી બતાવવામાં આવે છે. દરેક દેશમાં એને મળતો દાખલો બન્યોજ હશે. પ્રખ્યાત રોમન વક્તા હોર્ટેન્સીયસને કેટો સાથે સંબંધ બાંધવાની બહુજ આતુરતા હતી. એને કેટોની પુત્રી પોર્શીઆ સાથે લગ્ન કરવાની ઇચ્છા હતી, પરંતુ એ દુર્ભાગ્યે બાઇબ્યુલસ સાથે પરણેલી હતી. કેટોમાં પરોપકારવૃત્તિ ઉભરાઇ જતી હતી. જો પોતાની પત્ની માર્સીઆનો બાપ હા કહે તો એને આપી દેવાની એણે માગણી કરી. હોર્ટેન્સીયસ માર્સીઆને પરણ્યો. એ મરી ગયો ત્યારે કેટો માર્સીઆ સાથે ફરી પરણ્યો. મિત્રભાવે કરવામાં આવેલી આ અદલાબદલીઓમાં માર્સીઆની પોતાની મરજી તો કદિ પૂછાઇજ ન હતી.

સ્ત્રીઓમાં શિક્ષણ અને સ્વમાનની લાગણી ફેલાવાને લીધે આવી આપઅખત્યારી યુરોપમાં તો બહુજ ઓછી થતી જાય છે. લગ્નો બળાત્કારે કે સગવડ ખાતર કરવામાં આવે તેથી પરણ્યા સિવાય સંબંધ બાંધવાને એક બ્હાનું જડે છે. માબાપે નિશ્ચય કરવો જોઇએ કે પોતાનાં પુત્ર પુત્રીઓનાં લગ્ન કરવામાં બધી જ વ્યવસ્થા પોતાના હાથમાં ન હોવી જોઇએ. જે પોતે પરણનાર હોય તેમનેજ લગ્ન સાથે લેવાદેવા છે. શારીરિક કે માનસિક બળાત્કાર કેવળ લુપ્ત થવો જોઇએ. પરસ્પર સહાનુભૂતિ, પરસ્પર આકર્ષણ, અન્યોન્ય પ્રેમ, એ એવી સુકોમળ લતાઓ છે કે બળાત્કાર જેવી અજાણી વસ્તુનો નિર્દય હાથ ખમી શકે નહિ. તેઓ પોતાની મેળેજ ઉત્પન્ન થાય છે, અને કોઇ હરકત ન કરે તો પોતાનું પોષણ કરે છે.

નવલકથાકારો ધારે છે કે સ્ત્રીસ્વભાવની અસ્થિરતા એ પણ લગ્નની નિષ્ફળતાનું એક કારણ છે. સ્ત્રીનું મન ન સમજાય તેવું અદ્‌ભુત છે એમ કહેવામાં આવે છે. પરંતુ ઘણીવાર એ અદ્‌ભુતપણું તે માત્ર એની શૂન્યતા છે. સ્ત્રીઓની એક ખૂબી એ છે કે તેમની વાતચીતમાં રહેલી અલ્પતા એજ તેમની આકર્ષકતા છે. પુરૂષો તેમને પુજા કરવામાં સંતોષ માને છે, તેમના બાહ્ય દેખાવથી જ તેમને

ગ્રહણ કરે છે, એમનું પૃથક્કરણ કરવાની દરકાર કરતા નથી. ઑસ્કર-વાઇલ્ડે પોતાના એક નાટકમાં બહુ સુંદર શબ્દોમાં કહ્યું છે તેમ " સ્ત્રીનું જીવન ઊર્મિઓનાં ચક્રમાં ભ્રમણ કરે છે. " બુદ્ધિપુરઃસર થયેલી કોઇ પણ આજ્ઞા સામે આ ઊર્મિઓ જ વિરોધ ઉઠાવે છે. અને એ ઊર્મિઓને લીધે જ સ્ત્રીના ચારિત્ર્યનો કાંઈ પણ યોગ્ય અર્થ કરવાનું મુશ્કેલ થઇ પડ્યું છે. સ્ત્રીનું મક્કમપણું એ પણ એક વિચિત્ર વસ્તુ છે. દાખલા તરીકે જોરજુલમથી બનાવેલી વેશ્યાઓ કેટલા મક્કમપણાથી પોતાના 'પ્રેમી' ને માટે પૈસા કમાવા ખાતર પોતાનો વિનાશ કરે છે ! જો કે એ "પ્રેમી" તો માત્ર આવી ગુલામો પકડવાનો ધંધો કરનારજ હોય છે. સ્ત્રીઓ કેટલી મોહાંધ હોય છે ! જે પુરૂષો તેમને લાત મારે, દરેક રીતે તેમને હલકાં પાડે, તેની પણ સ્ત્રીઓ કેવી ગુલામ થઇને રહે છે ! પુરૂષની કપટજાળમાં કન્યા કેટલી સહેલાઇથી ફસાઇ જાય છે! વ્યંગમાં એમ કહેવાય છે કે સ્ત્રીની પવિત્રતાની કિમ્મત ચૉકલેટની એક પેટી જેટલી છે.× કેવા આશ્ચર્ય-કારક દુરાગ્રહથી તેઓ પતરાજખોર માણુસો, દુષ્ટો કે સોલ્જરો સાથે પ્રેમમાં પડે છે ! ટૉલ્સ્ટૉયની નવલકથામાં વ્રોનસ્કી જેવો દુષ્ટ પુરૂષ ઍના કેરેનીનનો પ્રેમ કેટલી સહેલાઇથી જીતી શકે છે ! ઘણીવાર આવા ખરાબ માણસ કરતાં ચારિત્રવાળા પુરૂષ જે પ્રમાણિક પણ નમ્ર, ગરીબ પણ ઉદ્યોગી હોય તેના પવિત્ર પ્રેમને સ્ત્રીઓ ઉતરતો ગણી કાઢે છે. સ્ત્રી પોતાનો પ્રેમી શોધવામાં હંમેશ ડહાપણ વાપરે છે એમ ન કહી શકાય. મેરડિથ કહે છે કે સ્ત્રીઓને મહાન્ કવિઓ કે મહાન સાધુપુરૂષોની કિમ્મત નથી. એમને તો ખોળામાં ઉછેરાય એવાં કુતરાં (જેવા પુરૂષો) જેને હાથમાં લઇ રમાડાય કે દીવાનખાનામાં

---

× આ છેક ખોટું નથી. પશ્ચિમમાં સ્ત્રીઓને ચૉકલેટ ખાવાની ઘેલછા એટલી હોય છે કે ઘણા પુરૂષો એમજ સમજે છે કે સ્ત્રીને વશ કરવાનો રસ્તો એજ કે તેને વારંવાર એ મીઠાઈ ખવડાવવી. અને એ ખવડાવનાર જોડે નાદાન કન્યાઓ ગમે ત્યાં જવા તૈયાર થાય છે. ( અનુવાદક ).

એક છાજલી ઉપર શોભા તરીકે મૂકી શકાય એને જ માટે માન-વૃત્તિ થાય છે. મેરેડિથની આ ફરિયાદમાં કાંઇક સત્ય છે.* છેડા છુટકાનો કેસ અદાલતમાં ચાલતો હોય તેની વીગતો તપાસો. ઘણીવાર એવુંજ હોય છે કે પ્રતિવાદી-જેની સાથે પોતાની સ્ત્રી પ્રેમમાં પડવાથી પતિએ છેડો છુટકો મેળવવા માટે અરજી કરી હોય તે દુઃખ પામેલા પતિ કરતાં ઘણોજ ઉતરતો હોય છે. નીચ, પાપી, ક્રૂર સ્વભાવવાળા પુરૂષથી સ્ત્રી અંજાઇ જાય છે, અને એના પતિના સદ્ગુણોજ એને અણ-ગમતા થઇ પડે છે. આજ્ઞા કરી પ્રેમની માગણી કરતા પતિને એક વખત પ્રાપ્ત કર્યો એટલે જે ઊર્મિઓ એને વિષયગામી કરે છે તેની તેજ પત્ની તરીકે એના બળરૂપ બને છે. ઇબ્સન જેટલો સ્ત્રીના આત્માના ઉંડાણમાં ઉતર્યો છે તેટલો શેક્સપીયર સિવાય બીજો કોઇ જ કવિ ઉતર્યો નથી. આ વિષયમાં પણ એ સત્ય વસ્તુનો જ નિર્દેશ કરે છે. એના 'લેડી ઇંગર ઑફ ઓસ્ટ્રાટ' નામના પુસ્તકમાં એ એલિના પાસે એના આશક નિલ્સ લિકકેને કહેવડાવે છે કે " તમે આપો છો તેના બદલા તરીકે મારો પ્રેમ નથી. ના, ના; તમારો દરેક દૃષ્ટિપાત રાજાજ્ઞા પેઠે પ્રેમની માગણી કરે છે તેથી જ હું તમને ચાહું છું. " શિક્ષણના વિકાસથી અને વધારે વિશાળ જગતના અનુભવથી સ્ત્રીઓની ઊર્મિપ્રધાનતા ઓછી થશે ખરી. એમનું આછકલાપણું, વસ્ત્રાભૂ-ષણનો મોહ, એ સર્વ વશ કરી શકાશે એમ આશા રાખી શકાય. ત્યાર પછી સાચો પ્રેમી અને સારાં વસ્ત્ર સજેલો, મુખેથી મીઠું બોલ-નાર પણ અંદરથી હલાહલ વિષથી ભરેલો ઢોંગી એ બે વચ્ચેનો ફરક

* મેરેડિથની ફરિયાદને પ્રો. વાડીયા સત્ય ગણે છે. પણ રાતદિવસ વૈતરૂં કરતી, પળે પળે અપમાન સહન કરતી સ્ત્રીની કિમ્મત પુરૂષોને ક્યાં હોય છે ? એમને તો કૃત્રિમ શોભાથી આકર્ષક લાગતી, વાતચીતની છટાથી સર્વને આંજી નાખતી હલકી સ્ત્રીઓ પાછળ જ દોડવાનું મન થાય છે. એવી સ્ત્રીઓને સૌંદર્ય સાચવી રાખવા સિવાય બીજું કામ હોતું નથી એટલે એમની સરખામણીમાં ઘરકામથી, બાળકોને ઉછેરવાથી ઘસાઇ ગયેલી ગૃહિ-ણીનું બાહ્ય આકર્ષણ ઓછું દેખાય જ. ( અનુવાદક ).

સમજવા સ્ત્રીઓ શક્તિમાન થશે. જે પુરૂષ એને પોતાને ખાતરજ એના ઉપર સ્નેહ રાખે, અને જેને એ પોતે પોતાનો સમસ્ત પ્રેમ અર્પણ કરે, એવાને પોતાની સંસારયાત્રાના સાથી તરીકે પસંદ કર્યાથી સ્ત્રી પોતાના સુખનાં મૂળ રોપશે અને પતિની પ્રમાણિક નિર્ધનતા કે ચુસ્ત સત્યનિષ્ટા માટે એને દુઃખ નહિ લાગે.

જેમને પોતે અધીરા સિદ્ધાંતવાદી કહે છે તેમનો તિરસ્કાર કરવાની દુનિયાદારીમાં વસતા લોકોને, બહુ ટેવ હોય છે. જગતના સિદ્ધાંતવાદીઓ એ એક મહાન્ જાતિ છે. પરંતુ એમની તીવ્ર લાગણીઓને લીધે એમનાથી દુઃખ સંતાપ જોવાતા નથી. અને સાધારણ માણસ તો એને જીવનનો એક સામાન્ય બનાવ લેખે. આથી એમ બને છે કે અતિશય સિદ્ધાંતવાદી થવાથી લગ્નનું સુખ બહુ જ અનિશ્ચિત થઇ જાય છે. સિદ્ધાંતવાદીઓ એમ સમજી શકતા નથી કે પ્રેમ એ લાગણીની વસ્તુ છે, કાયદાની નહિ. લગ્નનું સુખ મેળવવા માટે સ્વાર્થત્યાગની ભાવના, નાની મોટી બાબતોમાં મતભેદ સહન કરવાની શક્તિ તથા ઉતાવળમાં બોલાયલા શબ્દો ક્ષમા કરવાની શક્તિ એ સર્વની જરૂર પડે છે. જ્યાં સ્ત્રી અને પુરૂષ બન્નેનું જુદું જુદું વ્યક્તિત્વ હોય, ત્યાં બન્ને દરેક બાબતમાં સરખો જ વિચાર કરે કે સરખી જ રીતે વર્તે નહિ. પરંતુ જેમ પવનની દરેક લ્હેરથી વહાણ ભાગી જતું નથી તેમ દરેક મતભેદથી ઉંચાં મન થવાં ન જોઇએ. છતાં દુર્ભાગ્યે સ્ત્રીપુરૂષો એટલાં અણુસમજુ હોય છે કે અસંભવિત વસ્તુની આશા રાખે છે, અને દુઃખી થાય છે તથા લગ્ન ભંગ કરવાની વાતો કરે છે. સ્હેજ વિચારશીલ થવાથી ઘણાંએ કુટુંબોનો વિનાશ અટક્યો હોત. પરંતુ અવ્યાવહારિક સિદ્ધાંતવાદ ઘણીવાર પોતે અસાધ્ય બની પોતાનાજ હિતને નુકસાન કરે છે.

પ્રેમની શક્તિ અનેક જાતની છે. બધાંમાં એ સરખા રૂપમાં વિકાસ પામતો નથી. પ્રેમના આ ફરક સાથે સ્ત્રીપુરૂષની વિષય

વાસનામાં પણ ફરક પડે છે. આ પણ એક ધ્યનમાં રાખવાની વસ્તુ છે. પ્રેમ ઇર્ષા કરે છે છતાંએ એને કેટલીક છૂટ મૂકવી પડે છે અને મોટું મન રાખવું પડે છે. સંકુચિત પ્રેમ તે અંદરખાનેથી અભિમાની હોય છે. આવા પ્રેમથી જ ઇર્ષા રૂપી રાક્ષસી ઉભી થાય છે. અને તે રાક્ષસીએ ઘણાંએ દંપતીના લગ્નસુખનો ક્રૂરતાથી ભોગ લીધો છે. અન્યોન્યની ઇચ્છાને બને ત્યાં સુધી અને યોગ્ય પ્રમાણમાં માન આપવાની વૃત્તિ તેજ પ્રેમાગ્નિને સદૈવ પ્રજ્વલિત રાખવાનું ઈંધન છે.

ઉપર કહેલાં સર્વ કારણોને લીધે ભૂતકાળમાં લગ્ન નિષ્ફળ નિવડયાં છે. પરંતુ આધુનિક પરિસ્થિતિમાં બીજું એક કારણ ઉત્પન્ન થયું છે. તે એ કે સ્ત્રીઓને પોતે ઉતરતી છે એવી અપમાનકારક ભાવના સહન કરવી પડે છે. ભૂતકાળમાં સ્ત્રીઓ પોતે જ પોતાનું ઉતરતાપણું દૈવી ઘટના તરીકે સ્વીકારી લેતી હતી, અને એ ઘટના સામે વિરોધ ઉઠાવવો તે ઘોર પાતક ગણતી. પરંતુ આજે બાઇબલનાં પ્રમાણ વગર પ્રતિપાદન કરેલાં ઉપદેશ વચનો, અને પુરૂષના સ્વમતાગ્રહી અહંકારને બીલકુલ માન મળતું નથી અને તે યોગ્ય જ છે. જ્ઞાન વિકાસ પામતું જાય છે તેમ લગ્નની જુની રૂઢિઓ અયોગ્ય લાગતી જાય છે. આજે ઘણાએ પુરૂષો સ્ત્રીઓની સમાનતા સ્વીકારવાને તથા નૈતિક વ્યક્તિ તરીકેના તેમના હકને માન આપવાને તત્પર છે. પરંતુ સામાન્ય જનસમૂહના અને ખાસ કરીને પૂર્વના દેશોના સંબંધમાં મિ. એચ. જી. વેલ્સના શબ્દો કરૂણ છતાં સત્ય છે—" દરેક બુદ્ધિશાળી સ્ત્રી સમજે છે કે આજની બાહ્ય સભ્યતા તળે આટલું તો કઠણ સત્ય સમાયલું જ છે કે પોતે હાલ જ અથવા ભવિષ્યમાં પણ પુરૂષની મીલકત જેવી છે. પોતાની જાતને એજ પ્રમાણે ગણવી અને રાખવી પડે છે. બળથી અથવા હોંશિયારીથી એ પોતાની બંધનશૃંખલાને હથિયારના રૂપમાં ભલે ફેરવી દે; પુરૂષને પોતાની પેઠે મીલકત રૂપ બનાવે. પરંતુ એટલું તો સત્ય જ છે કે એ કાંતો બધાંથી જુદી એકલી પડી જાય છે. અથવા કોઇની મીલકત બને

છે. "× એથી ઓછા ગંભીર શબ્દોમાં મિસિસ પોયસરની તીક્ષ્ણ બુદ્ધિએ પુરૂષના અહંકારને સ્પષ્ટ કરી બતાવ્યો છે. "પુરૂષ મોટે ભાગે પત્નીમાં આટલું જ ઇચ્છે છે–એને એવું એક મૂર્ખ મનુષ્ય સાધવું હોય છે કે જે એને ડાહ્યો ગણે."

આ અસમાનતા અને ઉતરતાપણાની ભાવનાને લીધે જ ઘણી સ્ત્રીઓને લગ્ન એ આત્માનો વિનાશ કરતી કંટાળો આવે એવી વસ્તુ લાગે છે. પોતાના ઉતરતાપણાનો દેખાવ ચાલુ રાખવા માટે એને પોતાની શ્રેષ્ઠ શક્તિઓને દાબી રાખવી પડે છે. આ ભાવનામાં ઘણું સત્ય સમાયલું છે. પરંતુ એનું બીજું એક દૃષ્ટિબિંદુ પણ લઇ શકાય. સ્ત્રીઓનું સૌંદર્ય, બુદ્ધિ અને માતૃત્વપૂર્ણ હૃદયને લીધે તેઓ ઘરની સમ્રાજ્ઞી બને છે. આ બાબતમાં વિચાર કરતાં આચાર બહુ આગળ વધી ગયો છે અને તે બહુ સારૂંજ થયું છે. પ્રાચીન રોમમાં કાયદા પ્રમાણે સ્ત્રીને ઉતરતી ગણવામાં આવતી. પરંતુ રોમની માતાઓનું મૂલ્ય સર્વ કોઇ સમજતા, અને પુરૂષો રસ્તામાં ઉભા રહી તેમને માર્ગ આપતા. મોટા કેટોએ એક વખત પુરૂષયોગ્ય દમામથી કહ્યું હતું કે "બધા પુરૂષો સ્ત્રીઓ ઉપર રાજ્ય કરે છે, આપણે રોમનો બધા પુરૂષો ઉપર રાજ્ય કરીએ છીએ અને આપણી પત્નીઓ આપણા ઉપર રાજ્ય કરે છે." હેનરી પર્સી, અર્લ ઑફ નોરધમ્બર્લૅન્ડે કહ્યું હતું કે "આ ઇંગ્લંડના રાજ્યમાં આપણી બધી બાબતોમાં સામાન્ય રીતે જર્મની સિવાય બીજી પ્રજાઓ કરતાં પત્નીનું વધારે ચાલે છે." જો કે હિંદુઓની દૃઢ માન્યતા છે કે "પુરૂષ દેવોને માટે સર્જેલો છે અને સ્ત્રી પુરૂષને માટે સર્જેલી છે," અને સ્ત્રીજાતિ માટે જે અનહદ તિરસ્કાર હોય છે તે છુપાવવાનો યત્ન પણ કરતા નથી, છતાં ઘરમાં એને નમતું આપવું પડે છે. વેસ્ટરમાર્ક કહે છે તેમ ઑસ્ટ્રેલીઆની જંગલી પ્રજાઓ તથા બનાકા અને બાપુકુ જાતના લોકોમાં પણ એના પોતાના ક્ષેત્રમાં સ્ત્રીનુંજ ચલણ હોય

× વેલ્સકૃત Socialism and the Family પૃ. ૨૯.

છે.* આ પ્રમાણે સ્ત્રીઓની કાયદામાં અસમાનતા વ્યવહારમાં તેમને બહુ ભારે પડતી નથી.× પરંતુ કાયદો બહુજ અન્યાયપૂર્ણ તો છેજ. અને પોતાના પતિ કે પિતાની પેઠે પોતાની કિમ્મત અને પદવી પણ કાયદામાં ઉચ્ચતર થાય એવા પ્રયત્ન સ્ત્રીઓ કરે તેમાં આપણે સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવી શકીએ.

લગ્ન નિષ્ફળ નીવડવાનું છેલ્લું અને મોટામાં મોટું કારણ પુરુષોનો વ્યભિચાર છે. બહુસ્ત્રી કરવાનો સ્વભાવ પુરૂષમાં કુદરતી રીતેજ હોય છે અને તે પ્રમાણે નિરાંતે પુરૂષો વર્તે છે, જો કે પોતાની પત્ની અત્યંત સૌંદર્યવતી હોય તો પણ. આથીજ ઑસ્કર વાઇલ્ડનું કહેવું સત્ય છે કે "નીતિ ઉપર હૃદયના વિજયનું પુરૂષો એક દૃષ્ટાંત છે." એનો બીજો એક વિચાર એ પોતાના પુસ્તકમાં લેડી વિંડરમીઅરના મુખમાં મૂકે છે: "અમે ( પત્નીઓ ) પુરૂષોને દેવ જેવા બનાવીએ છીએ અને છતાં તેઓ અમારો ત્યાગ કરે છે. બીજી સ્ત્રીઓ તેમને પશુ બનાવે છે અને છતાં તેઓ એમની ખુશામત કરે છે અને એમને વળગી રહે છે." પુરૂષો એવી રીતે પોતાની શ્રેષ્ઠતાનો ઉપયોગ કરે છે કે એમાં વિવેકબુદ્ધિ કે સારો ભાવ એના કરતાં નિર્દય જુલમ વધારે હોય. આથીજ સ્ત્રીઓની સમાનતા અને એમનું નૈતિક વ્યક્તિત્વ સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરવાની જરૂર છે.

---

* વેસ્ટરમાર્ક કૃત. The Origin and Development of Moral Ideas ગ્રંથ. ૧. પૃ. ૬૩૦, ૬૩૭.

× પ્રો. વાડીયાનો આ મત પુરૂષસુલભ છે. કાયદામાં સ્ત્રીને થએલો અન્યાય વ્યવહારમાં નડતો નથી એમ કોણ કહી શકે? માત્ર ઘરમાં આજે શું રાંધવું કે આ વસ્તુ આમ ગોઠવવી એટલામાં સ્ત્રીનું ચલણ હોય તેથી એમ કહી શકાય કે કાયદામાં નથી પણ વ્યવહારમાં સ્ત્રીને વધારે સત્તા છે? કાયદાના અન્યાયથી અનેક વિધવા સ્ત્રીઓ પતિની લાખોની મીલકત છતાં ભૂખે મરે છે, અનેક સ્ત્રીઓ છતે ધણીએ વૈધવ્ય જેવી અવસ્થા ભોગવે છે. પિતાનું અઢળક દ્રવ્ય છતાં કોઇ વાર પુત્રીને ખાવાનાં પણ સાંસા પડે છે. આ બધું છતાં એમ કહી શકાય કે કાયદો બહુ દુઃખકર નથી? (અનુવાદક)

ઘણા સૈકાથી એક જાતની સત્તા વાપરવાની ટેવને લીધે પુરૂષોના મનમાં એમ આવી ગયું છે કે પોતાની પત્નીને વફાદાર રહેવાની બીલકુલ જરૂર નથી. જો કે પોતાની પત્ની કે પુત્રીઓની પવિત્રતા રખે ભયમાં આવી પડે એ વિચારથી તેમના માનસિક જીવનને છુંદી નાખતાં તો જરાએ વિચાર કરતા નથી. સભ્ય જનમંડળમાં 'ગૃહસ્થ' કહેવાતા કેટલાએ પતિઓના વિચાર આવા હોય છે. એવા ગૃહસ્થો દરજીના પૈસા ચુકવવા કરતાં જુગારમાં હારેલા પૈસા ચુકવી આપવામાં વધારે કાળજી રાખે છે. એમને બીજા પુરૂષ આગળ જુઠું બોલતાં આંચકો આવે છે. પરંતુ જ્યાં પરસ્ત્રીનું શીલ નષ્ટ કરવાનો કે પત્નીનો વિશ્વાસ ઘાત કરવાનો પ્રશ્ન હોય ત્યાં જરાએ આંચકો આવતો નથી. ફેશનેબલ મંડળના નેતાઓ આવી જાતના માણસો હોય છે. અવિચારી માતાઓ અને પુત્રીઓ આવા પુરૂષોને જાળમાં સપડાવવાની તજવીજ માં ફર્યા કરે છે. પુરૂષની નીતિ કરતાં મોજશોખ માટે એમને બહુ તીવ્ર લાલસા હોય છે. આથી ટૉલ્સ્ટોયને ક્રોધ ચઢયો છે. અને પોતાના ક્રુટ્સર સોનાટા પુસ્તકમાં એણે ધનવાન અનીતિની જે નિર્લજ્જ પૂજા થાય છે તેની સખત ઝાટકણી કાઢી છે.+ ગુપ્ત રોગોની છાપ નિર્દોષ પત્ની અને બાલકો ઉપર રહી જાય છે છતાં પુરૂષો કેટલી બેદરકારીથી તે રોગો હાથે કરીને પ્રાપ્ત કરે છે! કહેવાતા એકપત્નીવ્રતના પડદા પાછળ નિરંકુશ

---

+ The Kreutzer Sonata:–" એ કેવું હોવું જોઇએ અને કેવું છે, તેનો વિચાર કરો! એવું હોવું જોઇએ કે જનસમાજમાં આવી જાતનો 'ગૃહસ્થ' મારી પુત્રી કે બ્હેન પાસે આવે અને હું તેનું ખાનગી જીવન જાણતો હોઉં તો ઉઠીને તેને બાજુપર લઈ જઇ શાંતિથી કહું કે 'મ્હેરબાન, તમે કેવું જીવન ગાળો છે અને રાત્રિઓ કોની સાથે પસાર કરો છો તે હું જાણું છું. આ સ્થળ તમારે માટે નથી, અહિંયાં પવિત્ર નિર્દોષ કન્યાઓ છે. ચાલ્યા જાઓ!" આ પ્રમાણે હોવું જોઈએ. પણ વ્યવહારમાં તો એવો ગૃહસ્થ દેખાવ દે અને તે જો પૈસાદાર અને લાગવગવાળો હોય અને મારી બ્હેન કે પુત્રી સાથે નૃત્ય કરે કે તેને આલિંગન આપે તો આપણે ખુશી થઇએ."

વ્યભિચાર ચાલી રહ્યો છે. પુરૂષની બેવફાઈથી પત્નીની આંખમાંથી ઉનાં આંસુ નીકળે છે. કેટલીક વાર સ્ત્રી ખુલ્લી રીતે વિરૂદ્ધ માર્ગે લે છે કેમકે પોતાના પતિ જેવો નિર્લજ્જ આશક મેળવવો સ્હેલ છે. પરિણામ બહુજ અનિષ્ટ આવે છે. અને સૌથી વધારે કોણ સહન કરે છે? નિર્દોષ બાળકો, માબાપનાં પાપ માટે એ લોકોનો ભાગ અપાય છે. આ દૃશ્ય બહુજ દુઃખદાયક છે. પરંતુ મનુષ્યજાતિને કલંકિત કરતું એ દૃશ્ય ઘણીએ વાર નજરે પડે છે.

પુરૂષની બહુ સ્ત્રી કરવાની જંગલી ટેવ કાયદો, ધર્મ, નીતિ કે આરોગ્યશાસ્ત્ર કશાના બંધનથી અટકતી નથી. આથીજ સિદ્ધ થાય છે, મિ. એડવર્ડ કાર્પેન્ટર કહે છે તેવું કાયદાથી વિમુક્ત સ્વતંત્ર લગ્ન અશક્ય છે. મનુષ્યનો કાયદો કુદરતના કાયદા સાથે એકમેક થઇ જાય અને માણસ પ્રેમ ખાતરજ લગ્ન કરે અને તે પ્રેમને દૃઢતાથી વળગી રહે એ જમાનો બહુ દૂર છે. વીસમી સદીના ઈંગ્લંડમાં પણ પરણેલી સ્ત્રીની સ્થિતિ કેવી બારીક થઇ પડે છે તે હમણાંજ બનેલા એક દાખલાથી જણાશે. એના જેવો સ્વચ્છંદીપણાનો દાખલો બીજો જડવો મુશ્કેલ છે. એક પુરૂષ એક કન્યાની માતાની મરજી વિરૂદ્ધ એને પરણ્યો. લગ્નને બીજે દિવસે પુરૂષે પોતાના સોલીસીટર પાસે કાયદા પ્રમાણે છુટા રહેવાનો દસ્તાવેજ ઘડાવ્યો અને અંદર શું લખેલું છે તે જણાવ્યા સિવાય સ્ત્રી પાસે સહી કરાવી. પછી એને જતા રહેવાનું કહ્યું પણ એણે ના કહી. આનાતોલ ફ્રાંસની નવલકથા ધી વિકરવર્ક-વુમનમાંના પ્રોફેસર પેઠે એણે પત્ની સાથે બોલવાનું બંધ કર્યું. અને આખરે એને એની મા પાસે જવું પડયું.× પુરૂષની બેવફાઇથી આટલી હદ સુધી વાત આવે છે. પુરૂષ જ્યાં સુધી એમ સમજે કે એક સ્ત્રીને પૈસા કે કુળ માટે પરણીને બીજી સાથે પ્રેમ કરી શકાય ત્યાં સુધી અનાચારો ચાલુ રહેવાનાજ. પુરૂષના આવા બેવડા જીવનનો

× જુઓ ડેઇલી ક્રોનીકલ, તા. ૧૪ મી મે ૧૯૨૦. વિલ્સડનમાં બનેલા બનાવ વિષે એમાં ખબર છે.

ઉપાય સ્ત્રીઓના હાથમાંજ છે. આવી બેવડી બાજી રમનાર પ્રત્યે ખૂબ તિરસ્કાર સ્ત્રીઓએ બતાવવો જોઇએ, એટલે એવી જાતના કપટનો અંત આવશે. ભપકાબંધ કપડાં પહેરેલા પુરૂષો પાછળ સ્ત્રીઓ ઘેલી થઇને દોડે ત્યાં સુધી આવી અનીતિને ઉત્તેજન મળવાનું જ. અને તેથી સ્ત્રીનું આરોગ્ય અને તેનું ચારિત્ર્ય ભયમાં આવી પડે છે.

મનુષ્યજાતિના સુખના સમુદ્રમાં આવા ખડકો ઉભા છે. એમાંનો એક પણ એવો નથી કે જેને દૂર ન કરી શકાય. પરંતુ એ બધા એકદમ નિર્મૂળ કરીને લગ્નને કલંકરહિત કરવાનું રહેલું નથી. પ્રત્યેક સ્ત્રીપુરૂષોની પ્રકૃતિ એવી તદ્દન બદલાઈ જાય કે લગ્નને ભવ્ય માનવ-આદર્શ સમીપ લઇ જઇ શકે, કાયદાની જરૂર પડે નહિ. કારણ કે એની જગા નીતિએ લીધી હોય, તોજ સંપૂર્ણ સુખી લગ્ન પ્રાપ્ત થઇ શકે. પરંતુ એ પ્રમાણે કદિ બનવાનું હોય તો એ તેને હજી બહુ વાર છે. તે દર્મીવાન લગ્નને આપણે એવી જાતની સંસ્થા ગણી શકીએ કે જેમાં સુખ અને દુઃખ બન્નેનું મિશ્રણ હોય. એની સરખામણી ઘેરો ઘાલેલા શહેર સાથે કરી શકાય કેમકે એની અંદર વસતા લોકો બ્હાર નીકળવા ઇચ્છે છે અને એની બ્હાર રહેલા લોકો અંદર જવા ઇચ્છે છે. આથી જ એની ઘણીજ જરૂર છે તે જણાય છે. ડૉ. જૉનસને વ્યવહારબુદ્ધિથી કહ્યું છે, તેમ " અયોગ્ય રીતે જોડાયલાં લગ્ન પણ આનંદરહિત બ્રહ્મચર્ય કરતાં સારાં છે. " કેમકે " લગ્નમાં ઘણાં દુઃખ છે પણ બ્રહ્મચર્યમાં કોઇ સુખ નથી. " લગ્ન જેવી કેવળ આવશ્યક સંસ્થા તદ્દન સફળ ન નીવડી હોય તો આપણે જોવું જોઇએ કે લગ્નને માત્ર વિષયલાલસાથી ઉચ્ચતર કરવા માટે તથા ઉંડી પવિત્ર આધિદૈવિક વસ્તુ બનાવવા માટે શેની જરૂર છે. પરંતુ એમ કરતાં પહેલાં, જેમનું લગ્ન દુઃખી નીવડયું હોય એવાં મનુષ્યોનો નૈતિક સંબંધ નવી રીતે ગોઠવવામાં લગ્નભંગ ( divorce ) કેટલે અંશે સાધનરૂપ બને છે તે જોઇશું.

# પ્રકરણ ૧૩ મું.

## લગ્નભંગનું નીતિશાસ્ત્ર.

" Twain halves of a perfect heart, made fast,
Soul to soul while the years fell past;
Had you loved me once, as you have not loved,
Had the chance been with us that has not been."

Swinburne.

રોમન કૅથલિક અને હિંદુ લોકો લગ્નને ધર્મબંધન ગણે છે, અને તે ઉપરથી એમ માને છે કે એક વખત લગ્ન થયું તે ભંગ થઇ શકે નહિ. એમના દૃષ્ટિબિંદુથી લગ્નભંગ ઇષ્ટ પણ નથી અને એની છૂટ પણ ન આપી શકાય. બીજી તરફથી એમ કહેવાય છે કે લગ્ન એ તો એક જાતનો કરાર છે. અને લગ્નના કરારનો હેતુ, કાંતો સંતાનોત્પત્તિ, કે જીવનની ઉન્નતિ એ બેમાંથી એક અથવા એ બન્ને હેતુ નિષ્ફળ થાય તો કરાર પૂરો થવોજ જોઇએ, અને તેમ કરવાનું સાધન તે છેડાછૂટકો છે. રોમન કૅથલિકો અને હિંદુઓના દૃષ્ટિબિંદુથી લગ્નભંગ એ પાપ છે પરંતુ બીજા દૃષ્ટિબિંદુથી લગ્નભંગ એજ " પરિણીત અસત્ય " (wedded lie) નષ્ટ કરવાની ઇચ્છાનું અને ફરી સારા પાયા ઉપર શરૂઆત કરવાનું ચિહ્ન છે. આને જ ખરા નીતિનિયમ તરીકે વધાવી લેવામાં આવે છે. અને યુનાઇટેડ સ્ટેટ્સ જેવા દેશોમાં લગ્નભંગના દાખલામાં જે પુષ્કળ વધારો થયો છે તેને ઉંચી જાતની નીતિના દર્શક તરીકે, અને દાંભિક રૂઢિઓ સામે કરવામાં આવતા સચેતન વિરોધ તરીકે લેખવામાં આવે છે.

બે મનુષ્યોનો પરસ્પર પ્રેમ જતો રહ્યો હોય, કદાચ કોઇ દિવસ પણ પ્રેમ ન હોય, બન્ને અન્યોન્યને ધિક્કારતાં હોય, બેમાંથી એક અથવા બન્નેએ શીલવ્રતનો કેટલાએ વખતથી ત્યાગ કર્યો હોય, એવાં દંપતીને બેમાંથી એક મરણ પામી બીજાને નવું સારૂં લગ્ન કરવા

સ્વતંત્ર કરે ત્યાં સુધી સાથે રહેવાની ફરજ પાડવી એ ખ્યાલ પ્રથમ દૃષ્ટિએ બહુ અનિષ્ટ લાગે છે. લગ્ન ઇશ્વરરચિત હોઇ તોડી ન શકાય એમ કહેવું તે દાઝયા ઉપર ડહામ દેવા જેવું છે. કારણકે આખી દુનિયા જાણે છે કે કેવલ સ્થૂલ સંયોગો અને માનવયત્નોથીજ લગ્ન ઉભું થયું હતું. બધાંજ સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ લગ્નભંગની તરફેણમાં છે અને અમુક સંયોગોમાં એને નૈતિક પણ ગણે છે. મેરેડિથની પ્રભાવશાળી બુદ્ધિએ એના 'મૉડર્ન લવ' એ પુસ્તકમાં પરિણીત જીવનની ખટપટો, ગુંચવાડાભર્યા પ્રશ્નો અને દાંભિકતાને અત્યંત કુશળતાથી રજુ કર્યાં છે. કોઇક એમ કહેતું હતું કે મેરેડિથનું પુસ્તક 'ઇગોઇસ્ટ' વાંચ્યા પછીજ સ્ત્રીઓના મતાધિકારની ચળવળની કિમ્મત સમજાઇ. એનું પુસ્તક 'મૉડર્ન લવ' જેમાં ઉંડી ખીણ જેટલી જુદાઇ અનુભવતા યુગ્મનું ભયાનક ચિત્ર છે તે લગ્નભંગમાં રહેલી નીતિને ન્યાયપુરઃસર ઠરાવે છે એમ કહેવું તે બહુજ યોગ્ય છે. નીચેની પંક્તિઓમાં રહેલા સત્યનો વિચાર કરો—

Like sculptured effigies they might be seen,
Upon their marriage tomb the sword between;
Each wishing for the sword that severs all.×

અથવા

A kiss is but a kiss now! and no wave,
Of a great flood, that whirls me to the sea;
But as you will! we'll sit contentedly
And eat our pot of honey on the grave."*

× "કોતરલાં પુતળાં પેઠે તેઓ બન્ને પોતાના લગ્નની કબર ઉપર ઉભેલાં દેખાશે. બન્નેની વચમાં તરવાર પડી છે અને સર્વ કોઇને છુટાં પાડતી એ તરવાર લેવાની બન્નેને ઇચ્છા છે."

* "હવે ચુંબન તે માત્ર ચુંબનજ છે. મને સમુદ્રમાં ઘસડી જતા મોટા પૂરનું મોજું નથી. પરંતુ તારી ઇચ્છા છે તો આપણે (સ્નેહની) કબર ઉપર બેસીને આપણા વાસણમાંથી મધ ખાયા કરીશું."

જે મનુષ્યોના સંબંધી વાત હોય તેમના દૃષ્ટિબિંદુથી તો લગ્નભંગ એ તદ્દન કુદરતી છે. લગ્નમાંથી ચેતન જતું રહે અને પુરૂષ અન્ય સ્ત્રી ઉપર પ્રેમ રાખવા માંડે. આ અનીતિમાંથી છૂટવાનો એક જ રસ્તો દેખાય છે અને તે પત્ની સાથેનું લગ્ન તોડી નાખવું, એટલે જે સ્ત્રીને ચ્હાતો હોય તેને કાયદેસર પત્ની બનાવી શકે. આ રીતે લગ્નભંગની યોગ્યતા સિદ્ધ કરવામાં બહુ વિનાશક સરલતા રહી છે. પરંતુ એમાં માત્ર અપરાધી પક્ષ-પતિ-જેણે લગ્નની પ્રતિજ્ઞા તોડી હોય તેની ઇચ્છા વિષેજ વિચાર કરવામાં આવે છે. ધારો કે પત્ની એના ઉપર હજીએ પ્રેમ રાખતી હોય અને એનો સ્નેહ પુનઃ પ્રાપ્ત કરવાની આશા રાખતી હોય તો એ લગ્નભંગની માંગણી કરે એવી ધારણા શા માટે રાખવી અથવા તેને એવી ફરજ શા માટે પાડવી? એના પક્ષમાં નીતિ રહેલી છે માટે એના પતિની ઇચ્છા કરતાં એની ઇચ્છાને વધારે મહત્વ આપવું જોઇએ. જો અપરાધી અને નિરપરાધી બન્ને પક્ષની લગ્નભંગ કરવાની ઇચ્છા જ હોય તો પછી કાંઇ પ્રશ્ન રહેતો નથી. પણ અહિં પણ પતિ પત્નીની ઇચ્છા એજ માત્ર વિચારવા યોગ્ય વસ્તુ નથી. કારણ કે એમનાં બાળકો પણ હોય. એમને માબાપ બન્નેના સ્નેહ અને રક્ષણનો હક છે, અને નિર્દોષ બાળકોના હિતને નુકસાન કર્યો સિવાય માબાપ નવા સંબંધો બાંધી શકે નહિ. આજ વસ્તુમાં લગ્નભંગની ખરી ગુંચવણ ઉભી થાય છે, અને કરડા વાદવિવાદ થાય છે. એટલું તો સ્પષ્ટ છેજ કે એકલા લગ્નનો જ વિચાર કરતાં એ ન તોડાય એવું નથી. અમારા અભિપ્રાય પ્રમાણે બીજું પણ એટલુંજ સ્પષ્ટ છે કે લગ્નભંગના સંપૂર્ણ હક જેવી કોઇ વસ્તુ નથી. કારણ કે લગ્નભંગ કાંઇ હંમેશાં નીતિને અનુસરીનેજ હોતો નથી. જે મનુષ્ય લગ્નના નીતિનિયમો તોડયા જ કરે તે લગ્નનું સુખ ભોગવવાને લાયક નથી. એમ કહેવાય છે કે સેંટ જેરોમે કહ્યું છે કે "એણે પોતેજ રોમમાં એક એવો પુરૂષ જોયો હતો કે જે એની એકવીસમી પત્ની સાથે રહેતો હતો અને તે સ્ત્રીને બાવીસ

પતિ થયા હતા.''× જે માણુસ આટલી બધી વાર પ્રેમપાત્રો બદલ્યા કરે તે સાચો પ્રેમ કરવાને લાયક નથી અને આવા દાખલામાં એમ કહેવું કે લગ્નભંગ નીતિનિયમને અનુસરીને છે તે કેવળ દંભ છે.

દરેક દેશમાં લગ્નભંગ માટેની શરતો જુદી જુદી છે. અને ઐતિહાસિક વિવેચન કરવાથી સમજાશે કે લગ્નભંગનો પ્રશ્ન કેટલો ગુંચવણભર્યો છે.

ચીના લોકોમાં લગ્નભંગ કરવા માટે સાત કારણને વાજબી ગણ્યાં છે:—વંધ્યત્વ, વ્યભિચાર, સાસુ સસરાની અવગણના, વાચાળતા, ચોરી કરવાની ટેવ, ખરાબ સ્વભાવ અને કાયમની માંદગી. આવાં કારણોને લીધે તો લગ્નભંગનો રીવાજ બહુ સામાન્ય હોવો જોઇએ એમ ધારી શકાય. પરંતુ મિ. મેડહર્સ્ટ જેવા પ્રમાણભૂત લેખકો ખાત્રી આપે છે કે ચીનમાં લગ્નભંગ ભાગ્યેજ જોવામાં આવે છે. જાપાનમાં સ્ત્રી પુરૂષોને વાસના તૃપ્તિમાં એટલી હદ સુધી છૂટ આપવામાં આવે છે કે આપણને જાપાનીઓની નીતિ શંકા પડતી લાગે છે. છતાં પણ પ્રો. રેઇનના કહેવા પ્રમાણે લગ્નભંગના રીવાજનો લાભ ખાસ કરીને બાળકો હોય તો ભાગ્યેજ લેવાય છે. પરંતુ લગ્નભંગ બહુ સામાન્ય ન હોય અને સાથે સાથે અનીતિ પ્રત્યે બહુજ તિરસ્કાર હોય ત્યારેજ નીતિનું ધોરણ ઉંચું કહી શકાય. જાપાન પેઠે અનીતિને ખુલ્લી રીતે છૂટ આપવામાં આવે ત્યારે એમ ન કહી શકાય. બ્રહ્મદેશના બૌદ્ધ લોકોમાં લગ્નને કાયદેસર કોલકરાર ગણવામાં આવે છે, અને પતિ-પત્ની બન્ને તે કરાર તોડી શકે છે. "પતિ બહુ ગરીબ હોવાથી પોષણ કરવા અશક્ત હોય, આળસુ હોય, અપંગ હોય, રોગી હોય કે વૃદ્ધ થવાથી શક્તિહીન થયો હોય એવાં એવાં કારણસર સ્ત્રીને છેડાછુટકો મળી શકે છે. સ્ત્રીને પુત્ર ન હોય, પતિ ઉપર પ્રેમ ન રાખતી હોય, પતિની ઇચ્છા વિરૂદ્ધ કોઇને ઘેર કે મિત્રોને મળવા

× ગુડસેલકૃત The Family as a Social and Educational Institution.

જતી હોય, એવાં કારણુસર પુરૂષને છેડાછુટકો મળી શકે છે."+ લગ્ન ભંગનાં આ કારણો એવાં છે કે લગ્ન બની શકે એટલું અસ્થિર બન્યું છે. આ શિથિલતાની સમાન બીજો કોઈ પણ કાયદો હોય તો મુસલમાનોનો લગ્નભંગનો કાયદો છે. એ કાયદા પ્રમાણે જ્યારે મરજી પડે ત્યારે સ્ત્રીને છેડાછુટકો આપી દેવાનો પતિને હક છે. કાયદા પ્રમાણે મળતો આ હક હંમેશાં વ્યવહારમાં નિરંકુશ રીતે વાપરવામાં આવતો નથી એ ખરૂં છે. મહમ્મદ પેગંબરનું જ વાક્ય "જે પત્નીનો સ્વચ્છંદીપણે તિરસ્કાર કરે તેના ઉપર ઇશ્વરનો શાપ ઉતરશે," એનાથી લગ્નની સ્થિરતા સિદ્ધ થાય છે. અસલી વિચારવાળા મુસલમાનોમાં આ વાક્યની અસર જોઇએ તેવી થાય છે. પરંતુ સામાન્ય લોકો તો પોતાનો કાયદા પ્રમાણે મળેલો હક છૂટથી વાપરે છે. અને મુસલમાન ધર્મ જેવી ઉચ્ચ સંસ્કૃતિમાં આ લગ્નભંગનો કાયદો સૌથી ઉતરતી ભાવનાઓમાંનો એક છે.

જ્યુ લોકોમાં લગ્નને કાયદેસર કરવા માટે પરણનારાંની સંપૂર્ણ પરવાનગીની જરૂર હતી. જો સ્ત્રીએ પોતાની અનુમતિ ન આપી હોય તો લગ્ન એની મેળેજ ફોકટ ગણાતું. પાછળથી રોમન લોકોની અસરને લીધે સ્ત્રીને પતિ પાસેથી લગ્નભંગની માગણી જુદાં જુદાં કારણુસર કરવાનો હક મળ્યો. એ કારણો–જુ પેઠે વળગવાની ટેવ, બીજા ધર્મમાં વટલી જવું, અત્યંત નૈતિક શિથિલતા, પોષણ કરવાની ના કહેવી, ચાલુ દુઃખ દેવું, એવો ગુન્હો કરે કે દેશમાંથી નાસી જવું પડે, લગ્ન પછી ખરાબ રોગ લાગુ પડવો કે ખરાબ જાતનો ધંધો કરવો, એવાં હતાં. પતિ પરસ્ત્રીનો સંગ કરે તેને વાજબી કારણ ગણવામાં આવતું નહિ એમ ડૉ. ગુડસેલ કહે છે.

ખ્રિસ્તિ લોકોમાં જુદા જુદા દેશોમાં લગ્નભંગનો કાયદો બહુ જુદો જુદો છે. દાખલા તરીકે ઇંગ્લંડમાં એ કાયદો બહુ સખત છે.

---

+ ઈ. સ. ૧૯૧૧ નો હિંદના વસ્તીપત્રકનો રીપોર્ટ. પૃ. ૨૪૬.

અદાલતનાં ભારે ખરચો ઉપરાંત સ્ત્રીને માટે એ બહુ અન્યાયપૂર્ણ છે. સ્ત્રીએ એકજ વખત પરપુરૂષનો સંગ કર્યો હોય તો પતિ એને છેડાછુટકો આપી શકે. પરંતુ પુરૂષ અનીતિમાન હોય તેથી સ્ત્રીને એવી સત્તા મળતી નથી. અનીતિ સાથે ક્રૂર વર્તન હોય તોજ સ્ત્રી છેડાછુટકો માગી શકે છે. છેલ્લાં થોડાં વર્ષમાં સ્હેલાઇથી અને થોડે ખરચે છેડાછુટકો મેળવવા માટે ઘણી ચળવળ થઇ છે. અને તેને પરિણામે ઇ. સ. ૧૯૦૯ માં લગ્નભંગ અને લગ્નના વિગ્રહ માટે એક શાહી કમિશન નીમવામાં આવ્યું હતું. એના બહુમતિ અને લઘુમતિ બન્ને રીપૉર્ટે સ્ત્રીપુરૂષની સમાનતા કબૂલ રાખી છે, તેમજ લગ્નભંગના દાવાનું ખરચ કમી કરવાની અને એની વિગતો જાહેર કરવા ઉપર અંકુશ મૂકવાની અગત્ય દર્શાવી છે. પરંતુ બીજી બધી બાબતમાં લઘુમતિએ હાલના કાયદાની સખ્તાઈ કાયમ રાખવાની હિમાયત કરી છે. બહુમતિ રીપૉર્ટમાં છ કારણસર તદ્દન છુટકો આપવાની ભલામણ છે—વ્યભિચાર, ત્રણ વર્ષ કે તેથી વધારે મુદત માટે ત્યાગ, ક્રૂરતા, પાંચ વર્ષ સુધી પૂરી રાખ્યા પછી પણ અસાધ્ય દીવાનાપણું, જુદાં રહેવાનો પ્રથમ હુકમ આપ્યા પછી પણ ન સુધરી શકેલી વ્યસનની ટેવ, અને મોતની સજા કમી થઇ કેદની સજા થઇ હોય તો, મગજનું બરાબર ઠેકાણું ન હોય, વાઇનો રોગ હોય કે ઘડી ઘડી દીવાનાપણું લાગુ પડતું હોય, કોઈ અસાધારણ રોગ લાગુ પડયો હોય, એવી સ્થિતિ હોય કે સ્ત્રીનું લગ્ન કપટરૂપ બન્યું હોય, અથવા લગ્નની ફરજ બજાવવા જાણી જોઇને ના કહેવી એ બધાં પણ લગ્નને ભંગ કરવા યોગ્ય કારણ એ રીપોર્ટમાં ગણ્યાં છે. એમાં તદ્દન સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ જેવું લખ્યું છે કે "અમારા અભિપ્રાય પ્રમાણે લગ્ન સંબંધમાં સ્ત્રી પુરૂષનું નીતિનું ધોરણ જુદું જુદું રાખ્યાથી સ્ત્રીને ન્યાય નથી મળતો એવી ભાવના ઉત્પન્ન થતી અટકાવવાનું અશક્ય છે. સ્ત્રીઓ જે માનથી લગ્નના કાયદા પ્રત્યે જુએ છે તે એવી ભાવનાથી ઓછું થાય જ."

યુરોપનું યુદ્ધ પૂરૂં થયું છે એટલે ગૃહજીવનના પ્રશ્નો ઉપર ફરીથી યોગ્ય લક્ષ આપી શકાશે. તેથી પાર્લામેંટમાં બહુમતિની ભલામણો અમલમાં મૂકવા માટે એક બિલ પસાર થયું છે. વ્યવહારમાં એ કેવું નીવડે છે તે જોવાનું રહ્યું છે. તે દર્મીયાન એટલું તો કબૂલ કરવું જોઇએ કે આગળ પડતા લોકોમાં પણ આ વિષયમાં તીવ્ર મતભેદ છે. એમ ભય રાખવામાં આવે છે કે યુનાઇટેડ સ્ટેટ્સ પેઠે લગ્નભંગનાં કારણ વધારવાથી લગ્નભંગના દાખલા પણ પુષ્કળ વધી જશે.

યુનાઇટેડ સ્ટેટ્સ તો ખરેખર લગ્નભંગના કાયદાઓનું સંગ્રહ સ્થાનજ છે. કારણ કે એમાંનાં દરેક સ્ટેટનો કાયદો જુદો છે; કેટલાંકમાં છેડાછુટકો એટલી સ્હેલાઇથી મળે છે કે દરેક વિચારશીલ માણસને તે તિરસ્કારપાત્ર લાગે. એમ જણાય છે કે "સુધરેલા દેશોમાં દર વર્ષે ન્યાયની અદાલતથી કરવામાં આવતા લગ્નભંગના દાખલાની સંખ્યામાં યુનાઇટેડ સ્ટેટ્સ પ્રથમ પંક્તિએ આવે છે. ઇ. સ. ૧૮૮૫ જેટલા જુના જમાનામાં પણ બીજા બધા ખ્રિસ્તી દેશોના સામટા દાખલા કરતાં એ દેશમાં લગ્નભંગના દાખલાની સંખ્યા વધારે હતી. આંકડા નીચે પ્રમાણે હતા. યુનાઇટેડ સ્ટેટ્સ ૨૩૪૭૨, ખ્રિસ્તિ યુરોપ-૨૦૧૩૧.........૧૮૯૦થી ૧૯૦૦ સુધીમાં ૬૬.૬ ટકા જેટલો લગ્નભંગના દાખલામાં વધારો થયો હતો. ૧૮૮૭ થી ૧૯૦૬ સુધીમાં દેશમાં દરેક ૧૫.૬ લગ્ને એક લગ્ન ભંગ થતું. ૧૯૦૦ માં પંદર વર્ષથી ઉપરના છેડાછુટકો લીધેલા પુરૂષોની સંખ્યા ૮૪-૨૩૦ હતી, અને તેવી સ્ત્રીઓ ૧૧૪૬૪૭ હતી. ૧૯૧૦ માં છુટકો લીધેલા પુરૂષો ૧૫૬૧૬૨ હતા એટલે ૮૫ ટકા કરતાં એ સંખ્યા વધી હતી. તેવી સ્ત્રીઓ ૧૮૫૦૬૮ હતી એટલે ૬૧ ટકા કરતાં સંખ્યા વધી હતી."*

* આ સર્વ આંકડા ગુડસેલ કૃત The Family માંથી લીધા છે. પૃ. ૪૫૭-૯.

યુનાઇટેડ સ્ટેટ્સનાં કેટલાંક રાજ્યોમાં લગ્નભંગનાં અનિષ્ટ પરિણામ અટકાવવા માટે એવી શરત કરવામાં આવે છે કે અપરાધી પક્ષે કેટલીક મુદત સુધી ફરી લગ્ન કરવું નહિ. મૅસેચ્યુસેટ્સ અને વર્મોન્ટમાં એ મુદત ત્રણ વર્ષની છે અને કૅનસાઝમાં પાંચ વર્ષની છે. ન્યુયૉર્ક અને લુઇસિઆનાનાં રાજ્યોમાં બીજી વ્યક્તિના મરણ સુધી અપરાધી વ્યક્તિને લગ્ન કરવાની મનાઇ છે. પરંતુ એવા અંકુશ દૂર કરવા તે મુસ્કેલ નથી. નેવાડા જેવા રાજ્યમાં માણસ થોડો વખત જઇને વસે એટલે બસ. એમાં વાદીને માત્ર ૭ મહિના રહેવાની જરૂર પડે છે અને ત્યાં લગ્નભંગ પણ સ્હેલાઇથી મેળવી શકાય છે. આથી જણાય છે કે યુનાઇટેડ સ્ટેટ્સમાં એકસરખો લગ્ન ભંગનો કાયદો હોવાની બહુજ જરૂર છે. કુટુંબઐક્યનો આવો અગત્યનો પ્રશ્ન જુદાં જુદાં રાજ્યોના સ્વચ્છંદી કાયદાને આધારે છોડવો ન જોઇએ.

અમેરિકામાં લગ્નભંગનો રીવાજ અત્યંત વ્યાપેલો છે તે છતાં સ્હેલાઇથી છેડાછુટકો મેળવવાની અગત્ય છે અને એ ઇષ્ટ પણ છે એમ દલીલ કરી શકાય. પરંતુ એકંદરે જોતાં આ અમેરિકન લગ્નભંગોનું નિષ્પક્ષપાત અવલોકન કરતાં આપણને એમજ લાગે છે કે ઘણી વખત સ્હેલાઇથી છુટકો મેળવવાની સગવડનો બહુ નીચ લાભ લેવાય છે. સ્વભાવની અસમાનતા જેવા અનિશ્ચિત કારણથી છેડાછુટકો મળતો હોય તેથી અસંખ્ય અનિષ્ટ દાખલા બને છે. ધારો કે પુરૂષને દાંત ખોતરવાની ટેવ હોય અને તેથી સ્ત્રીને સુગ ચઢતી હોય તો એને કારણ ગણી લઈ લગ્નભંગ માટે અરજી કરવામાં આવે તો આખો કેસ અક્કલ વગરનોજ બની રહે.

લગ્નભંગના કાયદાઓનું અવલોકન કરતાં એક વાત તરી આવે છે કે યુનાઇટેડ સ્ટેટ્સ જ્યાં ૬૬·૬ ટકા દાખલામાં છેડાછુટકાની ફરીઆદ માંડનાર સ્ત્રીજ હોય છે—તે સિવાય બધેજ સ્ત્રીને સ્પષ્ટ રીતે ઉતરતી ગણવામાં આવે છે એટલે એના હક કરતાં એની જવાબદારી

એ ઘણીજ વધારે છે. મુસલમાનોમાં ખાસ કરીને આ પ્રમાણે છે. પરંતુ સ્ત્રી પુરૂષથી ઉતરતી છે એ મધ્યકાલીન ખોટી માન્યતાના આરોપમાંથી ઈંગ્લંડ જેવો આગળ પડતો દેશ પણ છટકી શકતો નથી. પુરૂષની અનીતિ તે લગ્નભંગ માટે યોગ્ય કારણ નથી, અને સ્ત્રીની તો એકજ ભૂલને લીધે છેડાછુટકાની ફરિયાદની ફજેતી એને વ્હોરવી પડે એવી માન્યતામાં પુરૂષે રચેલા કાયદાની સ્વાર્થવૃત્તિ જેટલી દેખાઇ આવે છે તેટલી બીજે કોઇ ઠેકાણે દેખાતી નથી. પરંતુ આ અન્યાય લુપ્ત થયા વિના રહેશેજ નહિ. ઘણાખરા સુધરેલા દેશોમાં સ્ત્રીઓને રાજકીય સમાનતા મળી છે એટલે એમ આશા રાખી શકાય કે નીતિનાં આવાં બે જુદાં ધોરણ જેથી એકજ અપરાધ હોય છતાં સ્ત્રી પુરૂષનો જુદો જુદો ન્યાય થાય છે તે તેઓ કઢાવી નાખશે. રાજા ઍન્ટોનીનસ પાયસનો દાખલો હાલના કાયદાએ અનુકરણ કરવા જોગ છે. એણે એવો કાયદો કર્યો હતો કે વ્યભિચારના દોષ માટે પુરૂષ સ્ત્રીને છુટકો આપી શકે પણ તે એક શરતે–"તમે પોતે હંમેશાં તદ્દન નીતિમાન રહ્યા છો એમ સોગનપૂર્વક કહી શકો તો જ. બાકી પોતે સ્ત્રીને વફાદાર ન રહે અને છતાં એની પાસે વફાદારીની આશા રાખે તે બહુ અન્યાય છે."

ભૂતકાળમાં સ્ત્રીઓએ અનીતિમાન પતિની સામે પોતાના હકનો પૂરો ઉપયોગ ન કર્યો હોય તે સ્વમાનની લાગણી ઓછી હોવાને લીધે નહિ પરંતુ પોતાની કેવળ પરાધીન સ્થિતિના ભાનને લીધેજ. પતિ પાસેથી છેડાછુટકો મેળવેલી સ્ત્રીને ભરણપોષણની બહુજ મુશ્કેલી પડે. તેથી પતિના વર્તન સામે વિરોધ ઉઠાવવો અને તેને ઉઘાડો પાડવો તે કરતાં ઘરના છાપરા તળે રહેવાનું મળે અને રોટલીનો ટુકડો મળે તે એ વધારે પસંદ કરે છે. આનો ઉપાય સ્ત્રીએ મેળે કમાઇ નિરર્થક આર્થિક સ્વાતંત્ર્ય મેળવવું તે નથી, પરંતુ લગ્નભંગ પછી પણ અપરાધી પતિ ઉપર સ્ત્રીના પોષણનો બોજો નાખવો તે

છે.× મૅનિપુરી જાતના લોકોમાં એક બહુ સારો અનુકરણીય રીવાજ છે કે "જે સ્ત્રીને વિના અપરાધે કાઢી મૂકવામાં આવે તે પુરૂષની અંગત મીલકત બધીજ લઇ જાય છે–માત્ર એક પ્યાલો અને કમરે બાંધવાનું કપડું રહેવા દે છે."+ કોઇ પણ લગ્નભંગનો કાયદો સ્ત્રીને છેડા-છુટકાનો અમુક શરતે હક આપતો હોય પણ ભવિષ્યના પોષણની ગોઠવણ ન કરતો હોય તેને અપૂર્ણ જ કહી શકાય અને અન્યાયી પણ કહેવાય.

સ્હેલાઇથી લગ્નભંગ મેળવી શકાય એવા કાયદા સામે ખરો વાંધો તો એજ છે કે એથી લગ્નમાં રહેલી જવાબદારી ઘટી જાય છે. જ્યાં લગ્નભંગ મુશ્કેલ હોય ત્યાં એમ ધારી શકાય કે પરણવા ઇચ્છતાં દરેક સ્ત્રી પુરૂષ એટલો વિચાર કરશે કે પોતે અન્યોન્ય પર પ્રેમ રાખે છે કે નહિ અને બન્નેના સ્વભાવ એટલા મળતા છે કે એકંદરે પરિણીત જીવન સુખી નીવડે.* પરંતુ જ્યાં લગ્નભંગ સ્હે-

---

× સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્યથી પ્રો. વાડીયા આટલા બધા ભડકી શા માટે ઉઠે છે તે સમજાતું નથી. જે પતિએ લગ્નની પ્રતિજ્ઞા તોડી પોતાનો વિશ્વાસઘાત કર્યો હોય એનાં ઓશીયાળાં રહેવામાં સ્ત્રીની પ્રતિષ્ઠા છે અને મેળે કમાવામાં નથી ? એવા અપમાનકારક અન્ન કરતાં મેળે કમાઇને ખાવું અને ન મળે તો ભૂખે મરી જવું પણ હજારગણું સારૂં છે. આ તો સ્ત્રીને ન્યાય મળવા બદલે પુરૂષનો હાથજ ઉપર રહેવાનો કારણ કે એ એમ અભિમાન લઇ શકે કે સ્ત્રી ભલે ફરિયાદ માંડી લગ્ન ભંગ કરે પણ મારા રોટલા વગર એને બીજો આશ્રય નથી. સ્ત્રીના આવા અપમાનને જો પ્રો. વાડીયા ન્યાય કહેતા હોય તો તે ન્યાય સ્ત્રીઓને નથી જોઇતો. ( અનુવાદક ).

+ વેસ્ટરમાર્ક કૃત The History of Human Marriage પૃ. ૫૩૧.

* હિંદુ લગ્નમાં લગ્નભંગ અશક્ય છે, પારસી લગ્નમાં બહુ મુશ્કેલ છે છતાં એ બે જાતિમાં લગ્ન કરનારાં આવો વિચાર કરે છે? આપણા લોકો તો બિચારા પ્રેમ, સ્વભાવની સમાનતા એ કશાનું ભાન પણ ન હોય તે

લાઇથી મળી શકે ત્યાં લોકો એમ ધારે છે કે લગ્નમાં સુખ કે દુઃખ તો નસીબની વાત છે અને જો દુઃખી થઇશું તો લગ્ન સ્હેલાઇથી ભંગ કરી શકાશે. આમાં પણ જો લગ્નભંગથી માત્ર સ્રીપુરૂષના જીવન ઉપરજ અસર થતી હોય તો સ્હેલથી મળતા લગ્નભંગની વિરૂદ્ધ બોલવું જરા અઘરૂં પડે. પરંતુ લગ્ન–સાધારણ લગ્ન–માં બાળકો હોયજ અને બાળકો જન્મે એટલે માબાપનો માત્ર પોતાનીજ ઇચ્છા મુજબ વર્તવાનો હક જતો રહે છે. બાળકને અસ્તિત્વમાં આણ્યું એટલે માબાપના સમસ્ત પ્રેમ અને સંગોપનનો એને હક છે. અને એ હકની સત્તા બાળક પાસેથી લઇ લેનાર જગતમાં કોઇજ નથી. માબાપની લગ્ન તોડી નવો સંબંધ બાંધવાની ઇચ્છા પણ એ હક લઇ શકે તેમ નથી. માબાપના હક ઉપર બાળકના હકનો અધિકાર હોવો જોઇએ. માત્ર એકજ સંયોગ એવો છે કે જેમાં બાળકો હોવા છતાં લગ્નભંગ ઇષ્ટ છે. આ સંયોગ તે એ કે જ્યાં વ્યભિચાર, ક્રૂરતા, કે વ્યસનને લીધે મા અથવા બાપની ભ્રષ્ટતા એટલી હદ સુધી પહોંચી હોય કે બાળકોની નીતિ બગડે. આવી પરિસ્થિતિ તે બાળકો માટે બહુ ખરાબ છે અને માબાપ લગ્ન તોડી નાખે અને એવી પરિસ્થિતિમાંથી બાળકો છૂટે એ બાળકોનાજ લાભમાં છે. આ ઠેકાણે ફરી કહેવું જોઇએ કે આમાં પણ માબાપમાંથી જે નિરપરાધી હોય તેનું અને નિર્દોષ બાળકોનું અપરાધી પક્ષે પોષણ કરવુંજ જોઇએ, અથવા કાંઇક સારો બદલો તો મળવોજ જોઇએ.

---

પહેલાં લગ્નની બેડીમાં પડી જાય છે. જે કાંઈક મોટી ઉમ્મરે પરણે છે તે પણ એવા બધા વિચાર કરવા ક્યાં બેસે છે? અથવા વિચાર કરવાની તકજ ક્યાં મળે છે? એક યુવાન કે બાળક અને એક કન્યાનાં માબાપની અથવા ઘણા દાખલામાં દાદા દાદી કે એવાં ઘરનાં ઘરડાંની ઈચ્છા થઈ કે આ બેનો સંબંધ જોડવો એટલે પછી બસ. તેજ લગ્નનું મોટું કારણ છે. પારસીઓમાં પૈસા, રૂપ, ફૅશનેબલ રહેણીકરણી એ બધું જોવાય છે તે તો પ્રો. વાડીયાને વિદિત હશે. આવા આવા સંયોગોમાં પ્રેમ તો બિચારો સાતમે પાતાળે જઇને બેસે છે. (અનુવાદક).

ખરી રીતે સ્હેલાઇથી લગ્નભંગ મેળવવા સામેની આપણી બધી દલીલો સંતાનરહિત લગ્નને લાગુ પડવી ન જોઇએ. આ વાત કબૂલ રાખીશું પણ સાથે એટલું પણ કહીશું કે લગ્ન કુદરતી રીતે જ સંતાનરહિત હોવું જોઇએ, સંતતિ અટકાવવાના કૃત્રિમ ઉપાયોને લીધે નહિ. બાળકોનું અસ્તિત્વ શક્ય હોય છતાં પણ બાળકો ન હોય તેને લગ્ન જ ન કહી શકાય; જેમ પાણી વિનાની નદીને નદી ન કહી શકાય તેમ. જેઓ પોતાની વિકારમયતાને લગ્નના પડદા પાછળ ઢાંકે અને લગ્નના નામને અપવિત્ર કરે તેમને જે કાયદો બાળકોના હિત માટે રચાયો હોય તેનો લાભ લેવાનો હક નથી જ. એમાં ગેરઉપયોગ તો થશેજ અને કાયદાની પવિત્રતા હંમેશાં જળવાતી નથી. પરંતુ માત્ર વિકારમયતાને ઉત્તેજન આપતી હોય એવી કોઇ પણ વસ્તુને કાયદો લાગુ પાડી શકાય નહિ. એનો હેતુ નૈતિક છે અને નૈતિકજ હોવો જોઇએ. પ્રજાવૃદ્ધિ માટેજ લગ્ન છે અને લગ્નભંગનો કાયદો પણ એજ સિદ્ધાંત ઉપર રચાવો જોઇએ.

ઘણી વખત ધૃષ્ટતાથી એમ પણ કહેવાય છે કે "લગ્નભંગ અને પ્રજાવૃદ્ધિ એ બે અત્યાર સુધી આપણે ધારીએ છીએ તેવાં પરસ્પર વિરોધિ નથી. સામાજિક જીવનને સતત ચાલુ રાખવા માટે બાળકોની અગત્ય છે અને તેથી બાળકોની સંભાળ લેવાનું કામ સમાજનું છે. મનુષ્યો ફાવે તેમ વિષયભોગ કરે પરંતુ રાજ્ય અથવા સમાજે બાળકોનું પોષણ કરવાનો તેમજ તેમને શિક્ષણ આપવાનો બોજો ઉપાડવો જોઇએ. આ પ્રમાણે કરવાથી સ્ત્રીપુરૂષોના વ્યક્તિગત હક અને સમાજનું સતત અસ્તિત્વ એ બે સાથે જળવાશે." અહિંયાં 'સ્વતંત્ર પ્રેમ' (લગ્ન વિના સંબંધ કરવાની રીત)નું મર્યાદિત કે અમર્યાદિત સ્વરૂપ આવી પહોંચે છે. આવી માન્યતાઓ ઉપરથી જાણે એમ સિદ્ધ થાય છે કે કુટુંબજીવન એ ઐતિહાસિક સમાજનો એક અકસ્માત બનાવ માત્ર છે. માનવ સમાજનો અગત્યનો ભાગ નથી. આગલા એક પ્રકરણમાં અમે બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે

ગમે તે સ્વરૂપમાં પણ કુટુંબજીવન એ મનુષ્ય જાતિનું આવશ્યક અંગ છે. અને એકંદરે એકજ સ્ત્રીનું એકજ પુરૂષ સાથેનું જીવનપર્યંતનું લગ્ન એ જ મનુષ્ય જાતિના નૈતિક હેતુઓ માટે ઉત્તમ છે. આ શરત લગ્નભંગના પ્રશ્નને પણ સરખીજ રીતે લાગુ પડે છે.

હવે એક પ્રશ્ન રહ્યો: લગ્નભંગની હદ કેટલી? એને વાજબી ગણવાનાં કારણુ કયાં? ગૃહની સ્થિતિ એવી હોય કે બાળકોનું નૈતિક જીવન અશક્ય થઇ પડે ત્યારેજ લગ્નભંગ આવશ્યક છે એ સામાન્ય સિદ્ધાંતમાં જ આ પ્રશ્નોનો જવાબ આવી જાય છે. લગ્નભંગ અને લગ્નના પ્રશ્નો ઉપર વિચાર કરવા બેઠેલા શાહી કમિશનના બહુમતિ રીપૉર્ટમાં આ શરતો સારી રીતે નિર્દેશ કરી છે. એમાં લખેલી છ શરતો જે આપણે ઉપર જણાવી ગયાં+ તે આપણા સિદ્ધાંતમાં સમાઇ જાય છે. અને એમાં એક સાતમું કારણુ, ગુપ્ત રોગ, ઉમેરી શકાય.* આ શરત માટે જો કોઇ વધારે વાજબી કારણુ જોઇતાં હોય તો તે ગુપ્ત રોગો માટે વિચાર કરવા મળેલા શાહી કમિશનના મનનીય રીપૉર્ટમાં મળી શકશે. આવા રોગો અતિશય ચેપી હોવાથી બાળકોના આરોગ્યનો નાશ થાય છે. અને રોગનો નિર્દોષ ભોગ બન્યાં હોય તેમના સિવાય બીજાં મનુષ્યોમાં એ રોગોની નૈતિક ભ્રષ્ટતા પણ કેટલી છે તેનું વિવેચન કરવાની જરૂર નથી.

---

+ પૃ. ૨૧૪.

* વાઈના રોગને કેટલે દરજ્જે લગ્નભંગનું વાજબી કારણુ ગણવું તે વિચાર કરવા જેવું છે.

# પ્રકરણ ૧૪ મું.

## સાચું લગ્ન.

" Love that is flesh upon the spirit of man,
And spirit within the flesh when breath began,
Love that keeps all the choir of lives in chime,
Love that is blood within the veins of time. "

Swinburne.

ઇંગ્લંડમાં બનેલા પ્રખ્યાત હાઇડ વિરૂદ્ધ હાઇડના દાવામાં લોર્ડ પેનઝન્સે લગ્નની વ્યાખ્યા આ પ્રમાણે આપી હતીઃ " બીજા સર્વને બાદ કરી એક પુરૂષનું એક સ્ત્રી સાથે સ્વેચ્છાથી થયેલું ઐક્ય. " આ વ્યાખ્યાની સત્યતા વિષે કોઇને શંકા રહે તેવું નથી અને તે છતાં સર્વ કોઈ કબૂલ કરશે કે વ્યવહારમા 'સ્વેચ્છાથી થયેલું' એના ઉપર જોઇએ તેટલો ભાર મૂકાતો નથી. લગ્નનો વિધિ જે ખરી રીતે તો અંતરના સાચા ઐક્યનું બાહ્ય ચિહ્ન માત્ર છે તેનેજ લગ્નનો સૌથી અગત્યનો ભાગ ગણવામાં આવે છે. તેથી લગ્ન એક રૂઢિજ ગણાય છે. અને જ્યૉર્જ સેન્ડના જેવી લગ્નની કપરી વ્યાખ્યાઓ ઉભી થાય છે કે લગ્ન એટલે " કાયદેસર બળાત્કાર " કે " વ્રતધારી વેશ્યાવૃત્તિ. " લગ્નની આવી સ્થિતિ અનીતિને પ્રત્યક્ષ ઉત્તેજન આપે છે. જ્યાં લગ્ન જોરજુલમથી કરાવવામાં આવે કે પ્રેમથી થયું ન હોય ત્યાં ઘર બહાર પ્રેમ કરવાનો સંભવ રહે છે અને એનાં અનિષ્ટ પરિણામો ભોગવવાં પડે છે. મિ. હાર્ડી લગ્નમાં રહેલી જબરજસ્તીનો તિરસ્કાર કરે છે અને પ્રેમને સ્વતંત્રતા આપવાની હિમાયત કરે છે તે યોગ્યજ છે. સાચા લગ્નનો પાયો એકજ અને તે પ્રેમ જ હોવો જોઇએ, જેથી પ્રેમીઓ અન્યોન્યના પ્રેમમાં વિકાસ પામે અને ફલરૂપે બાળકનો જન્મ થાય. એવો અદ્ભુત

અવર્ણનીય પ્રેમ દરેક સ્ત્રીપુરૂષને માટે ખુલ્લો છે તથા એવાજ પ્રેમે દરેક યુગના, દરેક દેશના કવિઓ-વાલ્મીકિ, કાલિદાસ, દાંતે, મેટર-લીંક, શેક્સપીયર, બ્રાઉનીંગને પ્રેરણા કરી છે. કાવ્ય અને નવલકથામાં પ્રેમ એજ મુખ્ય વિષય છે અને ઘણા એમ ધારે છે કે કાવ્યોનો પ્રેમ તે કવિની કલ્પનામાંથી જ ઉત્પન્ન થયો છે. પરંતુ જેઓ મનુ-ષ્યજાતિને ઓળખે છે તે બરાબર જાણે છે કે દરેક સાધારણ પુરૂષ અને સ્ત્રીના જીવનમાં એક સમય એવો આવે છે કે પ્રેમ હૃદયમાં ઉભરાઇ જાય છે. ઘણાં એને ગુંગળાવીને પૂરો કરી નાખે છે, ઘણાં રૂઢિ મુજબના લગ્નને જેમ તેમ કરી એ પ્રેમની જગાએ ઠોકી બેસાડે છે. પરંતુ કેટલાંક થોડાં મનુષ્યો પ્રેમને એટલાં વશ થઇ જાય છે કે કલાકારોની કલ્પનાને ઉત્તેજિત કરે છે અને પ્રેમનો પ્રત્યુત્તર મળે તેને પોતાના આત્માના અભિલાષની તૃપ્તિ માને છે.

પ્રેમનો મંત્ર એ સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓનો નવો નીતિનિયમ છે. અને તે રીચર્ડ ડેહ્‌મેલના શબ્દોમાં સ્પષ્ટ જણાય છે: " લગ્નની પ્રતિજ્ઞાને જો મૃતપ્રાય ન બનાવવી હોય તો એ પ્રેમપૂર્ણ હોવી જોઈએ એટલે પછી એ પવિત્રતાથી પળાશે એ નિઃસંશય છે. લગ્નમાં બીજું સર્વ તે કામચલાઉ તોડ કાઢયા બરાબર છે."

પરંતુ પ્રેમ એટલે શું ? ટૉલ્સટૉયના ગ્રંથના પાત્ર પોઝડ્‌ની-શેવ માફક ખુલ્લા તિરસ્કાર સહિત ઘણા પૂછશે કે પ્રેમ સંભવિત વસ્તુ છે ? એ એમ કહે છે કે પ્રેમ બીજું કાંઇજ નહિ પણ માત્ર વિષયવિકાર છે. અને લગ્ન એટલે માત્ર ગેરસમજુત અને કજીયાની હારમાળા જેમાં વચ્ચે વચ્ચે વિષયવાસના પરોવાયલી હોય. અદા-લતમાં ચાલતા લગ્નભંગના ઘણા મુકરદમા ઉપરથી જણાય છે કે જે યુગલે અત્યંત પ્રેમપૂર્ણ પત્રોથી શરૂઆત કરી હતી તેણેજ અન્યોન્ય પ્રત્યે શંકા અને ધિક્કારથી પૂર્ણાહુતિ કરી હોય છે. તૃપ્તિ થતાં આરંભનો અગ્નિ હોલવાઇ જાય છે અને ભયંકર છતાં સ્પષ્ટ રીતે દેખાતો સાચા પ્રેમનો અભાવ એ સિવાય કશું બાકી રહેતું નથી.

અહિંજ પ્રેમની ભયાનક અનિશ્ચિતતા દેખાય છે. અજ્ઞાન નિર્દોષ મનુષ્યો, અને દુનિયા પ્રત્યે તિરસ્કાર બતાવનાર મનુષ્યો એમ જાણે છે કે પ્રેમ એટલે વિષયવાસના. અને કોઇ પણ સુંદર ચ્હેરો વાસના ઉત્પન્ન કરે તેને પ્રેમપાત્ર ધારી લેવામાં આવે છે. કહેવાતા પ્રેમની ઘણી કરૂણકથાઓ આ પ્રમાણેજ શરૂ થાય છે. દુર્ભાગ્યે યૌવનમાં આવાં મૃગજળનાં દશ્ય બહુ સાધારણ છે. ઘણે ઠેકાણે જોવામાં આવે છે કે યુવાનો નવીન જીવનનો નવો અનુભવ લેતા હોય તે વખતે પોતાના કરતાં બહુ મોટી ઉમ્મરની સ્ત્રીઓ સાથે 'પ્રેમ'માં પડે છે, અથવા યુવતીઓ નવયૌવનના બહારમાં પોતાના પિતા થવા લાયક આધેડ પુરૂષોથી આકર્ષાય છે. ઘણા દાખલામાં આ પ્રેમની ભ્રાંતિ બહુ જલ્દીજ દૂર થઇ જાય છે. પરંતુ જે દાખલામાં ઉતાવળમાં આવા નિર્બળ પાયા ઉપર લગ્ન કરવામાં આવે છે તેમાં જીવન-પર્યંતના દુઃખનું મૂળજ રોપવામાં આવે છે. નિરંતર એમ લાગ્યા કરે છે કે કાંઇક ન કરવાનું કરી દીધું છે, અને જીવન કાંઇક જુદાજ પ્રકારનું બની શકયું હોત. વળી કેટલીકવાર પ્રેમની નવલકથાઓ વાંચ્યાથી નિર્દોષ યુવાન મનુષ્યો પ્રેમના શબ્દો લવ્યા કરે છે અને જુઠી પ્રશંસાને ખરા અંતઃકરણનાં પ્રેમવચનો સમજે છે. કેવલ વિષયવાસના ઉપર રચાએલાં આવાં સર્વ "સ્નેહલગ્ન" વાસના તૃપ્તિ થતાં રૂઢિ જેવાં થઇ પડે છે અને પ્રેમીઓ છુટાં પડી જાય છે.

આવી જાતના દાખલા ઉપરથી સાચાં સ્નેહલગ્નની પણ વિરૂદ્ધ બોલવું તે યોગ્ય નથી. સાચો પ્રેમ એટલે અંતરની સહાનુ-ભૂતિ, અન્યોન્ય વખાણની લાગણી, અન્યોન્યમાં વિકસિત થવાની ભાવના, એકને બીજા વિના શૂન્યતા લાગે તેવી લાગણી, આત્માનું અનંત ઐક્ય. આવા પ્રેમને તૃપ્તિની બીક નથી. કારણકે દરરોજ પ્રેમપાત્રમાં કાંઇક નવીનતા ભાસે છે, અને દિવસ જાય છે તેમ પ્રેમ વધતો જાય છે, કેમકે સમય અન્યોન્યની હાજરીને વધારે ને વધારે આવશ્યક બનાવે છે. આવો પ્રેમ તે વિષયવિકાર માત્ર નથી. છતાં

એ વાસનારહિત પણ નથી. આ દાખલામાં વિષયવાસના તે બન્નેને અન્યોન્યની વધારે સમીપ લાવવાનું ચિહ્ન છે, તથા બાળકના રૂપમાં નવી પ્રેમશૃંખલા ઘડવાનું સાધન છે. આ પ્રેમ તે દાંતેનો બીએટ્રીસ માટેનો પ્રેમ, સીતાનો રામ પ્રત્યેનો, સત્યવાન અને સાવિત્રીનો તથા બ્રાઉનીંગ દંપતીનો છે. એવા પ્રેમનું વિશેષ લક્ષણ એ છે કે એ નિરંતર વધ્યા કરે છે. એ આવા ગાઢ સ્વરૂપમાં એકસામટો આવી શકતો નથી. સમય એજ એમાં મુખ્ય વસ્તુ છે.

આટલાજ માટે યૌવનની વિષયપૂર્ણ ઊર્મિઓ તે આત્માની સાચા પ્રેમપાત્રની શોધમાં પ્રાથમિક સ્થિતિ જ છે. સમય આવતાં જેની યૌવનની ઊર્મિઓ ખરા પાત્રના પ્રેમમાં સમાઇ જાય તેનાં ધન્ય-ભાગ્ય છે. તેટલાજ માટે એમ કહ્યું છે કે ઊર્મિના પહેલા ઉછાળામાં એકદમ ઉતાવળમાં જે લગ્ન કરી દેવામાં આવે તે હાથે કરીને દુઃખ વ્હોરવા બરાબર છે. નૃત્યખંડના ઉન્માદમાં નક્કી કરેલાં લગ્ન કરતાં શાળામાં કે પાઠશાળામાં કરેલાં લગ્ન વધારે શાશ્વત્ અને સુખી નીવડવાનો સંભવ છે.

જેમને આવો જીવનપર્યંતનો પ્રેમ અશક્ય લાગતો હોય તેમને અનેક ગૃહને ઉજ્જવલિત કરનાર ગાઢ પ્રેમ વિષે કાંઇજ ખબર હોતી નથી, અથવા દુર્ભાગ્યે તેમનાં પરણેલાં મિત્રો અને સગાંનો અનુભવ બહુ કડવો હશે. મિ. હાર્ડી પોતાના પુસ્તકમાં સુ બ્રાઇડહેડના મુખમાં આવા શબ્દો મૂકે છે કે "હંમેશાં એકજ પંથ માનવા પેઠે પ્રેમ સાથે નિરંતર બંધાઇ રહેવું તે પાપ છે; એકજ ખોરાક કે પીણું હંમેશાં પસંદ કરવું તેની માફકજ કાયમનું વ્રત લેવું તે મૂર્ખતા છે—" આ શબ્દો માત્ર નિરાશાના ઉદ્દગાર કે માનવ પ્રેમની ખોટની કબૂલાત જ છે. પરંતુ નિરાશ થવાની જરૂર નથી. સ્નેહલગ્નને પોતાની લાયકાત સિદ્ધ કરી આપવાની હજી તક મળી નથી. ભૂતકાળમાં એ વિરલ હતું, ભવિષ્યમાં એ નિયમરૂપ થવું જોઇએ.

જો આપણી દલીલો ખરી હોય તો એમ હોવું જોઇએ કે સ્નેહ-

સ્મજ નૈતિક છે, કારણ કે જીવનમાં પરસ્પર મેળ, ઐક્યપૂર્ણ જીવન, અને બાળકો માટે અનુકૂળ વાતાવરણ એ સર્વની ખાત્રી એ લગ્ન આપે છે. વળી એમ પણ ખરૂં કે સ્ત્રી પોતે જે પુરૂષને ચ્હાતી ન હોય કે ચ્હાઇ શકતી ન હોય છતાં તેના પૈસા કે પદવી માટે તેની સાથે પરણે તેનામાં અને વેશ્યામાં બહુ ફેર નથી; કારણ કે વેશ્યા પણ પૈસા ખાતર પોતાનો દેહ વેચે છે. તેજ પ્રમાણે પુરૂષ જે સ્ત્રીને ચ્હાતો ન હોય પણ તેના પૈસા કે તેના પિતાની પદવી ખાતર તેને પરણે તે સ્ત્રીને માત્ર પૈસા કમાવાનું સાધન ગણી પોતાની અનીતિ જાહેર કરે છે. માત્ર રૂઢિ અનુસાર થએલું લગ્ન એ અંદરખાનેથી દંભ છે, કાયદાના ઓઠા તળે થએલું જુઠાણું છે. સાચા લગ્નનો મર્મ તો સ્ત્રીપુરૂષ બન્નેની સ્વતંત્ર અનુમતિ જ છે. બન્નેની એમ દૃઢ ખાત્રી થવી જોઇએ કે સ્વભાવથી તેઓ જીવનપર્યંતનો સંબંધ બાંધવા યોગ્ય છે, તેમ કદાચ ગેરસમજુતી થાય તો છતાં ટકી શકે એવો તેમનો પ્રેમ છે, તથા તંદુરસ્ત બાળકોનાં માબાપ થવા પોતે લાયક છે કે જે બાળકોને પોતે સારૂં શુદ્ધ જીવન ગાળે એવાં બનાવી શકે. આ બધું હોય તોજ બન્નેએ પરણવાની અનુમતિ આપવી જોઇએ. પ્રેમના દૃષ્ટિબિંદુથી રૂઢિઅનુસારના લગ્નની ભીષણતા, અસત્ય એ સર્વ પોતાની મેળેજ એને તિરસ્કાર પાત્ર બનાવે છે.

આ સર્વથી સંતોષ ન પામી કોઇ એમ દલીલ કરી શકે કે “ સાચા પ્રેમ ઉપર રચાયલું લગ્ન પોતેજ પોતાની જામીનગીરી બરાબર છે. અને તેથી લગ્નનો વિધિ કેવળ નકામો છે અને તેનો બચાવ કરી શકાય તેમ નથી. પ્રેમની આંતર પવિત્રતામાં એ વિધિ ઉમેરો કરી શકે તેમ નથી અને વળી એનાથી એમ લાગે છે કે પ્રેમ વિષે શંકા છે તેથીજ એને કાયદાની સાંકળોથી બાંધી લેવા યત્ન કરવામાં આવે છે. આથી સાચું લગ્ન કાયદાથી મુક્ત હોવું જોઇએ. એવું લગ્ન પોતેજ પોતાને યોગ્ય ઠરાવે છે. જ્યારે તદ્દન સ્વતંત્ર હોય ત્યારેજ એ નૈતિક દૃષ્ટિએ શ્રેષ્ઠ છે. ” આ વિચારમાં કાંઇક ભવ્યતા

રહેલી છે. મિ. એડવર્ડ કાર્પેન્ટર અને એલન કી એનાં હીમાયતી છે. પરંતુ એમના જેવો ઉચ્ચ પ્રકારનો આધાર છતાં હજીએ ભવિષ્યમાં લાંબા વખત સુધી લગ્નનો વિધિ, ગમે તો ધાર્મિક કે કાયદા પ્રમાણેનો હોય પણ સ્નેહલગ્નનો પણ સાથી હોવાનો જ. મિ. કાર્પેન્ટર અને એલન કી પણ એ કબુલ કરે છે.* ફરજીઆતપણાનો ખ્યાલ જ દુઃખી લગ્નો માટે જવાબદાર છે, અને સ્વાતંત્ર્યની ભાવના શાશ્વત સંબંધોને પણ સુખપૂર્ણ કરે છે એમ કહેવું નકામું છે. આ સિદ્ધ કરવાને કશો આધાર નથી. હૃદયના ઉંડા પ્રેમથી ઉત્પન્ન થએલાં લગ્નમાં લગ્નના વિધિએ એક અણુમાત્ર પણ સુખ ઓછું કર્યું નથી, અને તદ્દન રૂઢિવિહીન સ્વતંત્ર સંબંધો પ્રેમબંધનને દઢતર કરવાને બદલે ઘણુંખરૂં મોળા પડી જાય છે. બહુધા સ્વતંત્ર સંબંધનો ઇતિહાસ એટલે તજાએલી સ્ત્રી અને તજાએલાં બાળકોનો ઇતિહાસ. પુરૂષનાં વચનો ઘણીવાર જુઠાં નીકળે છે અને પ્રેમીઓની પ્રતિજ્ઞા ભૂલી જવાય છે. આજ કારણથી મનુષ્યના અનુભવે દરેક લગ્નમાં કોઈ પણ જાતની પ્રસિદ્ધિ આવશ્યક ગણી છે. લગ્નવિધિ તથા લગ્નના રજીસ્ટરમાં સહી કરવી એ બન્ને લગ્નની વાત જગતને જાહેર કરવાના રસ્તા છે. નાયર લોકોનો 'સંબંધમ્' જે રૂઢિવિહીન છે તેને પણ અમુક પ્રકા-

---

* એડવર્ડ કાર્પેન્ટર આ પ્રમાણે કહે છે. "હજી ઘણા વખત સુધી સ્ત્રીની અમુક ભાગે પરાધીનતા અને ગુલામગીરી ચાલુ રહેશેજ એટલે એમ સંભવ છે કે તેટલા વખત સુધી કોઈ પ્રકારનો વિધિપુરઃસર કરાર થશે."

એલન કી કહે છે કે "આધુનિક સમયમાં થોડા વખત સારૂં પણ સ્વતંત્રતાની હદ બાંધવાનું કબુલ રખાય છે. જો કે એ હદ માત્ર કાયદાનીજ છે અને તેથી પ્રેમના વિષયમાં કેળવણી મળશે.

એવા પ્રેમે સ્ત્રીના સ્વાતંત્ર્ય ખાતર પુરૂષના કેટલાક હાલના હક લઇ લેવાજ જોઇએ. બાળકોને ખાતર સ્ત્રી અને પુરૂષ બન્નેના કેટલાક હક લઇ લેવા જોઇએ......જેઓ એમ માનતાં હોય કે મનુષ્યજાતિની સંપૂર્ણતા પ્રેમ ખાતર અને પ્રેમથી જ છે તેમણે સૈકાથી નહિ, દસકાથી તો નહિજ પણ હજારો વર્ષથી ગણતરી કરતાં શીખવું જોઇએ."

રની પ્રસિદ્ધિ હોય છે. સ્ત્રીઓ બાળકોના જન્મ અને કેળવણી માટે જવાબદાર થાય છે અને તેના બદલામાં સુખસગવડમાં રહેવાની આશા રાખે છે. તેમના હિત ખાતર, તેમજ કુદરતે પરાધીન બનાવેલાં બાળકોના હિત ખાતર પુરૂષે પોતાનું લગ્ન તથા તે પછીની જવાબદારી એ જાહેર રીતે નોંધવાજ જોઇએ એટલે બદલાયલા સંયોગો તેમજ પ્રેમના બદલાતા પ્રવાહમાં એ પોતાના ફાંટા મુજબ પોતાનાં સ્ત્રી બાળકોનો તિરસ્કાર ન કરે. લગ્નને પ્રસિદ્ધિમાં મૂકવાનું કારણ આટલું જ છે. જે પુરૂષ ખરા પ્રેમથી ચ્હાતો હોય અને લગ્ન કરવાની ઇચ્છા રાખતો હોય તેણે લોકો સમક્ષ એ વાત ખુલ્લી રીતે કબૂલ કરતાં આંચકો ખાવો ન જોઇએ. સાચા પ્રેમને આવા સંયોગોમાં કાંઇજ નાનમ લાગે નહિ.

પરંતુ ઉદ્દામ સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ લગ્નનો વિરોધ માત્ર એમાં રહેલી પ્રસિદ્ધિ ખાતરજ કરતાં નથી. પરણેલી વ્યક્તિ ઉપર જીવન-પર્યંત પ્રેમ રાખવો તે વ્રત કે વચનની વિરૂદ્ધ છે. એલન કી જેવી સમજુ સ્ત્રીસ્વાતંત્ર્યવાદી પણ લખે છે કે " જેમ લાંબું જીવવાની કબુલાત આપી શકાય નહિ તેમ લાંબા વખત સુધી પ્રેમ રાખવાની કે ન રાખવાની પણ કબુલાત આપી શકાય નહિ. "* પરંતુ આમ કહેવું તે પ્રેમ અને વાસનામાં ભેદ ન સમજવા બરાબર છે. ખરો. પ્રેમ કરમાતો નથી, વિકસે છે. પ્રેમને જીંદગીની સાથે સરખાવવો તે બોધક હોવા છતાં ગેરસમજુતી ઉત્પન્ન કરે તેવું છે. જેમ જીવવાની ઇચ્છાથી રોગી માણસ પોતાના અશક્ત શરીરને ગમે તે પ્રકારે ટકાવી રાખી મૃત્યુને દૂર ઠેલે છે તેમ પ્રેમને પણ પોષણ આપી શકાય. બીજી દૃષ્ટિએ જોતાં આ ઉપમા ભૂલાવો ખવડાવનારી છે. કારણ કે જીંદગી એ શારીરિક વસ્તુ છે; માનસિક નથી. માત્ર જીવવાની ઇચ્છાથી જીંદગી વધારે લાંબી થઇ શકતી નથી પરંતુ પ્રેમ રાખવાની ઇચ્છાથી પ્રેમ વધી શકે છે. ફરીથી કહીશું કે ઘણાં લગ્નમાં અન્યોન્ય

---

* Love and Marriage પૃ. ૩૧૦.

પ્રત્યે કંટાળો આવવાનું કારણ તે પહેલેથીજ પ્રેમની ખામી છે. વગર વિચારે એમ વિશ્વાસ રાખવામાં આવે છે કે સ્ત્રીપુરૂષ પરણે એટલે ગમે તે રીતે પ્રેમ આવીને ત્યાં વસશે. કીમીયાગર પથ્થરને સોનું બનાવવામાં જેવો આંધળો ને હઠીલો વિશ્વાસ રાખે છે તેવોજ આ વિશ્વાસ છે અને એથી ઘણોજ વધારે વિનાશક છે. સ્ત્રીપુરૂષોએ હજી સમજવાનું છે કે પૈસા કે પદવીથી પ્રેમ ઉત્પન્ન થઇ શકતો નથી તેમ એનાથી પ્રેમરહિત શુન્યતાનો બદલો પણ મળતો નથી. સમય બતાવે કે કોના ઉપર સાચો પ્રેમ છે ત્યાં સુધી કોઇએ પરણવું નહિ. એક વખત આ માન્યતા ઉભી થઇ એટલે એમ માનીજ લેવાનું કે લગ્ન સફળ નીવડશે. પ્રેમની પ્રબળતાથીજ એમ આશા રાખી શકાય કે પ્રેમ ઉતરી જશે નહિ. આ આશાને લીધે લગ્નના મર્મરૂપ પવિત્ર પ્રતિજ્ઞાને વાજબી ઠરાવી શકાય. અમુક દંપતીનો પ્રેમ કદિપણ જતો નહિં રહે એમ કહેવું તે ધૃષ્ટતા છે. પરંતુ ભવિષ્યની ખાત્રી ઉપર કોઇ પણ વચનનો આધાર રહી શકે નહિ. વર્તમાન કાળની નિશ્ચિતતા અને એ ભવિષ્યમાં પણ રહેશે એવો સંભવ એજ એની યોગ્યતા છે. સાચા પ્રેમમાં એવી નિશ્ચિતતા અસ્તિત્વ ધરાવે છે, અથવા અસ્તિત્વમાં હોવી જોઇએ. આજ લગ્નની પ્રતિજ્ઞા માટે પૂરેપૂરૂં વાજબી કારણ છે. મનુષ્યજાતિની શ્રેષ્ઠ વિભૂતિ–પ્રેમ–એની હૃદયને ઓળખાણ સરખી ન હોય છતાં પ્રેમની પ્રતિજ્ઞા લેવી તે કેવળ દંભ છે. ભવિષ્યમાં પ્રેમમાં ચીરો પડે તથા એવા સંયોગો ઉભા થાય કે પ્રેમનો નાશ થાય અને લગ્ન એક જુઠાણા જેવું થઇ પડે, એને ભંગ કરવા કરતાં ચાલુ રાખવાથી વધારે અનિષ્ટ પરિણામ નીપજે, તો એને તોડીજ નાખવું. પ્રથમ ખરા અંતઃકરણથી પ્રતિજ્ઞા લીધી હોય તો પછી આમ લગ્નને ભંગ કરવાથી પ્રતિજ્ઞા અસત્ય થતી નથી. કાયદાના કોઇ કરારમાં આપેલું વચન સહી કરી, સિક્કો મારી, ધારાશાસ્ત્રીઓની સમસ્ત કુશળતાથી બનાવ્યું હોય છતાં અનંતકાળ સુધી પ્હોંચતું નથી: દરેક સમંજુ કાયદો એટલી રજા આપે છે કે એવા

સંયોગો ઉભા થાય કે એ વચન પાળવાનું અશક્ય થઇ પડે, તો તે નકામું થાય છે, અને એનો ભંગ કરવાની કાયદો રજા આપે છે. તેજ પ્રમાણે લગ્નની જીવનપર્યંત પ્રેમ રાખવાની પ્રતિજ્ઞા પણ પાળવાનું અશક્ય થઇ પડે. બેમાંથી જે સ્વચ્છંદથી પ્રતિજ્ઞા તોડે તેનેજ માથે એનું પાપ હોવું જોઇએ. જે બીજું નિર્દોષ હોય તેને એથી એ પ્રતિજ્ઞામાંથી મુક્તિ મળવી જોઇએ. હિંદુ અને રોમન કૅથલિક લગ્ન તોડી શકાતાં નથી તેથી બેમાંથી જે નિર્દોષ હોય તેનો ભોગ અપાય છે. લગ્નનો દયાપૂર્ણ કાયદો એનું પવિત્ર સ્વરૂપ અમુક હદ સુધી ટકાવી રાખવાનો યત્ન કરે છે, તે પછી એની ધાર્મિકતા પૂરી થાય છે. આ પ્રમાણે લગ્નની પ્રતિજ્ઞા જો કે કદિ પણ ભંગ ન થઇ શકે એવી નથી છતાં પણ એને નિષ્કપટ બનાવી શકાય તેવી છે. અને એની નિષ્કપટતા એજ એને ટકાવી રાખશે. એ પ્રેમનું પરિમાણ સાચવી રાખે છે. પ્રતિજ્ઞા સહિતનો લગ્નવિધિ કાઢી નાખો એટલે 'સ્વતંત્ર પ્રેમ' ( પરણ્યા વિનાના પ્રેમ )નો બધો ઘોટાળો આવશે. શીલની ઉચ્ચ ભાવનાવાળાં તથા નીતિનિયમોની સૂક્ષ્મ દૃષ્ટિવાળાં સ્ત્રી સ્વાતંત્ર્યવાદીઓ એમ ધારે છે કે 'સ્વતંત્ર પ્રેમ' કદિ પણ પશુવૃત્તિની હદ સુધી જશે નહિ. પરંતુ સમજુ અને વિચારશીલ મનુષ્યો અનુભવથી જાણે છે કે વાસનાને પ્રેમ સમજવાની ભૂલ કેટલી સામાન્ય છે, અને માથે જવાબદારી લીધા સિવાય આનંદ ભોગવવાનો યત્ન કરતા હોય એવા પુરૂષો 'પ્રેમી' થવાનો ડોળ કરી સ્ત્રીઓના જીવનનો કેવો વિનાશ કરે છે. પવિત્ર પ્રેમ તે ઉચ્ચ પ્રકારની નીતિ છે. એ પોતે કાયદા કે ધર્મનાં બંધન તોડી શકે છે. પરંતુ કોઇપણ પ્રત્યક્ષ દાખલામાં એની નૈતિક સરલતા તેજ એની અનિશ્ચિતતા છે, તેથી જ જાહેર રીતે સંબંધ બાંધવાની જરૂર છે. માનવ ઇતિહાસ ઘણા સૈકાથી ઓળખે છે. એવું લગ્ન આટલાજ માટે વાજબી છે. આજ કારણથી મહાન્ ગોઇટે પણ, જોકે પોતે લગ્નના વ્રત વિરૂદ્ધ પાપ કર્યું હતું છતાંએ હિંમતથી કહે છે કે "જે વચન કે કર્મથી

લગ્ન ઉપર આઘાત કરે છે તે સંસ્કૃત જનસમાજના પાયા જ તોડે છે. એ વિષય ઉપર મારી સાથે એને વિવાદ કરવા દો. જો હું એની ખાત્રી ન કરી આપી શકું તો પછી ફરી મારે એ માણસનું કામ નથી. લગ્ન તે સમસ્ત જ્ઞાનનો આદિ અને અંત છે."



# પ્રકરણ ૧૫ મું.

## સુપ્રજનનશાસ્ત્રની દૃષ્ટિએ લગ્ન.

Make no more giants, God,
But elevate the race at once.

Browning.

અત્યાર સુધી આપણે સાચા લગ્નમાં પ્રેમના ઉપરજ ભાર મૂક્યો છે. પરંતુ એકલો પ્રેમ તો પરણેલી વ્યક્તિઓના પોતાના સુખનીજ ખાત્રી આપી શકે. સારી પ્રજાની એ જામીનગીરી નથી. તેથી દંપતીની પરસ્પર આસક્તિ ઉપરાંત બીજાં કારણોની પણ જરૂર છે. આ કારણોને સામાન્ય રીતે સુપ્રજનન વિષેનાં કહી શકાય. એ વ્યક્તિઓ લગ્ન કરી સારી પ્રજા ઉત્પન્ન કરવાને લાયક છે કે નહિ તે સંબંધનાં એ કારણ છે. ક્ષય રોગવાળું માણસ કોઇ સાથે પ્રેમમાં પડી શકે અને સૌમું માણસ તેને પણ ચ્હાઇ શકે. પણ એમ પ્રશ્ન ઉભો થઇ શકે કે એની તંદુરસ્તી જોતાં એ ક્ષયરોગ સામે ટક્કર ઝીલી શકે એવાં મજબુત બાળકો ઉત્પન્ન કરી શકશે? × સુપ્રજનનશાસ્ત્રના દૃષ્ટિબિંદુથી આવાં દંપતી સંતતિનો જન્મ અટકાવે તો હરકત નહિ પરંતુ આપણા ગ્રંથની દૃષ્ટિએ એ પ્રમાણે અટકાવવું તે લગ્નના ખરા હેતુને નકામો બનાવવા જેવું છે, એમ કહેવાની જરૂર નથી.

એમ કહી ન શકાય કે લગ્નના ભૂત ઇતિહાસમાં સુપ્રજનનના ઉદ્દેશો તરફ કેવળ દુર્લક્ષ કરવામાં આવ્યું છે. માણસ પોતાની જાત, જ્ઞાતિ, સમૂહ કે પ્રજાની બ્હાર પરણે તેના સામાન્ય વિરોધનું મૂળ કારણ સુપ્રજનનશાસ્ત્રનું જ છે. પરંતુ એવી જાતનો નિયમ સામા-

× વૈદકીય અભિપ્રાય સામાન્ય રીતે એવો છે કે ક્ષયરોગી માબાપનાં બાળકોમાં સાધારણ રીતે રોગ નહિ પરંતુ નબળું શરીર આવે છે અને તેને ક્ષયરોગનો ચેપ લાગવાનો સંભવ બહુજ હોય છે.

-ય રીતે રૂઢિ થઈ પડે છે, અને ખરાં સુપ્રજનનશાસ્ત્રનાં કારણ તો ક્યાંનાં ક્યાં રહી જાય છે. દાખલા તરીકે યુરોપના ઉચ્ચ વર્ગોમાં એ વર્ગનો કોઇ માણસ મધ્યમ વર્ગની સ્ત્રી સાથે પરણે—હલકા વર્ગની તો વાતજ ન રહી—તે સામે બહુજ વિરોધ હોય છે તે વિચારવા જેવું છે. છેક હાલના સમયમાં પણ ઑસ્ટ્રીયાના રાજવંશી હૅપ્સબર્ગ કુટુંબમાં કેટલાંએ લગ્ન દુઃખી નીવડયાં છે અને તેનું કારણ એટલુંજ કે વરકન્યાનું કુળ માત્ર જોવાતું. હિંદુસ્તાનમાં જ્ઞાતિબંધારણના સખત નિયમોનું મૂળ કારણ સુપ્રજનનનું જ હશે. પરંતુ સમય જતાં એ કેટલું જર્જરિત અને કૃત્રિમ થઇ ગયું છે ? હિંદુઓમાં કોઇ પણ માણસની મગદૂર નહિ કે જ્ઞાતિ બ્હાર અને ઘણા દાખલામાં પેટા જ્ઞાતિની બ્હાર પણ પરણે. જો પરણે તો જ્ઞાતિના બહિષ્કારનાં અનંત દુઃખ વેઠવાં પડે. અને જ્ઞાતિની અંદરને અંદર તો આરોગ્ય, પરસ્પર યોગ્યતા કે પરણવાની અને કુટુંબ પોષવાની શક્તિ એ કશા વિષે કાંઇ પણ વિચાર કર્યા સિવાયજ પરણાવી દેવામાં આવે છે. બાળલગ્નને લીધે નપુંસકોનાં લગ્ન પણ થઇ જાય છે. પરિણામ નિષ્ફળ લગ્ન કે સ્ત્રીની ક્ષમ્ય અનીતિ એજ થાય છે.

એટલે એમ તો કબૂલ કરવુંજ પડશે કે ઘણાં લગ્ન પરસ્પર પ્રેમની ખામીને લીધે દંપતીને માટે નિષ્ફળ નીવડયાં છે તેમજ મનુષ્ય જાતિના દૃષ્ટિબિંદુથી પણ ઘણાં નિષ્ફળ નીવડયાં છે. કારણ કે ઉતાવળમાં બાંધેલા નાલાયક સંબંધથી ઘણીવાર નબળાં, રોગી કે નિર્બળ મનનાં બાળકો જન્મે છે. એવાં બાળકો મોટાં થતાં જાતે એક મોટી નિષ્ફળતા સમાન નીકળે છે, અથવા એવાંજ મોટાં ગુન્હેગાર કે વેશ્યાઓ થાય છે. વીસમી સદીમાં પણ કેટલાં પ્રેમીઓ પોતાના પવિત્ર વિકારનો સુપ્રજનનશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરે છે? પરંતુ આ વાતને મહત્વ આપવું તે યોગ્ય નથી કારણ કે સુપ્રજનન શાસ્ત્ર તો હાલજ વિકાસ પામ્યું છે, અને હજી પણ સંપૂર્ણ કે પ્રમાણભૂત તો નથીજ. એનું અસ્તિત્વ સ્વીકારાયું છે ખરૂં અને એ સ્થા-

પિત પણ થયું છે. લોહીમાં આવતા ગુણદોષના પ્રશ્ન ઉપર એ શાસ્ત્રે પુષ્કળ અજવાળું પાડયું છે. અને આધુનિક સમયમાં લગ્નના વિષયનો કોઇ પણ અભ્યાસી એ શાસ્ત્ર તરફ દુર્લક્ષ કરી શકેજ નહિ. કેટલાક સામાન્ય સિદ્ધાંતો બાંધવાનું શક્ય થયું છે. એ સિદ્ધાંતો દુર્લક્ષ કરવા યોગ્ય તો નથીજ. જો કે હજી એ વૈજ્ઞાનિક કે અર્થશાસ્ત્રના નિયમરૂપે પણ સિદ્ધ થયા નથી, કે પ્રચાર પામ્યા નથી. તેથી એ શાસ્ત્રનું હાલનું સામાન્ય સ્વરૂપ લઇ તે ઉપરથી લગ્નના વિષયને લગતાં અનુમાન બાંધવાં એ યોગ્ય છે.

પ્લેટો અને ઍરિસ્ટૉટલના ગ્રંથોમાં સુપ્રજનનશાસ્ત્રના વિચારો છુટાછવાયા દેખાય છે. પરંતુ છેક ૧૮૮૩ માં ગૅાલ્ટને પોતાના પ્રખ્યાત પુસ્તક An Inquiry into Human Faculty માં Eugenics ( સુપ્રજનનશાસ્ત્ર ) એ શબ્દ પહેલવહેલો વાપર્યો. અને લંડનની સોશીઓલૉજિકલ સોસાયટી સમક્ષ ૧૯૦૪માં એક લેખ વાંચતાં તેણે એની વ્યાખ્યા આ પ્રમાણે આપી હતી. “ મનુષ્યના સહજ ગુણોને સુધારવા માટે જે કારણો જોઇએ તેને લગતું શાસ્ત્ર. તેમજ જે કારણો એ ગુણોને જેમ બને તેમ લાભદાયી બનાવે તેને લગતું શાસ્ત્ર. ” ૧૯૦૮ માં એની ઉદારતાથી લંડનમાં સુપ્રજનન શાસ્ત્રના અધ્યક્ષની નીમણૂક થઇ. ત્યાર પછી એના કેટલાક ઉત્સાહી અનુયાયીઓએ એણે શરૂ કરેલું કામ ખંતથી ચાલુ રાખ્યું છે. એ વિષયની સમસ્ત સમીક્ષાને વ્યવહારમાં મોટા પાયા ઉપર ફેલાવતા પહેલાં બારીકીથી તપાસવી પડશે. પરંતુ એટલું સ્વીકારીશું કે એના પાયા મજબૂત છે. ડાર્વીન તેમજ સ્પેન્સર તથા વૅલેસથી માંડીને બેટસન અને વીઝમાન સુધીના બધા વિકાસક્રમવાદીઓ (evolutionists)ના ગ્રંથોને લીધે વિકાસક્રમની વાત સિદ્ધ થઈ છે. અને એની સાથે વંશપરંપરા ઉતરતા ગુણોમાં પણ માન્યતા વૈજ્ઞાનિક રીતે પુનઃ સ્થાપિત થઇ છે. સુપ્રજનનશાસ્ત્ર એટલે મુખ્યત્વે એવા ગુણોની સમીક્ષા અને તેના ક્રમને કાબુમાં રાખવાનો સંભવ તથા

રીત એ સર્વનું નિરીક્ષણ એજ છે. પ્રજાકીય સુપ્રજનનશાસ્ત્રની વ્યાખ્યા આ પ્રમાણે આપવામાં આવી છે. " ભવિષ્યની પ્રજાના શારીરિક કે માનસિક ગુણો સુધારે કે બગાડે એવાં સમાજના કાબુમાં રહેલાં કારણો. "

વંશપરંપરા લોહીમાં ઉતરતા ગુણોમાં માન્યતા થઈ છે એટલું જ પરંતુ એ વિષે કોઇ ખાસ સિદ્ધાંત સ્થાપિત થયા નથી. તેમજ એ પ્રમાણે આવતા ગુણ અને આસપાસના સંયોગોના સંબંધ વિષે તથા એમાંથી કયું બળવત્તર છે તે વિષે હજી ગંભીર ચર્ચા ચાલ્યા કરે છે. આધુનિક સુપ્રજનનશાસ્ત્રીઓ, પ્લેટોના વિચારો જે શાસ્ત્રાધાર વિના માત્ર અનુભવથીજ થયા હતા, તેને ઘણે અંશે ટેકો આપે છે. છેક ૧૮૬૯ માં શ્રમપૂર્ણ અભ્યાસથી ગૅાલ્ટને પોતાના Hereditary Genius નામના પ્રખ્યાત ગ્રંથમા વારસામાં ઉતરતી બુદ્ધિ વિષે પ્રમાણ એકઠાં કર્યા હતાં. જગતના સૌથી મહાન્ મનુષ્યોનાં પ્રખ્યાત સગાંનાં નામ એણે એકઠાં કર્યા છે. તે ઉપરથી એણે એમ સિદ્ધ કરવાનો યત્ન કર્યો છે કે બુદ્ધિ અથવા એ પાછળથી 'શક્તિ' નામ આપે છે તે કેટલીક ઓલાદોના લોહીમાંજ હોય છેઃ-ફિલિપ ઑફ મેસીડોન અને તેનો પુત્ર અલેક્ઝાંડર; પ્રાચીન રોમના સિપીઓ અને સીઝર; બૉઇલ, ડાર્વીન અને વૉટ કુટુંબની વૈજ્ઞાનિક બુદ્ધિ; બાખ અને બેન્ડા કુટુંબની સંગીતપ્રવીણતા, તથા બેલિની અને વેસિલી કુટુંબનાં ચિત્રકામ એ સર્વથી અમુક કુટુંબોમાં પ્રસરેલો બુદ્ધિ પ્રભાવ જણાય છે. ગૅાલ્ટને હિંદુસ્તાનનાં પણ દૃષ્ટાંત આપ્યાં છે.—હૈદરઅલી અને ટિપુ સુલતાન. એણે મહાન્ મોગલોનો દાખલો આપ્યા હોત તો વધારે યોગ્ય ગણાત. તેઓ યોદ્ધા, રાજ્યકાર્યમાં કુશળ પુરૂષો, અને વિદ્વાન હતા. હિંદુસ્તાનના મહાન્ મોગલો જેટલો બુદ્ધિશાળી દુનિયામાં કોઇ પણ રાજવંશ થયો નથી. શૂરવીર બાબરનાં સંસ્મરણોથી માંડીને છેક છેલ્લો મોગલ જેણે પોતાના વિનાશની હકીકત એક અત્યંત સુંદર ગઝલમાં લખી છે ત્યાં સુધી એક સતત નૈસર્ગિક

સાક્ષરતા સર્વમાં હતી. માત્ર અકબરના સંબંધમાં એ વિકાસ પામી ન હતી પરંતુ કવિઓ અને તત્વવેત્તાઓના આશ્રયદાતા થઇ એણે એનો બદલો વાળ્યો.

આ બધાં નામની હારમાળા છતાં ગૅાલ્ટનની વારસામાં ઉતરતી બુદ્ધિ વિષેની દલીલ માન્ય થતી નથી. બુદ્ધિના પારસમણિ તરીકે એ 'ઉચ્ચતા'ને ગણે છે, પણ તે ઉચ્ચતા ઘણીવાર આભાસ માત્ર હોય છે, અને ઘણુંખરૂં અસમાન હોય છે. ઉચ્ચતાનો અર્થ એ આવો કરે છે. "દશ લાખ મનુષ્યોમાં માત્ર ૨૫૦ જણને અથવા ૪૦૦૦માં એકને જે પદવી પ્રાપ્ત થાય છે તે." (જુઓ પૃ. ૯). ઉચ્ચતાની કસોટી તે જાહેરમાં પ્રખ્યાતિ અથવા પ્રાપ્ત કરેલી સફલતાને ગણ્યાં છે. આમાં એક પ્રકારનો ભય રહેલો છે. કારણ આર્થિક વિષયમાં સફલતા મળી હોય તેને ઘણીવાર માનસિક ઉચ્ચતા ગણવામાં આવે છે. છતાં એમ સહેલાઇથી સિદ્ધ કરી શકાય કે ઘણા ખરા કરોડપતિઓ પ્રપંચ, કપટ કે બીજાના હિત તરફ કેવળ બેદરકારીથી પૈસાદાર થયા હોય છે. જો આવી જાતના માણસો ચાલુ રાખવાનો યત્ન કરે તો સુપ્રજનનશાસ્ત્ર પોતેજ પોતાનો વિનાશ કરશે, અને અનીતિને ઉત્તેજન આપશે. ગૅાલ્ટન આ ભય ટાળવાનો યત્ન કરે છે. એ ખરાબ બાબતમાં પ્રખ્યાતિ પામેલાને બાતલ કરે છે. તેમજ પોતાના પ્રખ્યાત સગાંઓની લાગવગથી ઘુસી ગયેલા રાજદ્વારી પુરૂષો તથા સરદારોને પણ બાતલ કરે છે. આ રીતે બાતલ કરવા છતાંએ ઉચ્ચતાની ભૂમિકા બહુ વિશ્વાસ આવે એવી ઉંચી જાતની નથી. ગૅાલ્ટન એમ સિદ્ધ કરવાનો યત્ન કરે છે કે "જેઓ નૈસર્ગિક રીતે ઉંચી જાતની શક્તિઓ ધરાવતા હોય તેઓ સમાજમાં હલકી પદવીએ હોવા છતાં બધાં વિઘ્ન દૂર કરીને સ્હેલાઇથી ઉંચે ચઢે છે." તેમજ "જે માણસો સામાજિક સગવડો હોય છતાં પોતાનામાં ઉચ્ચ પ્રકારની નૈસાગક શક્તિ ન હોવ તે ઉચ્ચતા પ્રાપ્ત કરી શકતા નથી." આ બેમાંથી પહેલાં કરતાં બીજો મત વધારે સહેલાઇથી ગ્રહણ કરી શકાય તેવો

છે. દાખલા તરીકે ઉચ્ચતાનો ગુણ ચર્ચીલ, સેસીલ, રસેલ જેવાં નામીચાં અંગ્રેજ કુટુંબોમાં રહેલો છે. અને મી. વિન્સ્ટન ચર્ચીલ, લૉર્ડ રૉબર્ટ સેસિલ અને મિ. બર્ટ્રાન્ડ રસલ કુદરતી શક્તિ વિના ઇંગ્લંડમાં જાહેર જીવનમાં અગ્રેસર નજ થયા હોત, એ તો નિઃશંક છે. પરંતુ એ શક્તિને તદ્દન વંશપરંપરા ઉતરતી કેટલે દરજ્જે ગણી શકાય તે વિચારવા જેવું છે. એના એજ પ્રતિષ્ઠિત કુળમાં જન્મ લેવા છતાં એ કુટુંબના બીજા માણસો મહાન્ કેમ ન થયા? આ રીતે વિચાર કરતાં આપણે જોઇ શકીએ છીએ કે વંશપરંપરા ઉતરતા ગુણોનો પ્રશ્ન કેટલો ગુંચવણભર્યો છે; તથા એ પણ સમજી શકાય છે કે એ પ્રમાણે ઉતરતા ગુણનેજ સર્વ કારણોનાં મૂળ તરીકે સર્વ કોઇ કબૂલ કેમ નથી કરતું. ગૅાલ્ટનના આદિ પ્રયત્નો પછી આ વિષયમાં જે મત વિકાસ પામ્યા છે તેમાંજ આનું કારણ આવી જાય છે.

ગૅાલ્ટનના ગ્રંથે બે અતિ અગત્યના પ્રશ્ન રજુ કર્યા છે:-(૧) વંશપરંપરા ઉતરતા ગુણનો આસપાસના સંયોગો સાથે સંબંધ અથવા કુદરત અને ઉછેર વચ્ચેનો વિગ્રહ. (૨) મનુષ્ય જાતિનો સારો સમૂહ વધારવાનું અને લગ્નના વિષયમાં ડહાપણથી ભેદ પાડી ખરાબ સમૂહ કાઢી નાખવાનું કેટલે દરજ્જે શક્ય છે તે.

બીજા પ્રશ્નનો આધાર પહેલા પ્રશ્નના નિરાકરણ ઉપર રહેલો છે. અને તેથીજ આજ સુધી સુપ્રજનનશાસ્ત્ર વિષે વંશપરંપરા ઉતરતા ગુણનો મત સિદ્ધ કરવા માટેજ વિચાર કરવામાં આવ્યો છે. એ મતના બે વિભાગ મૂળ મત કબૂલ રાખવા છતાં પોતાના સિદ્ધાંતોમાં અન્યોન્યથી તદ્દન વિરૂદ્ધ છે. આ બે વિભાગ (૧) બાયો મીટ્રીશીઅન્શ અને (૨) મેંડેલીઅન્સ. પહેલા વિભાગના નેતા પ્રો. કાર્લ પીયર્સન છે. એ ગૅાલ્ટનના ચુસ્ત અનુયાયી છે. એ વિભાગ પ્રાણિવિદ્યાના ત્રણ મોટા સિદ્ધાંત કબૂલ રાખે છે.*

* જુઓ પીયર્સન કૃત Groundwork of Eugenics પૃ. ૧૯-૨૦.

(क) કુદરત અને ઉછેરના અન્યોન્ય સંબંધનું પ્રમાણ ગમે તેમ કબૂલ કરી લેવું ન જોઇએ પરંતુ વૈજ્ઞાનિક રીતે માપવું જોઇએ. અત્યાર સુધી અમારો અનુભવ એવો છે કે કુદરત ઉછેર કરતાં વધારે બળવાન છે. અને આસપાસની પરિસ્થિતિ કરતાં વંશપરંપરા ઉતરતા ગુણ વધારે અગત્યના છે.

(ख) સંયોજિત લક્ષણોમાં માબાપથી ઉતરી આવેલા ગુણ સ્પષ્ટ રીતે બતાવી શકાય તેમ નથી. વર્તમાન પ્રજાનાં શારીરિક લક્ષણોમાં આસપાસના સંયોગોથી ફેરફાર થાય છે. પરંતુ જેમાંથી ભવિષ્યની પ્રજા ઉત્પન્ન થાય છે એ તત્વોમાં ફેરફાર થતો નથી. ઘણું ઘણું તો સંયોગોને લીધે તત્વોના મોટા સમૂહમાંથી અમુકજ ઉપર પસંદગી ઉતરે, અને કયું તત્વ બળવાન થાય અને કયું ગુપ્ત રહે તે નક્કી થઇ શકે.

(ग) સર્વ માંનવ લક્ષણો સ્પષ્ટ રીતે અને કદાચ સરખા પ્રમાણમાં પણ માબાપ તરફથી વારસામાં ઉતરે છે. ડાર્વીનનો સિદ્ધાંત જે વીઝમાને આગળ વધાર્યો છે તેના ઉપર પ્રો. પીયર્સનના મત રચાયા છે. ડાર્વીનના સિદ્ધાંત પ્રમાણે કેટલાંક અતિ સૂક્ષ્મ તત્વો શરીરની અંદર લોહીમાં ફર્યા કરે છે. અને જંતુનાં ઘરમાં વાસો કરે છે. આ તત્વો ઘણી વાર ગુપ્ત રહે છે. છતાં એકમાંથી બીજામાં જઇ શકે છે. આથી પૂર્વજોમાંથી ઉતરી આવેલાં ગુપ્ત તત્વોના વિકાસને લીધે વંશજમાં અમુક લક્ષણો આવી શકે. જો કે એ લક્ષણો કોઇ પૂર્વજમાં વિકાસ પામ્યાં ન હોય. વીઝમાને શરીરતત્વ અને જંતુતત્વમાં ભેદ ગણ્યો છે. પરંતુ એના મત પ્રમાણે પ્રજાને ચાલુ રાખવાનું અગત્યનું કામ જંતુતત્વજ કરે છે. એ તત્વ પાછળથી બદલાઇને શરીરતત્વ બને છે. માત્ર જંતુનાં છિદ્ર એકમાંથી બીજામાં જઇ શકે છે, શરીરતત્વનાં નહિ, અને તેથી પાછળથી પ્રાપ્ત કરેલાં લક્ષણો વારસામાં ઉતરતાં નથી. જંતુતત્વ એ એક છિદ્રનો વિભાગ છે. એ અમુકજ સ્વરૂપમાં હોય છે અને તેના અનેક જુદા જુદા ભાગ હોય છે. દરેક

ભાગ તે વારસામાં ઉતરતા એક એક ગુણનો ઉત્પાદક છે. પરંતુ કયા પ્રમાણમાં અમુક ગુણ ઉતરશે તે કહેવું સહેલું નથી. પ્રો. પીયર્સન ઘણા દાખલાનો અભ્યાસ કરી સામાન્ય કાયદો સ્થાપવાનો યત્ન કરે છે. એક કુટુંબના અમુક માણસોમાં અમુક ગુણ ઉતરવાની જુદી જુદી સંભવિતતા કેટલી છે તે જોઇને તેને જુદી કાઢે છે. પરંતુ મનુષ્ય જાતિને ફરી ઉત્પન્ન કરવામાં સંભવ ઉપર આધાર રાખી શકાય નહિ. અમુક લક્ષણો વારસામાં ઉતરશે એવા સંભવ ઉપર આધાર રાખી આસપાસના સંયોગો સુધારવામાં મંદ પડી જવાય નહિ. પછી ભલે બાયોમીટ્રીશીઅન વિજ્ઞાનશાસ્ત્રી એમ સિદ્ધ કરે કે સંયોગો કરતાં વંશપરંપરા ઉતરતા ગુણ દસ ગણા વધારે બળવાન છે. પ્રો. પીયર્સન પોતેજ સારા સંયોગોની અસર કબુલ કરે છે. અને પોતાના પ્રાણિવિદ્યાના બીજા સિદ્ધાંતમાં એમ કબુલ કરે છે કે સંયોગોને લીધે શારીરિક લક્ષણોમાં ફેરફાર થાય છે. અને કયું તત્વ બળવાન થાય અને કયું ગુપ્ત રહે તે નક્કી કરવામાં પણ સંયોગો મદદ કરે છે.

એમના ગ્રંથના સમસ્ત પાયાનો સામા મતવાળા મેંડેલિયનના સિદ્ધાંતો સખત વિરોધ કરે છે. એ મતનો મુખ્ય સિદ્ધાંત એ છે કે દરેક છિદ્રમાં રહેલા તત્વનું પોતાનું જુદું લક્ષણ છે અને તે બીજા સાથે ભળી શકે નહિ. એ આખુંજ બીજામાં પ્રવેશ કરે અથવા બીલકુલ ન કરે. વળી કોઈ પણ છિદ્રની સંક્રાંતિ તે આકસ્મિક છે. પરંતુ વંશપરંપરા ઉતરતા ગુણોના દૃષ્ટિબિંદુથી આ મતની અગત્ય એટલા પુરતી છે કે કોઈ પણ એક અવયવની રચના અમુકજ જુદા જુદા સ્વરૂપમાં ઉતરેલા, છિદ્રોથી બને છે. દરેક છિદ્ર એક અમુક લક્ષણ ધરાવે છે. એ લક્ષણ વિકાસ પામી બળવાન પણ થાય કે ગુપ્ત પણ રહે. તેથી કોઈ પણ વ્યક્તિ પોતાના પૂર્વજોમાંથી કોઈના જેવી આબેહૂબ થઇ શકે નહિ. જુદા જુદા પૂર્વજોનાં અમુક અમુક લક્ષણો એનામાં આવે.

આ પ્રમાણે પ્રો. પીયર્સનના તથા મેંડેલિઅન મતમાં ફરક બહુ

મોટો છે. પહેલા મત પ્રમાણે પિતાના તથા માતાના તત્વો ભેગાં થયા વિના રહેજ નહિ તેથી તથા એ તત્વોના ગુંચવાડાભર્યા સ્વરૂપને લીધે માણસમાં માબાપના ગુણ દેખાયજ તેમજ થોડે અંશે પૂર્વજોના પણ દેખાય. બીજા મત પ્રમાણે કદાચ માબાપના એકાદ ગુણના તત્વની બીલકુલ સંક્રાંતિ થાયજ નહિ, અને તેથી માણુસમાં કોઇ અમુક પૂર્વજનો અમુક ગુણ આવે જ એ કાંઇ અગત્યનું નથી. ભવિષ્યમાં મેંડેલિઅન મતજ વિજયવાન નીવડશે. કારણ કે આપણે રોજના અનુભવથી જોઇએ છીએ કે ઘણી વાર માબાપ અને બાળકોમાં કે ભાઇઓ ભાઇઓમાં બીલકુલ મળતાપણું હોતું નથી. અને તે અનુભવને એ મત પુષ્ટિ આપે છે. શારીરિક કે માનસિક કોઇ એકાદ લક્ષણ વારસામાં ઉતરી શકે ખરૂં પરંતુ બધાં માટે કોઇ સામાન્ય પ્રમાણ સ્થાપવાનું શક્ય નથી.

આવા અગત્યના ફરક છતાં બન્ને મત એક વાતમાં મળતા થાય છે. વારસામાં ઉતરતા ગુણનું અસ્તિત્વ એ બન્ને સિદ્ધ કરે છે અને છેવટે જે અનુમાન ઉપર આવે છે તે એક બીજાને બહુજ મળતાં છે. બન્ને મત પ્રમાણે જેમ દૂરનો પૂર્વજ તેમ તેની અસર ઓછી થતી જાય છે. બન્ને મત પ્રમાણે જુદા જુદા માણસમાં અત્યંત ભિન્નતા હોય છે તે દૂર કરવાનું શક્ય નથી. એક એમ કહે છે કે તત્વોના અનેક પ્રકારનાં મિશ્રણને લીધે એમ છે, બીજો કહે છે કે અમુક છિદ્રો બળવાન થાય કે ગુપ્ત રહે તેને લીધે એ પ્રમાણે છે. સામાન્ય કોટિનાં માબાપને ઘેર મહાન્ પુરૂષોનો જન્મ થાય છે તેનું કારણ પ્રો. પીયર્સન માત્ર અકસ્માત જ ગણે છે. " અસાધારણ પ્રકારનાં માબાપ કરતાં સાધારણ કોટિનાં માબાપ બસો ગણાં વધારે હોય છે. એવાં માબાપની સંખ્યા ઘણીજ વધારે હોવાથી અસાધારણ પુત્રનો જન્મ સામાન્ય માબાપને ત્યાં થાય એનો સંભવ વધે છે. "+ ઘણા વખત પહેલાં ગૅલ્ટને પોતાના " હેરેડિટરી જીની-

+ જુઓ The Groundwork of Eugenics પૃ. ૩૫૬.

યસ" એ પુસ્તકમાં આવોજ મત ઉચ્ચાર્યો છેઃ* ધારો કે બાળકના સ્વભાવમાં માત્ર દસમા ભાગ જેટલી વ્યક્તિગત 'ભિન્નતા' હોય તો નવ દશાંશ જેટલું પૂર્વજોમાંથી ઉતરી આવે. આ નવ દશાંશમાંથી નવદશાંશ જેટલું એટલે $\frac{૮૧}{૧૦૦}$ માબાપમાંથી ઉતરે. $\frac{૮૧}{૧૦૦}$નો નવદશાંશ ભાગ દાદા દાદીમાંથી આવે અને એ પ્રમાણે ચાલ્યું જાય. તેથી પચાસમી પેઢીથી આગળના પૂર્વજોની અસર એના આખા સ્વભાવમાંના પાંચ હજારમાં ભાગ જેટલી માત્ર રહે.

આપણે આ મતોનું વિસ્તારથી વિવેચન કર્યું છે કારણ કે સમસ્ત સુપ્રજનનશાસ્ત્રના એ પાયારૂપ છે. એ મતોને બુદ્ધિપૂર્વક પસંદગીમાં કામે લગાડવાની સંભવિતતામાં એમની વ્યાવહારિક ઉપયોગિતા રહી છે. આની આવશ્યકતા વિષે કોઇ ના કહેશે નહિજ. કારણ કે કુદરતી પસંદગી તો પોતાનું કામ ક્રૂરતાથી કરે જાય છે. વનસ્પતિ અને પ્રાણિઓના જીવનમાં કુદરત ગમે તેટલું ડહાપણ વાપરતી હોય પણ મનુષ્ય સાથેના વ્યવહારમાં હંમેશાં એમ કરતી નથી. ધરતીકંપ, રેલ, મરકી, દુકાળ ઇત્યાદિ આફતોને લીધે દુનિયાની વસ્તી બહુ વધી ગઇ હોય તે ઘટે છે ખરી. પરંતુ તંદુરસ્ત, ઉત્સાહી અને ઉદાત્ત મનુષ્યોનો વિનાશ નિર્બળ અને પાપી મનુષ્યો કરતાં વધારે કે તેમના જેટલોજ થાય છે. શાંતિના વખતમાં પણ મૃત્યુ હંમેશાં સૌથી પહેલાં ઘરડાં કે રોગીને ઝડપી લેતું નથી. એનો ક્રૂર પંજો સુંદર, યુવાન ભલાં મનુષ્યો ઉપર પડે છે. અને એનામાં વિવેકબુદ્ધિ બીલકુલ હોતી નથી. માત્ર કુદરતના ઉપર આપણાથી આધાર રાખી શકાય નહિ. મૃત્યુ તથા વ્યાધિઓ સામે બાથ ભીડવા માટે તેમજ સારી તંદુરસ્ત પ્રજા ઉત્પન્ન કરવા માટે આપણે બુદ્ધિ વાપરવાની જરૂર છે જ. આટલા જ માટે સુપ્રજનનશાસ્ત્રની ઉપયોગિતા છે. વારસામાં ઉતરતા ગુણ વિષે આપણે જાણતાં હોઇએ તોએ પ્રો. પીયર્સન પેઠે આસપાસના સંયોગોની અસરને કેવળ નકામી ગણી

* પૃ. ૩૫૬.

શકાય નહિ. છતાં એટલું તો સમજી શકીએજ છીએ કે મનુષ્યજાતિને સુધારવા માંટે માત્ર સંયોગો સુધાર્યાથી ચાલી શકે તેમ નથી. કેળવણી એક મોટી શક્તિ છે. પરંતુ એની ઉપયોગિતાને પણ હદ હોય છે. માણસમાં શક્તિ હોય તે કરતાં વધારે એ કશું ઉત્પન્ન કરી શકે નહિ. એકજ કુટુંબનાં માણસોમાં કે એકજ વર્ગના વિદ્યાર્થીઓમાં જે અતિશય ભિન્નતા નજરે પડે છે, તેથી જણાય છે કે માણસોમાં કુદરતી રીતેજ ફરક હોય છે; અને વિશ્વમાં વિકાસક્રમના સામ્રાજ્યથી જણાય છે કે વારસામાં ઉતરતા ગુણ એજ આ ફરકનું કારણ છે. એ પ્રમાણે ગુણ ઉતરે તે દૈવયોગ હોય અને પરિણામ શું થશે તે ખગોળશાસ્ત્રી ગ્રહણ વિષે પહેલેથી જાણે તેમ જાણી શકાય નહિ, તો એ યોગને યોગ્ય દિશામાં વાળવો તે આપણા હાથમાં છે. યોગ્ય વ્યક્તિઓનાં લગ્નને ઉત્તેજન આપી આપણે સારી પ્રજાને પણ ઉત્તેજન આપીએ છીએ. અયોગ્ય માણસોનાં લગ્ન અટકાવી આપણે અયોગ્ય પ્રજા ઉત્પન્ન થતી પણ અટકાવીએ છીએ. આ પ્રમાણે સુપ્રજનનશાસ્ત્રના બે વિભાગ છે. તે વિભાગોને મિ. ક્રૅકન થૉર્પે રચનાત્મક (constructive) અને પ્રતિબંધક (restrictive) એવાં સુયોગ્ય નામ આપ્યાં છે.

ગૅલ્ટન રચનાત્મક શાસ્ત્ર માટે પ્રયત્ન કરતો હતો. એનો એવો દૃઢ વિશ્વાસ હતો કે નૈસર્ગિક બુદ્ધિ ગંમે તેવા પ્રતિકૂળ સંયોગોમાં પણ તરવરી આવ્યા વિના રહેજ નહિ. એ પોતાના મતના દૃષ્ટાંત તરીકે વિજયથી દાલેમ્બર્ટનું નામ દેતો. ફ્રાંસનો પ્રખ્યાત એનસાઇક્લોપીડીયા બનાવર દાલેમ્બર્ટ એક અનૌરસ બાળક હતો અને ગરીબ સ્થિતિના એક માણસને રસ્તામાં જડયો હતો. સાહિત્ય પ્રત્યે અભિરૂચિ એણે નાનપણથી બતાવવા માંડી હતી. એની પાલક માતાનાં મ્હેણાં અને મશ્કરીઓ સહન કરીને પણ તે એમાં મચ્યો રહેતો. છેવટે એ વિચારકોનો નેતા ગણાયો. પરંતુ આવી જાતના બીજા સો દાખલામાં ગુમ રહેલા મહાન્ પુરૂષોને વિકાસ પામવાનો કાંઇજ સંભવ નથી. દાલે-

મ્પાર્ટ જેટલી અનુકૂળતા પણ એમને નથી હોતી. માનવ આત્માને સૌથી પ્રથમ જરૂર ઉચિત વાતાવરણની છે. પ્રો. પીયર્સનના મતવાદીઓ મનુષ્યના સ્વભાવ ઉપર સારી અસર કરવા માટે સારા વાતાવરણને કેવળ નકામું ગણુવાનો યત્ન કરે છે. પરંતુ એ તો વારસામાં ઉતરતા ગુણને અતિ મહત્વ આપવા ખાતર બતાવાતા ખોટા ઉત્સાહનું પરિણામ છે. સંયોગોની અસરનાં અસંખ્ય દૃષ્ટાંત આપવાનું બીલકુલ મુશ્કેલ નથી. હિંદુસ્તાનના અસ્પૃશ્યોનું દૃષ્ટાંત લઇએ. એ લોકો હલકામાં હલકી સ્થિતિમાં જન્મ્યા હોય છે. છતાં ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યાથી એમના ઉપર સારી અસર થાય છે અને પોતાની અસલ પરિસ્થિતિ કરતાં ઘણીજ વધારે ઉન્નત દશા પ્રાપ્ત કરે છે. જ્યુક અને કલ્લિકાકનાં જાણીતા કુટુંબો વંશપરંપરા નબળાં મનવાળાં અને કુદરતી રીતેજ ગુન્હેગારવૃત્તિવાળાં તરીકે ગણાય છે. પરંતુ એ કુટુંબોમાં પણ જે જે વ્યક્તિઓને સારા વાતાવરણમાં મૂકવામાં આવી હતી તેઓ સાધારણ મનુષ્ય જેવી થઇ હતી.× મિસ મૅડેલીન ડોટી પોતાના રસિક પુસ્તક Society's Misfits માં ગુન્હેગારવૃત્તિવાળાં બાળકોને સુધારવામાં સારૂં વાતાવરણ અને તેમના પ્રત્યે ડહાપણભર્યું વર્તન કેટલાં ઉપયોગી છે તે બતાવી આપે છે, અને દાખલા તરીકે લિટલ કૉમન વેલ્થ ઑફ ડોર્ચેસ્ટર (ડૉર્ચેસ્ટરનું નાનું સ્વરાજ્ય) એના ઉપર વિસ્તારથી વિવેચન કરે છે. એ સંસ્થા સારી જાતનું સુધારણાગૃહ છે. જો કે એ ખરૂં હશે કે શારીરિક અને માનસિક શક્તિઓ માબાપ તરફથી વારસામાં ઉતરે છે, અને ગમે તેવા વાતાવરણમાં પણ વિકાસ પામે છે, છતાં નૈતિક સિદ્ધાંતો ઉપર સંયોગોની અસર થાયછે જ. નીતિનિયમ જુદા જુદા જમાનામાં અને જુદા જુદા દેશોમાં જુદો જુદો હોય છે. જેમ બાળક પારકા દેશમાં પોતાનાં પાલક માતપિતાની નીતિનું

× જુઓ એચ. એચ. ગૉડાર્ડ કૃત 'The Social Significance of Hereditary Feeble Mindedness જેનો ઉતારો એ. બી. વુલ્ફે પ્રકટ કરેલા Readings in Social Problems માં કર્યો છે. પૃ. ૧૮૯.

સ્હેલાઈથી અનુકરણ કરે છે તેજ પ્રમાણે પોતાની જાતની નીતિનું માતાના દૂધ સાથેજ પાન કરે છે. સારૂં વાતાવરણ એટલે સારો ખોરાક, સ્વચ્છ હવા અને અજવાળું, એ હોય તો તેથી શરીર મજબૂત થયા વિના રહેજ નહિ અને પરિણામે અંદરનાં તત્વ પણ બળવાન થાય જ. કુદરત અને ઉછેર એ અન્યોન્યનાં પૂરક છે. એ બે વચ્ચે વિરોધ સિદ્ધ કરવો તે પુલ્લિંગના અને સ્ત્રીલિંગનાં તત્વો પરસ્પર વિરોધ છે એમ સિદ્ધ કરવા કરતાંએ વધારે બેવકુફીભરેલું છે.

રચનાત્મક સુપ્રજનનશાસ્ત્ર હજી સુધી પ્લેટોના સમય કરતાં બહુ આગળ વધ્યું નથી. મહાન્ પુરૂષોને જન્મ આપવા સંબંધી પોતાના ગુપ્ત રહસ્યનો ભેદ કુદરત આપણને આપી દે તે પહેલાં બહુ મહેનતથી શોધખોળ કરવી પડશે; અને તે છતાં પણ કદાચ ભેદ ન મળે. એ મેળવવાની ખાસ ઉતાવળ છે એમ પણ આપણાથી ન કહી શકાય. અતિ પ્રભાવશાળી બુદ્ધિઓની આપણને ખાસ આવશ્યકતા નથી. અણીને સમયે કુદરત પોતાના મહાન્ પુરૂષોને જન્મ આપે છે. અને એ લોકોનાં કાર્ય તે મનુષ્યજાતિનાં ઇતિહાસમાં પ્રસિદ્ધ બનાવ તરીકે લેખાય છે. અલેકઝાંડર કે સીઝર, નેપોલીઅન કે મૉલ્ટકે એ સુપ્રજનનશાસ્ત્રના પ્રયોગને પરિણામે જન્મ્યા ન હતા. કુદરત પોતેજ ભવિષ્યના શેક્સપીયર, રાફાએલ, બીટોવન ઉત્પન્ન કરશે એમ વિશ્વાસ રાખી શકાય. પ્રભાવશાળી વ્યકિતઓ ઉત્પન્ન કરવાનું આપણી મરજી મુજબ ન પણ થઇ શકે. દુનિયામાં દરેકે દરેક માણસ પ્રભાવશાળી બુદ્ધિ ધરાવતું હોય તો દુનિયામાં રહેવુંજ મુશ્કેલ પડે. કેમકે દરેક માણસ સૌંદર્યમય વસ્તુઓ ઉત્પન્ન કરવામાં એટલું ગુંથાઇ જાય કે બીજાનાં કાર્યની કદર કરવાનો એને વખત પણ ન મળે કે મન પણ ન થાય.

વળી એ પણ લક્ષમાં રાખવું જોઇએ કે પ્રભાવશાળી બુદ્ધિ સાધારણ રીતે બીજા કશાને ભોગેજ પ્રાપ્ત થાય છે. કાંતો નબળું શરીર કે માનસિક પીડા કે દીવાનાપણું એની સાથે આવે છે:

નિસ્એટની પેઠે એમ તો ન કહેવાય કે બધાજ પ્રભાવશાળી બુદ્ધિ ધરાવનારમાં દીવાનાપણું હોય છે. પરંતુ એવાં મનુષ્યોમાં એક જાતની મનની અસ્થિરતા, નૈતિક કુટિલતા તથા બહુજ દુઃખી સ્થિતિ નજરે પડે છે. જે કળાની કૃતિઓએ મનુષ્ય જાતિને જમાનાના જમાના સુધી આનંદ આપ્યો હોય તેને બનાવતાં એ કલાકારને ઘણીવાર અસહ્ય દુઃખ, આત્માની તીવ્ર પીડા વેઠવાં પડયાં હોય છે. કારણ કે કલાકાર પોતાના અનુભવને જ જાહેર કરી બતાવે છે. જીવનમાં કંટક વાગ્યા હોય તે સિવાય કરૂણકથા લખી શકાયજ નહિ. જો પ્રભાવશાળી બુદ્ધિ ધરાવનારા તે એક નબળી, મજ્જાતંતુના દરદવાળી જાત હોય, અને એ પ્રમાણે છેજ—તો પછી માત્ર બુદ્ધિશાળી મનુષ્યો ઉત્પન્ન કરીએ તો મનુષ્યજાતિને ગંભીર નુકસાન થયા વિના રહેજ નહિ. તેથી એટલું સારૂંજ છે કે પ્રભાવશાળી બુદ્ધિ ધરાવનાર બહુ થોડા હોય છે. મનુષ્યોનો મોટો ભાગ તો કામ કરનાર જે ખાસ જરૂરના છે તે જ હોય છે. સાધારણ પ્રકારનાં માણસો માટેજ સુપ્રજનનશાસ્ત્ર ઉપયોગી હોઇ શકે અને થશે. સામાન્ય આરોગ્ય, સામાન્ય બુદ્ધિ, સામાન્ય નીતિ, જાળવી રાખવાં તે માનવશક્તિની બ્હાર નથી. આ પરિણામ લાવવાનો એક સારો રસ્તો એ છે કે નબળી, રોગી, નિર્બળ મનવાળી પ્રજા અટકાવવી. પ્રતિબંધક સુપ્રજનનશાસ્ત્રને માટે આ એક મોટું કાર્યક્ષેત્ર પડયું છે. એ શાસ્ત્રના નિયમો માટે કાયદા કરાવવામાં હિમ્મતભર્યું પગલું ભરવાની પહેલ કરનાર અમેરિકા છે.

બધા સુપ્રજનનશાસ્ત્રીઓ કહે છે કે મનુષ્યોની સંખ્યા કરતાં તેમના ગુણ એ વધારે અગત્યના છે. દુનિયા અનેક સદીઓથી પ્રજા ઉત્પન્ન કરવાના આનંદમાં ડૂબી ગએલી છે તેને વિવેકબુદ્ધિ રાખવાની અગત્ય સમજાવવી તે સહેલું નથી. માણસની જીંદગી સારી, ખરાબ કે ઉદાસીન ગમે તેવી હોય પણ તેને એક જાતની કૃત્રિમ અગત્ય આવી ગઈ છે. એ ખ્યાલ હવે છોડી દેવો પડશે. પરંતુ એવો પણ ભય છે કે મનુષ્યોની સંખ્યાને ગૌણ પદ આપ્યાથી જન્મ

પ્રમાણુ ઓછું કરવાને ઉત્તેજન મળે જેથી અંતે પ્રજાનેજ નુકસાન થાય. મેંડેલિઅન મત ધરાવનાર પ્રખ્યાત ડૉ. બેટસન કહે છે કે છેલ્લી અડધી સદીમાં યુરોપમાં વસ્તીનો ખાસ ઘટાડો થયો છે તે "ભવિષ્યની પ્રજા માટે બહુજ અગત્યનું શુભ ચિહ્ન છે."× પરંતુ આમ કહેવું તે ચિત્રની એકજ બાજુ જોવા જેવું છે. સામાન્ય તંદુરસ્ત માણુસોને સંતતિ હોય એ બહુજ ઇષ્ટ છે. તેમજ જાણીતા ગુન્હેગારો કે નબળાં મનવાળાં ને સંતતિ થતી અટકાવવીજ જોઇએ.

દીવાનાપણું, ગુપ્તરોગો વિગેરે વ્યાધિઓ એવા છે કે જેને દાક્તરોએ બાળકોમાં ઉતરી શકે એવા ગણ્યા છે. એવા દાખલામાં સંતતિનું અસ્તિત્વ તે સમાજ પ્રત્યે અક્ષમ્ય અપરાધ છે. દાક્તરના પ્રમાણુપત્ર સિવાય એવાં મનુષ્યોને લગ્ન કરવાની મનાઇ હોવી જોઇએ. ગુપ્ત રોગો વિષે વિચાર કરવા મળેલા શાહી કમિશન સમક્ષ જુબાની આપતાં વિદ્વાન નિષ્ણાત દાક્તરોએ એવોજ મત દર્શાવ્યો હતો. પ્લેટોએ પોતાના 'લૉઝ' (કાયદા) માં જેને ઇષ્ટ ગણ્યું છે તેજ આ છે.* એ કહે છે કે "લગ્ન માટે માણસની ઉમ્મર લાયક છે કે નાલાયક તે ન્યાયાધીશ વિચાર કરીને નક્કી કરશે. પુરૂષોને વસ્ત્રરહિત કરી અને સ્ત્રીઓને નાભિ સુધી વસ્ત્રરહિત કરી એ તપાસ કરશે." કદાચ એમ વાંધો ઉઠાવવામાં આવશે કે એવા દાખલામાં લગ્ન અટકાવવાથી ગુપ્ત અનીતિને ઉત્તેજન મળશે. તે માટે પ્લેટો અનૌરસ બાળકોનો વિનાશ કરવાની સૂચના કરે છે તે જો બાળકો ખરેખરાં રોગી હોય તો વાજબી રીતે અમલમાં મૂકી શકાય. અથવા રેન્ટ્રૂલની શસ્ત્રક્રિયા એ પણ મુશ્કેલી દૂર કરવાનો ઉપાય છે. આ બાબતમાં ગેરવાજબી રીતે લાગણીને પ્રધાન પદ આપવું તેજ મોટી ભૂલ છે. કારણ કે મનુષ્યોની દૃષ્ટિ ટુંકી હોય છે. અમુક વ્યક્તિ તરફ માની લીધેલી ગેરવર્તણુકથી તેમને બહુ લાગી આવે છે પણ જેને સંતતિ ન હોવી જોઇએ એવાં માણસોનાં

---

×જુઓ Biological Fact and the Structure of Society પૃ. ૨૩.
*પ્લેટો કૃત Laws ભાગ ૫, પૃ. ૩૧૨-૧૩.

સંતાનોને તથા સામાન્ય રીતે સમાજને જે નકામું દુઃખ પડે છે તે તેઓ લક્ષમાં લેતા નથી.

બીજો એક રોગ જે વારસામાં ઉતરતો ગણાય છે અને તેથી સુપ્રજનનશાસ્ત્રની દૃષ્ટિએ વિચારણીય છે તે વાઇ (epilepsy) છે. પરંતુ ઘણીવાર એમ લાગે છે કે વાઇની ગંભીરતાને નકામું મહત્વ આપવામાં આવ્યું છે. વાઇના રોગવાળાં ગણતાં તેમાં બહુ મોટા માણસો આવી જાય છે—જુલીયસ સીઝર, સેંટ પૉલ, મહમદ પેગંબર, પેટ્રાર્ક, ચાર્લ્સ પાંચમો, રીશલ્યુ, મોલિઅર, પીટર ધ ગ્રેટ, સ્વિફ્ટ, હૅન્ડેલ, નેપોલીઅન, વેલિંગ્ટન, ફ્લાઉબર્ટ, ડૉસ્ટોઇફસ્કી તથા સ્વીડન બૉર્ગ.* આવા પુરૂષો વાઇના રોગવાળા હોય તો એ રોગ શાપરૂપ તો નથીજ પણ દરેક જાતના કામમાં ઉંચાંમાં ઉંચી બુદ્ધિ સાથે એ આવી શકે છે. વળી એવા પણ દાખલા જડે છે કે જેમાં વાઇના રોગવાળાં માબાપને ત્યાં પ્રખ્યાત બુદ્ધિશાળી પુત્ર જન્મ્યા હોય. દાખલા તરીકે વિખ્યાત નવલકથાકાર ડુમા કે જેની મા વાઇથી પીડાતી હતી. એ રોગવાળા માણસો એવા પણ નજરે જોયા છે કે જે તદ્દન તંદુરસ્ત, સદ્ગુણી જીવન ગાળતા હોય, કુટુંબનું પોષણ કરતા હોય, ઉંચી કેળવણી પામેલા હોય તથા સારો બાંધો ધરાવતા હોય. વળી એ રોગવાળા કેટલાક એવા પણ જોયા છે કે જેને ઘડી ઘડી એટલી બધી મૂર્છા આવે કે કાંઇ પણ ચાલુ કામ કરીજ ન શકે. એવા માણસો થોડાજ વખતમાં શરીરે પાયમાલ થઇ જાય છે. આવા દાખલામાં તેમને સંતાન ઉત્પન્ન કરતાં અટકાવવા તે વાજબી છે.

દરેક માનવ સમાજમાં ગુન્હેગારોને બહુ ભયંકર મનુષ્યો ગણી તેમના પ્રત્યે ઘણોજ તિરસ્કાર બતાવવામાં આવે છે તથા તેમની બીક પણ રખાય છે. પરંતુ હમણાંજ એવી શોધ થઇ છે કે ગુન્હેગારોના બે પ્રકાર હોય છે. પહેલા પ્રકારમાં એવા માણસો હોય છે કે જેમ-

---

* જુઓ લૅંબ્રોઝો કૃત The Man of Genius તથા નિસ્બેટ કૃત The Insanity of Genius.

નામાં સામાન્ય મનુષ્યો જેવીજ બુદ્ધિશક્તિ હોય છે પરંતુ • માઠી અસરને પરિણામે એમનું પતન થયું હોય છે. બીજા પ્રકારમાં એવા માણસો હોય છે કે જે જાતે દીવાના તો નહિ, પરંતુ કાંઇક માનસિક ખામીવાળા હોય છે. એમનામાં આત્મસંયમ બીલકુલ હોતો નથી. તેથી સહેલાઇથી અવળે માર્ગે ચઢી જાય છે. પહેલા પ્રકારના માણસોને શિક્ષા અથવા • કેળવણીથી સુધારી શકાય. પરંતુ બીજા પ્રકારના માણસો કેળવણી લેવાને કેવળ અશક્તિમાન હોય છે. તેથી પોતાની મેળેજ અપકૃત્યો તરફ ધસડાઇ જાય છે. એવા દાખલામાં જનસમાજના હાથમાં તેમની સામે એકજ હથિયાર છે. તે એ કે તેમની વૃદ્ધિ થતી અટકાવવી. હાલ આપણને જે વારસામાં ઉતરતા ગુણ વિષે જ્ઞાન છે તે ઉપરથી જોતાં પણ બે નિર્બળ મનના માણસોને લગ્ન કરવા દેવું એ આત્મઘાતક છે. કારણ કે નિર્બળ મનની સંતતિ ઉત્પન્ન થવાનો સંભવ પૂરેપૂરો છે. મિ. એચ. એચ. ગૉડાર્ડે પોતાના The Kallikak Family માં અધોગતિનો જે બહુ મનનીય અભ્યાસ કર્યો છે તેમાં વારસામાં ઉતરતી માનસિક નિર્બળતાનાં કરૂણાજનક પરિણામ વિષે બહુ સારી રીતે લખ્યું છે. એમાં એમણે ડીબોરા કલ્લિકાક નામની નિર્બળ મનની છોકરીનું વર્ણન કર્યું છે. એનો મૂળ પૂર્વજ માર્ટીન કલ્લિકાક નામનો હતો. એની વંશાવળી વિષે આપણે લેખકના જ શબ્દો ઉતારીશું—"જ્યારે એ પંદરેક વર્ષનો હતો ત્યારે એનો બાપ મરણ પામ્યો. એ માબાપની સંભાળ તથા દેખરેખ વિનાનો થઇ ગયો. બળવાની શરૂઆત વખતે દેશનું રક્ષણ કરવાને જે ઘણી લશ્કરની ટુકડીઓ ઉભી થઇ તેમાં એ એકવીસ વર્ષનો થવાની તૈયારીમાં હતો ત્યારે જોડાયો. જે દારૂના પીઠામાં લશ્કરના માણસો ઘણી વાર જતા તેમાં એ એક નિર્બળ મનની છોકરીને મળ્યો. એનાથી એ એક નિર્બળ મનના પુત્રનો પિતા થયો. આ બાળકને એની માતાએ એના પિતાનું પૂરેપૂરૂં નામ આપ્યું. આ પ્રમાણે એના વંશજોને એના પિતાનું નામ અને માતાની માનસિક શક્તિ

વારસામાં મળ્યાં છે. આ અનૌરસ બાળક તે માર્ટીન કલ્લિકાક. એના ચારસો આઠ વંશજો થયા છે. આમાંથી એકસો તેંતાળીસ નિર્બળ મનવાળા હતા અથવા છે તે વિષે સ્પષ્ટ પૂરાવા છે. માત્ર છેંતાળીસ સાધારણ પ્રકારના માણસ છે. બીજા વિષે માહિતી નથી અથવા શંકા પડતી વાત છે.

બળવા વખતનું સૈન્ય છોડયા પછી માર્ટીન સુધરી ગયો અને એક સારા કુટુંબની સુશીલ કન્યા સાથે પરણ્યો. એ સંબંધથી તદ્દન જુદા પ્રકારનો બીજો વંશ ઉત્પન્ન થયો છે. આમાંથી સીધા વંશજો ચારસો છન્નું છે. એ બધાજ સામાન્ય પ્રકારના મનુષ્યો છે. આ કુટુંબ અને એ સંબંધી બીજી શાખાઓમાં ઉચ્ચ પ્રકારનું નાગરિકત્વ જ નજરે પડે છે."

આ એક બહુ રસિક ઇતિહાસ છે. એકજ પૂર્વજમાંથી ઉતરી આવેલા બે વંશનો અભ્યાસ આપણે એમાં કરી શકીએ છીએ. મૂળ કલ્લિકાકના અનિષ્ટ પ્રેમને લીધે એકમાં માનસિક નિર્બળતા આવી. આ નીચ શાખામાં અનેક ગુન્હેગારો, વેશ્યાઓ તથા કુટણખાનાં રાખનારાં થયાં છે. ડીબોરાની પોતાની માતા બહુજ નબળા મનની હતી. એનું જીવન માત્ર અધમ પશુવૃત્તિથી ભરેલું હતું અને મર્યાદાનું કે સામાજિક જવાબદારીનું એને બીલકુલ ભાન ન હતું. આ અધમ શાખામાં સામાન્ય પ્રકારનાં માણસોની જે નાની સંખ્યા છે તે સારા સંયોગોને લીધે પાપી જીવનમાંથી બચી ગઇ છે. પરંતુ એ કુટુંબમાં પાપી જીવન ગાળનારાંએ જે જે ઘોર અત્યાચાર કર્યા છે તેનો બદલો આ નાની સંખ્યાથી વળી શકે તેમ નથી. આવા સંયોગોમાં લગ્ન કે અયોગ્ય પ્રજાવૃદ્ધિ પણ અશક્ય બનાવવી એ વાજબી ગણી શકાય. ડૉ. રેન્ટૂલના પ્રખ્યાત પુસ્તક Race Culture or Race Suicide માં જેઓ ન સુધરી શકે એવાં હોય તેમને શસ્ત્રક્રિયાથી વંધ્યત્વ પ્રાપ્ત કરાવવાની ખુલ્લી રીતે ભલામણ કરી છે. પ્લેટોએ ન ઇચ્છવા જોગ મનુષ્યોનો રસ્તો કાઢવાની જે હિમ્મતભરી

રીત બતાવી છે તેની આ શસ્ત્રક્રિયાથી જરૂર રહેતી નથી. નિર્બળ, દીવાના અને ગુન્હેગારોને આવા પ્રકારનું વંધ્યત્વ પ્રાપ્ત કરાવવાનું ઘણા દેશમાં કાયદેસર ગણવામાં આવ્યું છે. ઇંડિઆના (૧૯૦૭), કૅલિફૉર્નિઆ (૧૯૦૯, સુધારેલો કાયદો ૧૯૧૩), કનેક્ટિકટ (૧૯૦૯), અને ન્યુ જર્સી (૧૯૧૧). ૧૯૦૯ માં વૉશિંગ્ટન રાજ્યમાં બળાત્કાર કરનારા માટેજ એ શસ્ત્રક્રિયા કાયદેસર ગણી. ૧૯૧૨ માં નેવાડામાં બળાત્કાર કરનારા અને વારંવાર ગુન્હો કરનાર માટે ગણાઇ. આયોવા રાજ્યે ૧૯૧૩માં, ન્યુયૉર્કે ૧૯૧૨માં, ઉત્તર ડૅકોટાએ ૧૯૧૩માં, મિશિગને ૧૯૧૩ માં, કૅન્સાસે ૧૯૧૩ માં તથા વિસકોન્સીને ૧૯૧૩ માં એ પ્રમાણે કર્યું. આ પ્રમાણે પ્રતિબંધક સુપ્રજનનશાસ્ત્રને કાયદાનું અનુમોદન મળ્યું છે.+

જો આ પ્રતિબંધક કાયદો ડહાપણથી પરંતુ સખ્તાઇથી પાળવામાં આવે તો સમાજનાં ખરાબમાં ખરાબ તત્વો દૂર થાય ખરાં. પરંતુ સુપ્રજનનશાસ્ત્રના પ્રયોગો ઉતાવળે કરીએ તો પાછળથી કદાચ પસ્તાવું પડે. એવા કાયદાનું એક નિશ્ચિત પરિણામ તો એજ થવાનું કે જન્મ પ્રમાણ ઓછું થશે. ડૉ. બેટસન ગમે તે કહે પણ જન્મ પ્રમાણ ઘટતું જાય એ અધોગતિની નિશાની છે. છેલ્લાં પચાસ વર્ષમાં આ ઘટાડો ચોખ્ખો છે અને તેનાં કારણ વિવિધ પ્રકારનાં આપવામાં આવે છે—લગ્નની ઉમ્મરમાં વધારો, કેળવાયલી સ્ત્રીઓની લગ્ન અને મોટાં કુટુંબ પ્રત્યે અરૂચિ, સંતતિ અટકાવવાની નવી રીતોનો ખુલ્લો ઉપયોગ તથા વેશ્યાવૃત્તિમાં વધારો. આ સર્વ કારણો વિષે આપણે આગલાં પ્રકરણોમાં ચર્ચા કરી છે. એટલું તો સ્પષ્ટ છે કે હાલ જે રીતે જન્મ ઉપર અંકુશ મૂકાય છે તે યોગ્ય નથી. જે વર્ગો મોટાં કુટુંબ ઉત્પન્ન કરવા માટે બુદ્ધિની અને શારીરિક શ્રેષ્ઠ શક્તિ ધરાવે છે, તે જ એનાથી દૂર નાસે છે. નીચલા વર્ગોમાં જ વૃદ્ધિ પુષ્કળ થાય છે. સુપ્રજનનશાસ્ત્રની દષ્ટિએ હાલની પરિસ્થિતિ

+ વુલ્ફ કૃત Readings in Social Problems. પૃ. ૧૬૪.

કેવળ વિપરીત છે. એક સમય એવો પણ આવશે કે રચનાત્મક સુપ્રજનનશાસ્ત્રના હિત ખાતર અમુક ઉમ્મરે લગ્ન કરવાનું ફરજીયાત બનાવવું પડશે.* આ બાબતમાં સૌથી પ્રથમ સુપ્રજનનશાસ્ત્રી પ્લેટોની દીર્ઘ દૃષ્ટિ જોઇ શકાય છે. રીઢા થઇ ગએલા, ન સુધરે એવા ગુન્હેગારો માટે એણે મૃત્યુની શિક્ષાની ભલામણ કરી છે. તેમજ બધાં નાલાયક બાળકોનો નાશ કરવાની સૂચના કરી છે. પરંતુ એના રાજ્યમાં આ પ્રમાણે સંખ્યામાં ઘટાડો થાય તે બદલ એણે દરેક લાયક માણસ માટે લગ્ન ફરજીયાત કર્યું છે. તેમજ તંદુરસ્ત સામાન્ય પ્રકારનાં લગ્નમાં મોટાં કુટુંબ ઉત્પન્ન કરવાનું પણ ફરજીયાત કર્યું છે. પ્લેટોનું ડહાપણ વાજબી જ છે. સર્વ તંદુરસ્ત સારાં પરણેલાં મનુષ્યો તરફ ખાસ જુદી વર્તણુક—આવક વેરો, મરણ વેરો, કે મિલ્કત વેરો ગમે તે બાબતમાં—રાખવાનું આજના પ્રો. કાર્લ પીયર્સન જેવા સુપ્રજનનશાસ્ત્રીઓ બહુ ભાર મૂકીને કહે છે. એ શાસ્ત્રના પ્રચારકો તરફથી રાજ્યને એવી ભલામણ કરવામાં આવે છે કે ઔરસપણું અને તંદુરસ્તીની કસોટી કર્યા પછી—(આ કસોટી પણ પ્લેટોની બતાવેલી છે)–માતાને વર્ષાસન આપવું તથા દરેક તંદુરસ્ત બાળકના જન્મ માટે ખાસ પૈસાની ગોઠવણ કરવી. લગ્નને વિવેકબુદ્ધિથી ઉત્તેજન આપવું તથા તેમાં વિવેકબુદ્ધિથી પ્રતિબંધક કાયદા વાપરવા એ સુપ્રજનનના સુધારાની મોટી દીવાલો છે. દરેક પ્રગતિમાન રાજ્યને આ બન્નેની તપાસ રાખવી પડશે. કારણ કે અંદરખાનેથી એ

---

* આપણા દેશમાં (હિંદુઓમાં) દરેક વ્યકિતને લગ્ન કરવાનું ફરજીયાત છે, અને તે પણ અગિયાર બાર વર્ષની ઉમ્મરે. વસ્તી વધારવામાં કોઇ પાછું વાળીને જોતું નથી. પરંતુ જે બાળકો જન્મે છે તેમાંથી અર્ધ ઉપરાંત ભાગ એક વર્ષની અંદર મરણ પામે છે. આવી પરિસ્થિતિમાં તો પ્રતિબંધક સુપ્રજનનશાસ્ત્રનેજ ફરજીયાત કરવું જોઇએ. વારંવાર થતાં બાળકોને જન્મ આપવાની માતાની શક્તિ નથી હોતી. તેમને પોષવાની કે કેળવણી આપવાની પિતાની શક્તિ નથી હોતી. આવી સ્થિતિમાં બાળકોની સંખ્યા નિયમબદ્ધ રાખી હોય તો શું? (અનુવાદક).

બન્ને રાજ્યની મહત્તા કબુલ રાખનાર નિયમો છે; તેમજ શ્રેષ્ઠ જીવન જે રાજ્યમાં જ સંભવે છે તેની પવિત્રતા અને અખંડિતતાને એ નિયમો આદર આપે છે.

વારસામાં ઉતરતા ગુણુ વિષે આપણુને હાલ જેટલું જ્ઞાન છે, તે ઉપરથી જોતાં લાગે છે કે રચનાત્મક સુપ્રજનનમાં એટલો તો પ્રતિબંધ આવશેજ કે સામાન્ય પ્રકારના પુરૂષોનાં સામાન્ય પ્રકારની સ્ત્રીઓ સાથે લગ્ન કરવાં. પરંતુ કોઇ વખત પણુ એવો સમય આવે કે જેમ હાલ આપણે શરતના ઘોડા કે ઇનામી ઢોર ઉત્પન્ન કરીએ છીએ તે પ્રમાણે માણુસો ઉત્પન્ન કરી શકાય તો જરૂર એવો પ્રશ્ન ઉભો થશે કે રચનાત્મક સુપ્રજનનશાસ્ત્રનો ઉપયોગ ઉંચા ખાસ વર્ગો ઉત્પન્ન કરવામાં કરવો કે માત્ર ઉંચા પ્રકારનું સરાસરી ધોરણુ રાખવામાંજ એનો ઉપયોગ કરી સંતોષ માનવો. ગૅાલ્ટનને ઉચ્ચ પ્રકારની પ્રભાવશાળી બુદ્ધિ ધરાવતી પ્રજા ઉત્પન્ન કરવા માટે ઉત્સાહ તથા પક્ષપાત છે તે જાણીતું છે. ૧૮૭૩ માં પ્રકટ થએલા એક લેખમાં એણે જણાવ્યું હતું કે "જેઓ કુદરતી રીતે કાંઇક વિશેષ શક્તિ ધરાવતા હોય તેમનામાં ઉંચા નીચાની ભેદ ભાવના"* ઉભી કરવાનો તથા શ્રેષ્ઠ શક્તિ ધરાવતા સર્વ મનુષ્યોમાં ઐક્યભાવ ઉત્પન્ન કરવાનો પોતાનો હેતુ છે. ડૅા. બેટસન પોતાના સમાનતા (democracy) વિષેના લેખમાં છેવટે આ અસરકારક શબ્દોમાં કહે છે કેઃ "સમાનતાના આદર્શો તથા પ્રાણિવિદ્યાશાસ્ત્રની દૃષ્ટિએ સત્ય ભાસતા આદર્શો વચ્ચે અગત્યનો ફરક એ છે કે સમાનતાની ભાવના ઉંચા નીચાના ભેદને પાપરૂપ ગણે છે; આપણે વ્યવહારમાં જોઇએ છીએ કે એ ભેદ જરૂરનો છે."× એને એમ ભય છે કે બહુમતિની શક્તિનો

---

* વુલ્ફ કૃત Readings in Social Problems પૃ. ૧૪૦ માં મૂકેલું અવતરણુ.

× જુઓ Biological Fact and Structure of Society પૃ. ૩૧.

"વિશિષ્ટ શક્તિ ધરાવનાર સામે ઉપયોગ થશે." આમ થવાથી મનુષ્ય જાતિના ઉચ્ચ પ્રકારના સર્વ ઉદ્યોગ નિર્જીવ થઇ જશે અને તેથી પ્રગતિને ધોકો પહોંચશે. મિ. બર્ટ્રાન્ડ રસેલ જેવા સોશ્યલિસ્ટ—અથવા આગળ પડતા ઉદ્દામ મતવાદી–પણ આ ભયનો પ્રતિઘોષ કરે છે. એમ કલ્પના કરવામાં આવે છે કે દ્રવ્યના સામાન્ય સ્વામિત્વના રાજ્યમાં ખોટી અને અતિશયોક્તિભરી સમાનતાની ભાવના પ્રવર્તે છે તેથી બુદ્ધિના અને રસજ્ઞતાના હિતમાં નુકસાન થશે. પરંતુ એટલું ભૂલવું ન જોઇએ કે જો અસમાનતા એજ કુદરતનો કાયદો હોય તો સમય જતાં એ એની મેળે પોતાનું રાજ્ય ફેલાવશે. દ્રવ્યનું સંપૂર્ણ સામાન્ય સ્વામિત્વ એ તો ખોટું સ્વપ્ન માત્ર છે. ભવિષ્યની વ્યવસ્થામાં માત્ર એટલુંજ આવશે કે દરેક નાગરિકનો સુખ સગવડમાં રહેવાનો હક જળવાઈ રહે. સૌંદર્યની પિપાસા, જેણે જડ આરસપહાણમાં વાચાલતા આણી છે કે માત્ર સ્વરોમાંથી સંગીતનો મધુર રણકાર ઉત્પન્ન કર્યો છે તે મનુષ્યજાતિનો જન્મસિદ્ધ હક છે. મનુષ્યની એ ઇશ્વરી બક્ષીસને કાળ ઝડપી શકતો નથી. માનવ ઇતિહાસના સૌથી અસંસ્કૃત સમયમાં જેમ એનો વિકાસ થતો તેમ હંમેશાં થશે. "કવિ જેને વિષે લખતો નથી, તે ટકી શકતું નથી." વીરપૂજાની આવશ્યકતા પણ શૂન્યતાને લીધે જતી રહેશે નહિ. કારણ કે સંપૂર્ણ સમાનતાવાળા સમાજમાં પણ વીર પુરૂષો, નેતાઓની જરૂર પડશે. નૈસર્ગિક અસમાનતા એ કુદરતની મનુષ્યજાતિને આપેલી બક્ષીસ છે અને તેને ફેંકી દેવાય તેમ નથી. આજના ઘણા સમાનતાવાદીઓ (સોશ્યલિસ્ટો)ના જંગી પોકારોથી એવો ભય ઉત્પન્ન થાય છે કે સમાનતા પ્રાપ્ત કરવા જતાં ઉત્તમ મનુષ્યોના હક છુંદાઇ જશે. પરંતુ એટલું ભૂલવું ન જોઇએ કે આધુનિક સમાનતાવાદીના પોકાર માત્ર અમુક કુલમાં જન્મ લેવાથી મોટા થઇ બેઠેલા સામે, બીજા મનુષ્યોના પરસેવાથી, લોહીથી, શ્રીમંત થયેલા અનિષ્ટ માણસો સામે છે. આ કૃત્રિમ ઉચ્ચતા (aristocracy), કહેવાતી ઉચ્ચતા સુપ્રજનન-

શાસ્ત્રના વાવટા નીચે પોતાનો હક્કો છોડી દેશેજ. હાલનો સામાન્ય જનસમૂહ અસંતોષથી પ્રેરાઇ એ હક્કો તોડવા તત્પર થઇ રહ્યો છે; અને એ વાજબી છે એની કોણ 'ના કહી શકે? પુનઃ રચનાના જન્મની પીડાથી દુનિયા પોકાર કરી રહી છે. એવોજ સંકટનો સમય ફ્રાંસના બળવાના ભયંકર પ્રસંગોએ આવ્યો હતો. આવા સમયમાં ભવિષ્યનો માર્ગ હાલના રાજ્યકર્તા વર્ગોની રાજનીતિ, નિપુણતા તથા અગમચેતી ઉપર આધાર રાખે છે. તેઓ સમય સાથે પ્રગતિ કરવા તૈયાર છે કે પોતાના નાશ પામતા હક્કો માટે તુમુલ યુદ્ધ કરવા તૈયાર છે તે જોવાનું છે. અંધાધૂતીમાંથી વ્યવસ્થા આવશે. જ્યારે ઉચિત જીવન માટેની મનુષ્યોની માગણી પૂરી પડશે તથા તેમનો જુસ્સો નરમ પડશે ત્યારે કુદરતની બુદ્ધિની તથા ગુણની અસમાનતા રૂપી ઉચ્ચતા પોતાનો હક સિદ્ધ કરશે. અરસિક, બુદ્ધિહીન, ધર્મવિહીન અસમાનતાના જે ખોટા ભ્રમ છે તે નાશ પામશે. માનવ ચક્ષુ સમક્ષ નવીન સમયની ઉષા નવાં દૃશ્યો રજુ કરશે. આ સ્વપ્નનો સાક્ષાત્કાર થાય તે પહેલાં માર્ગમાંનું એક મોટું વિઘ્ન દૂર કરવું પડશે—આ વિઘ્ન તે મનુષ્યોની સહજ સ્વાર્થવૃત્તિ.

હાલની જર્જરિત કુલીનતાના હિમાયતીઓ—પછી પૂર્વના કે પશ્ચિમના હોય, તેમને ગૉલ્ટનનો ટેકો નથી. એ પોતાના પુસ્તક હેરેડિટરી જીનીયસમાં કહે છે કે† "ઉમરાવપદને હું એક મહાન્ અનર્થરૂપ સંસ્થા ગણું છું. આપણી મૂલ્યવાન પ્રજા ઉપર એની અસર વિનાશક છે. શ્રેષ્ઠ બુદ્ધિ ધરાવનાર મનુષ્યોને ઉમરાવપદ આપવામાં આવે છે. એમના જ્યેષ્ઠ પુત્રો શ્રીમંત કન્યાઓને પરણવા લલચાય છે. બીજા નાના પુત્રો બીલકુલ પરણવાનું મન કરતા નથી. કારણ કે કુટુંબનું પોષણ કરવા સાથે અમીરપદ સાચવી શકે એટલા એમની પાસે પૈસા હોતા નથી. વંશવૃક્ષની બાજુ ઉપરની શાખાઓ આમ નાશ પામે છે. મુખ્ય શાખામાં સડો પેસે છે અને ઓલાદ નાશ પામે

† પૃ. ૧૩૨.

છે." પ્લેટોની પેઠે ગૅાલ્ટન પણ બુદ્ધિ અને ગુણની ઉચ્ચતા માગે છે–કુલની નહિ. એ જાણે છે કે બુદ્ધિશાળી વર્ગોને એકઠા કરવાથી "શિક્ષિત કુટુંબોની મગજશક્તિની ઉત્કૃષ્ટતા ઉપર બહુજ સારી અસર થાય છે."* એ એમ પણ કબુલ કરે છે કે "સામાજિક રચનાની હલકામાં હલકી પંક્તિએ પણ એ બીજી વધારે મોટી અસર કરે છે." મિ. સી. બુથના ગ્રંથમાંથી એ અવતરણ મૂકે છે કે આ વર્ગમાંથી કેવી "જર્જરિત આકૃતિઓ નીકળે છે અને રસ્તામાં રખડે છે તથા ભિખારીઓ અને તોફાની માણસો થાય છે. તેઓ કાંઇજ ઉપયોગી સેવા બજાવતા નથી કે કાંઇ પણ દ્રવ્ય ઉત્પન્ન કરતા નથી. ઘણુંખરૂં તો દ્રવ્યનો નાશ કરે છે. જેને જેને સ્પર્શ કરે છે તેને અધોગતિએ લઇ જાય છે." શ્રેષ્ઠ બુદ્ધિ ધરાવનાર વર્ગોને એકઠા કરવાથી જો બીજું પરિણામ આવું થતું હોય તો આવા મોટા ભોગે ઉચ્ચ પ્રકારની પ્રજા ઉત્પન્ન કરવી એ યોગ્ય છે?

આવી વસ્તુસ્થિતિ હોય ત્યાં ગૅાલ્ટન હિમાયત કરે છે તેવી ઉચ્ચ પ્રકારની પ્રજા ઉત્પન્ન કરવી તે મનુષ્યજાતિ પ્રત્યે મહાન્ દ્રોહ કરવા બરાબર છે. આપણે જે ઇચ્છીએ છીએ તે એજ કે પ્રજાના દરેક વર્ગની ઉન્નતિ થાય. આ બે રીતે થઇ શકે. નિર્બળ મનવાળાં અને રોગી માણસોની વૃદ્ધિ અટકાવવી. તથા શારીરિક અને માનસિક સામાન્ય સારી શક્તિ ધરાવનાર સર્વને અંદર અંદર લગ્ન કરવાની છૂટ આપવી. સુપ્રજનનની પસંદગી ઉંચા દરજ્જાના પ્રમાણમાં નહિ પરંતુ દરેક વ્યક્તિની યોગ્યતાના પ્રમાણમાં થવી જોઇએ. બહુજ પાસે પાસેના સંબંધ બાંધવામાં વંધ્યત્વનો ભય રહેલો છે તેના તરફ દુર્લક્ષ્ય કરવું ન જોઇએ. ઇજીપ્તના ટોલેમી કુટુંબની સ્થાપના મેસીડોનના બીજા ફીલીપના એક પુત્રે કરી હતી. મહાન્ અલેકઝાંડરના મૃત્યુ પછી તે ઇજીપ્તનો રાજા થયો. એના બાર વંશજો થયા. તેમણે એક પછી

* જુઓ એનો The Possible Improvement of Human Breed નામનો લેખ.

એક રાજ્ય કર્યું. આ કુટુંબમાં એક બહુજ અનિષ્ટ રીવાજ હતો કે પોતાની બ્હેન અથવા ભાણેજ સાથે લગ્ન કરવું. પરંતુ આમાંનાં ઘણાં લગ્ન સંતતિરહિત નીવડતાં અને "બીજી રાણીઓના પુત્રોને ઘણુંખરૂં ગાદી મળતી."× આ વંશમાં છેલ્લી વંશજ તે કલીઓ-પેટ્રા. એનામાં સૌંદર્ય અને સામર્થ્યનો ભંડાર હતો. પરંતુ સંતતિ ઉત્પન્ન કરવાની શક્તિ બહુ ન હતી. ગૅલ્ટનને પણ એટલું કબુલ કરવું પડે છે* કે "જેમ રાક્ષસો અને વ્હેંતીયાઓમાં સંતતિ ઉત્પન્ન કરવાની શક્તિ બહુ નથી હોતી તેમ અત્યંત અથવા અતિશય થોડી બુદ્ધિશક્તિવાળાં મનુષ્યોના સંબંધમાં પણ હોય એમ ધારી લેવું જોઇએ." ઇંગ્લંડનાં અમીર કુટુંબોનો, તથા એમના વંશ ઘણીવાર નાશ પામે છે તેનાં કારણોનો અભ્યાસ કરી ગૅલ્ટન આ મતને પુષ્ટિ આપે છે. કાંઇ ખાસ યોગ્યતા માટે આપેલા જુના જમાનાનાં ઉમરાવપદોના સંબંધમાં જ એ આ પ્રમાણે કહે છે. ગયા સૈકામાં રાજકીય પક્ષોની મારામારીમાં અણીની ઘડીએ ઉભાં કરેલાં અસંખ્ય ઉમરાવપદો વિષે નહિ જ. એણે જોયું છે કે ઉમરાવો સાધારણ રીતે મોટી મિલ્કતની વારસ સાથેજ પરણે છે; અને "એવાં લગ્ન ખાસ કરીને સંતતિરહિત નીવડે છે."+ મહાન્ પુરૂષો બહુપ્રસુ નથી હોતા એ સિદ્ધાંતનો ઇનકાર કરવાનો ગૅલ્ટન પ્રયત્ન કરે છે એ ખરૂં છે. પરંતુ બીજા ઘણા લેખકો અને ખાસ કરીને એલન ફ્રી એ સિદ્ધાંત ઉપર બહુજ ભાર મૂકે છે, એલન ફ્રી કહે છે કે મહાન્ પુરૂષોનાં મહાન્ કૃત્યો એજ એમની મહત્વની સંતતિ છે, અને બીજાં સંતાન ન હોય તેની ખોટ એ સંતાનો પૂરે છે. લૉમ્બ્રોઝો† કહે છે કે "ઘણા મહાન્ પુરૂષો બ્રહ્મચારી જ રહ્યા છે; બીજાને પરણ્યા છતાં

---

× જુઓ ગૅલ્ટન કૃત Hereditary Genius પૃ. ૧૪૪.

* એજન પૃ. ૩૨૧.

+ જુઓ Hereditary Genivs પૃ. ૧૨૫.

† જુઓ The Man of Genius પૃ. ૧૩-૧૪.

સંતાન થયાં નથી." બેકનના Parents and Children એ નિબંધમાંથી એ આ વિચિત્ર અવતરણુ મૂકે છે–" શ્રેષ્ટ કાર્યો અને મહાન્ આરંભો સંતાનરહિત મનુષ્યોએજ કર્યાં છે. એમના દેહની પ્રતિકૃતિ ન થઇ શકી પરંતુ એમના હૃદયની પ્રતિકૃતિ એમણે પોતાનાં કાર્યોમાં કરી છે. જેમને બીલકુલ પ્રજા નથી તેમને પ્રજાની ચિંતા સૌથી વધારે છે." ઇંગ્લંડના અનેક સાક્ષરોને હાલના જમાનામાં હયાત વંશજો નથી, એ એક વિચિત્ર ઘટના છે. દાખલા તરીકે, શેક્સપીઅર, બેન જૉનસન, મિલ્ટન, ઓટવે, ડ્રાઇડન, રે, ઍડિસન, પોપ, સ્વિફ્ટ, ગે, જૉનસન ઇત્યાદિ. બૅલઝેક, ફ્લેક્સમેન, બૅરન, માઇકલ ઍંજેલો, જે. એસ. મિલ જેવા બીજા મહાન્ પુરૂષોએ કોઇ સંતાન પાછળ મૂકયાં નથી. મહાન્ પુરૂષોની વાત બાજુએ મૂકીએ તોપણુ એ તો ખરૂં જ છે કે માત્ર શરીરની મહેનત કરનાર કરતાં મગજનું કામ કરનારને સંતાનની સંખ્યા ઓછી હોય છે. એમની પ્રજાવૃદ્ધિની શક્તિને ઇજા પહોંચે છે અને કેળવાયલા વર્ગો માટે આ એક મોટો ભય છે. કુંવારાની ટીપમાં પ્રભાવશાળી વ્યક્તિઓનો એક મોટો સમુદાય આવી જાય છે. એમને મદનનાં શર એટલા જોરથી ન વાગ્યાં કે જેથી એમના કામમાં ભંગાણુ પડે. ગૅલ્ટન એને માટે શોક કરશે. પરંતુ નીચે લખેલા મહાન્ પુરૂષો કદિ પરણ્યા ન હતા એ સત્ય જ છે–કૅંટ, ન્યુટન, પિટ, ફૉન્તનેલ, બીટોવન, ગૅસેંડી, ગૅલિલીઓ, દેકાર્ત, લૉક, સ્પિનોસા, બેઇલ, લાર્ડ બનીટ્રૂઝ, માલબ્રાંશ, ગ્રે, ડૉલ્ટન, હ્યુમ, ગિબન, મૅકોલે, લૅંબ, બેંથ લિઓનાર્ડો દા વિન્સી, કૉપરનિકસ, રેનોલ્ડસ, હેંડલ, મેંડેલસો માયરબીર, કામોએન્સ, વૉલ્ટેર, શાટોબ્રિઆન્દ, ફ્લાઉબેર, ફ્રો આલફીરી, કેવૂર, પેલિકો, મેઝિની, ઍલિઆર્ડી, ગેરાઝી–ર ઘણુંખરાં નામ બહુજ પ્રખ્યાત છે. જે મહાન્ પુરૂષો પર તેમનું જીવન કાંઇ ખાસ સુખી નીવડયું ન હતું કે બહુપ્રજ હતું. પ્રો. કાર્વેથ રીડ કુશળતાથી કહે છે તેમ " ઉ

સ્થાન બોહીમીઆમાં છે.''× ફ્લાઉબેર જેણે પોતાની નવલકથાઓમાં અત્યંત વિકારપૂર્ણ સ્ત્રીઓ આલેખી છે તેણેજ જ્યૉર્જ સેન્ડને લખ્યું હતું કે "વાગ્દેવીને શોધવી મુશ્કેલ છે પરંતુ સ્ત્રી કરતાં એ ઓછું દુઃખ દે છે. એ બેનું સમાધાન મારાથી થઇ શકે તેમ નથી. બેમાંથી એકજ રહી શકે.''*

સુપ્રજનનશાસ્ત્રીઓ છેક ટુંકી દૃષ્ટિ રાખી બહુ પાસે પાસેના સંબંધ બાંધવાની સલાહ આપે ત્યારે મહાન્ પુરૂષો તેમજ કેળવાયલા વર્ગોનું બ્રહ્મચર્ય વ્રત અને પ્રજાવૃદ્ધિની ઓછી શક્તિ વિષે આપણે વિચાર કરવો જોઇએ. કારણકે કદાચ એમ બને કે કેટલાક જમાનાઓ પછી આવી ઉચ્ચ પ્રકારની પ્રજાનો નાશ થઇ જાય, અને ઉતરતા પ્રકારની પ્રજા પોતાનું જેવું તેવું જીવન ઘસડે જાય. પ્રથમ કહ્યું હતું તેમ પ્રભાવશાળી વ્યક્તિઓ ઉત્પન્ન કરવાનું કામ કુદરતનેજ સોંપવું. ભૂતકાલમાં કુદરતે નીચ વર્ગનાં પરંતુ પ્રમાણિક માબાપને ઘેર વિલક્ષણ બુદ્ધિશાળી પુત્રોને જન્મ આપ્યા છે. "પાંસ્ચર ચમારનો પુત્ર હતો; પ્રીસ્ટલી કાપડ બનાવનારનો, ડૉલ્ટન વણકરનો, લૅમ્બર્ટ દરજીનો, કૅંટ જીનગરનો, વૉટ વ્હાણ બાંધનારનો, સ્મિથ ખેડુતનો, ફેરેડે લુહારનો પુત્ર હતો. જુલ કલાલ હતો. ડૅગ, શીલ, ડુમા, બૅલાર્ડ, લાઇબીગ વૉહ્લર એ સર્વ દવાવાળાને ઘેર ઉમેદવારી કરનાર હતા.''× હિંદુસ્તાનમાં તુકારામ, રામદાસ ઇત્યાદિ સામાન્ય મનુષ્યોને ત્યાં જન્મ પામેલાનાં દૃષ્ટાંત આપી શકાય. તેમજ એમ પણ આપણે જોઇ શકીએ છીએ કે બ્રાહ્મણોની ઉચ્ચ બુદ્ધિશાળી જ્ઞાતિમાં મગજના કામથી દૂર રહેનાર નીચ વર્ણો જેટલી પ્રજાવૃદ્ધિ નથી હોતી. ઉચ્ચ વર્ગોનાં સ્ત્રીપુરૂષો પોત પોતાનામાં લગ્ન કરી થોડી વ્યક્તિઓમાં પોતાની શક્તિ-

× જુઓ British Journal of Psychology મે ૧૯૧૯ પૃ. ૨૯૨.

* જુઓ લોમ્બ્રોઝો પૃ. ૧૪.

× જુઓ લિબિકૃત An Introduction to the History of Science.

ઓને એકઠી કરે અને તેનો પ્રસાર અટકાવે તે કરતાં એ વર્ગનાં દરેક સ્રીપુરૂષ નીચ વર્ગમાં સંબંધ બાંધે તો સારી પ્રજાનું ક્ષેત્ર ઘણું વિશાળ થાય અને તે બહુજ ઇષ્ટ છે. આ સાદા હેતુને પ્લેટાએ કેટલા ડહાપણથી અગાઉથીજ વિચાર કરી રાખ્યો હતો ! પોતાના Lawsમાં એ એથેન્સના અજાણ્યા પુરૂષ પાસે કહેવડાવે છે કે "દીકરા, તું જે સારાં માબાપને ઘેર જન્મ્યો છે તેને અમે કહીશું કે ડાહ્યા માણસો જેને વખાણે એવુંજ લગ્ન તારે કરવું જોઇએ. તેઓ તને એવી સલાહ આપશે કે ગરીબ સાથેના લગ્નથી દૂર નાસવું નહિ; તેમ ખાસ પૈસાદાર સાથેના લગ્નની પણ ઇચ્છા રાખવી નહિ. પરંતુ જો બીજી વસ્તુઓ સરખી હોય તો હંમેશાં આપણાથી ઉતરતાને માન આપવું, અને તેમની સાથેજ સંબંધ બાંધવો. એ આપણા શહેરના તથા જે કુટુંબોએ સંબંધ બાંધ્યો છે તેમના લાભમાંજ થશે. કારણકે જે સમભાવી અને શુદ્ધ હોય છે તેજ વધારે સદ્ગુણી થવાનો સંભવ છે, જે કોઈ સાથે સંબંધ ન રાખે તે નહિ."

આ પ્રકરણમાં આપણે ઘણું મોટું ક્ષેત્ર સમાવી દીધું છે. જે થોડા સિદ્ધાંતો સ્થાપિત કરવાની ધારણા છે તેનો ટુંક સાર અત્રે આપવો ઉચિત લાગે છે.

(૧) વારસામાં ઉતરતા ગુણ એ અગત્યની અને વિચારણીય વસ્તુ છે પરંતુ આસપાસના સંયોગોની તેના ઉપર અસર નજ થઈ શકે એવું નથી.

(૨) જે કદિ સારાં ન થાય એવાં નબળાં, રોગી કે નિર્બળ મનનાં હોય તેમને નિષ્ણાત દાક્તરો પાસે રેન્ટૂલની દયાપૂર્ણ શસ્ત્રક્રિયા કરાવી તેમની પ્રજાવૃદ્ધિ અટકાવવી અને એ રીતે ધીમે ધીમે તેમનો નાશ કરવો.

(૩) તંદુરસ્ત અને સાધારણ પ્રકારનાં માણસોને માટે લગ્ન ફરજીયાત કરવું. અથવા એટલું તો કરવુંજ કે જે સમાજે તેમને ઉછેર્યાં છે તેના પ્રત્યેની લગ્નને એક પવિત્ર ફરજ ગણવી.

(૪) જેમ બને તેમ નજીકના સંબંધથી દૂર રહેવું.

આમ એવું સિદ્ધ થાય છે .કે સાચા લગ્નનો પાયો પ્રેમ છે છતાં મનુષ્યની દૃષ્ટિએ પણ લગ્નને સંપૂર્ણ કરવા માટે પ્રેમ ઉપરાંત બીજા કશાની જરૂર છે ખરી. બીજું કશું એટલે લગ્નમાં સાચો સાથી શોધી કાઢવાની શક્તિ, જે સાથી સારા પિતૃપદ માટે યોગ્ય શરીર અને મન ધરાવતો હોય. એ ખરૂં છે કે આ કામ સહેલું નથી. પરંતુ કર્ત્તવ્ય કોઇ દિવસ સહેલું નથી હોતું. પ્રગતિમાન મનુષ્ય-જાતિએ પ્રગતિની કિંમત આપવા તત્પર રહેવુંજ જોઇએ; એ કિંમત તે લગ્નના સાથી શોધવામાં ડહાપણ. એડવર્ડ કાર્પેન્ટર કહે છે તેમ પ્રેમમાં કેળવણી આપવાનું બહુજ મુશ્કેલ છે. પરંતુ એ મુશ્કેલીની સામે થવું જ જોઇએ. વૈદકના અભ્યાસીઓ, વિજ્ઞાનશાસ્ત્રીઓ તથા સુપ્રજનનશાસ્ત્રીઓએ સમાજ શાસ્ત્રીઓને માર્ગસૂચન કરવું જોઇએ, અને તેમણે સામાન્ય મનુષ્યોને કરવું જોઇએ.×

---

× પ્રો. વાડીયાએ ઘણો શ્રમ લઈ આ પ્રકરણ તૈયાર કર્યું છે. તેમના અભ્યાસ અને મનનશક્તિ માટે તેમને ધન્યવાદ ઘટે છે. પરંતુ સ્ત્રીસ્વાતંત્ર્યની હિલચાલ જેને વિષે આ પુસ્તક લખાયું છે તેને એની સાથે શો સંબંધ છે? સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ દરેક બાબતમાં આગળ પડતા વિચાર ધરાવે છે અને તેથી જ તેઓ સુપ્રજનનશાસ્ત્રમાં પણ માને છે. જુના રીવાજ પ્રમાણે આંખો મીચી લગ્ન કરવા સામે એમને વિરોધ છેજ; અને સુપ્રજનનશાસ્ત્ર—ખરા વૈજ્ઞાનિક સુપ્રજનનશાસ્ત્રને આધારેજ લગ્ન થવું જોઇએ એમ તેઓ માને છે. માત્ર એકજ બાબતમાં તેઓ પ્રો. વાડીયા સાથે કદાચ મળતાં નહિ થાય અને તે એમનો ત્રીજો સિદ્ધાંત. લગ્ન જનસમાજનું અગત્યનું અંગ હોવા છતાં પ્રત્યેક વ્યક્તિની સ્વેચ્છાનો વિષય છે એમ તેઓ માને છે.

(અનુવાદક).

# પ્રકરણ ૧૬ મું.

## માતૃત્વ.

"In that one word–mothers–is comprised the system of the whole world's education. You must train us mothers who know how to educate children." —Napoleon to Madame Campan.

લગ્નના વિકાસક્રમમાં એક એવો પણ સમય હતો કે જ્યારે સંતાનરહિતતા એ શાપ સમાન ગણાતી તેમજ પુરૂષને ફરી પરણવા માટે એ વાજબી કારણ ગણાતું.* પૂર્વમાં હજી આપણે એ સ્થિતિમાંથી બહાર નીકળ્યાં નથી. પરંતુ પશ્ચિમના દેશોમાં ઘણે ઠેકાણે સંતાનરહિત લગ્ન એ બહુજ મોટી ઇષ્ટ વસ્તુ ગણાય છે. એ લગ્નનું એક નવું સ્વરૂપ છે. એને બુદ્ધિનો અને સામાજિક સહચાર કહેવામાં આવે છે. પતિ અને પત્ની બન્ને ધંધાદારી માણસો હોય છે. એમને કુટુંબ વધારવાનો વખત પણ નથી હોતો કે મરજી પણ નથી હોતી. આખા દિવસના કામથી થાકેલાં બન્ને સાંજે ઘેર આવે છે અને અન્યોન્યના બુદ્ધિશાળી સહવાસમાં પોતાનો થાક ઉતારી તાજાં થવાનો યત્ન કરે છે. એવા સંભાષણની મધુરતા વિષે કોઈ ના કહી શકે નહિ પરંતુ એને લગ્નનું નામ શું કામ આપવું તે સમજી શકાતું નથી. એ તો જગતનો બહુ જાણીતો સંબંધ છે–બે મિત્રોનો સંબંધ, બે ભાઇઓનો સંબંધ કે પિત્રાઇ કે મશિયાઇ ભાઇ બ્હેનોનો સંબંધ. આવી જાતનો સંબંધ તે આપણે ઉપર કહેલા લગ્નસંબંધ કરતાં કોઇ પણ રીતે જુદો નથી. એવું લગ્ન પણ સ્ત્રીપુરૂષની ગાઢ મૈત્રી

* હિંદુસ્તાનમાં વીસમી સદીના જમાનામાં પણ એમજ ગણાય છે. સંતાનપ્રાપ્તિ માટે હિંદુ સ્ત્રીઓ જપ, તપ, વ્રત, ઉપવાસ ઇત્યાદિ અનેક પ્રકારનાં ફાંફાં મારે છે તે જાણીતું છે તેમજ પુરૂષો એ બ્હાને ફરી પરણે છે પણ ખરા. (અનુવાદક).

સમાનજ છે. આવા નિર્વિકાર સંબંધને કાયદાના બંધનથી બાંધવો શા માટે તે સમજવું મુશ્કેલ છે. એવી મૈત્રી તો સ્વતંત્ર રીતે બંધન વિના પણ રાખી શકાય તેમ છે. જો એમનો હેતુ સંતાન અટકાવવાની નવી રીતો વાપરી માત્ર વાસનાતૃપ્તિ કરવાનો હોય તો એવા વિષયવિકારને લગ્નની પ્રતિષ્ઠાના પડદા પાછળ ઢાંક્યા સિવાય પણ માર્ગ આપી શકાય. એ તો નીતિના રૂપમાં અનીતિજ છે.

આવા સંબંધમાં અનીતિ ક્યાં રહી છે તે બતાવવું મુશ્કેલ નથી. લગ્નનો સ્થાપિત ઐતિહાસિક હેતુજ પ્રજાવૃદ્ધિ છે. કોઇ જોડું જાહેર રીતે લગ્ન કરી એનો ધાર્મિક કે કાયદેસર વિધ કરે એટલે લોકોએ એમજ માનવાનું કે એમને માબાપ થવાની ઇચ્છા છે. જો એમણે એવું દૃઢતાથી નક્કી કર્યું હોય કે બાળક ઉત્પન્ન થવા દેવાંજ નહિ તો તે લોકોને છેતરવા જેવું છે.* માબાપ થવું કે નહિ તે દરેકની પસંદગી ઉપર છે. જો ન થવું હોય તો વિધિપુરઃસર લગ્ન કરવાનો તેમને કાંઇજ હક નથી. સુપ્રજનનના કારણ સિવાય અમથાંજ સંતાનરહિત રહેવાની ઇચ્છા એ એક જાતની સ્વાર્થવૃત્તિ છે. જે કોઇ સ્ત્રીને માતૃત્વનો અનુભવ હશે તે એનું નૈતિક મૂલ્ય તથા માનવજાતિ સાથેનો એનો ગાઢ સંબંધ સમજી શકશે. હાથે કરીને સંતાનરહિત રહેવું તે મનુષ્યજાતિ પ્રત્યેના પ્રેમની મોટામાં મોટી ખામી દેખાડે છે. સંતાનરહિત લગ્ન તેને વિવેક ખાતર કરેલું લગ્ન કહી શકાય. પત્નીપદ અને માતૃપદ અન્યોન્યથી છુટાં પાડી શકાતાં નથી. લગ્નની તરફેણમાં જે જે કહ્યું છે તે સર્વ માતૃત્વની ઉદાર ભાવનાને પણ લાગુ પડે છે.

---

*પ્રો. વાડીયાના આ મત સાથે હું મળતી નથી થઈ શકતી. કોઇ દંપતીને એમ લાગે કે બાળકોની જંજાળ ન હોય તો પોતે કોઈ સેવાનું કાર્ય સારી રીતે કરી શકે તો તેમણે સંતતિ ન ઉત્પન્ન કરવી. એમાં લોકોને છેતરવાનો ક્યાં પ્રસંગ છે? સ્ત્રીપુરૂષ લગ્ન કરે છે તે પોતાના સુખ માટે, લોકો ઉપર ઉપકાર કરવાને નહિ. વળી સ્ત્રીપુરૂષને સાથે રહીને કાંઈ પણ કામ કરવું હોય તો તે પતિપત્નીનાં સંબંધમાં શ્રેષ્ઠ રીતે થઇ શકે છે.

(અનુવાદક.)

એટલું તો કબુલ કરવું પડશેજ કે જંગલીમાં જંગલી સમયમાં પણ સ્ત્રીની કિંમત પત્ની કે પુત્રી તરીકે કરતાં માતા તરીકે બહુ વધારે થઈ છે. પ્રાચીન સ્પાર્ટામાં સર્વ સ્ત્રીઓને શ્રેષ્ઠ માતા થવાનું શિક્ષણ આપવામાં આવતું. દરેક તંદુરસ્ત સ્ત્રીને પરણવાની ફરજ પાડવામાં આવતી. પોતાના લડાયક પુત્રના હાથ ઉપર ઢાલ બાંધતાં સ્પાર્ટન માતા કહેતી કે "એની સાથે પાછો વળજે અથવા એની ઉપર" અને તે શબ્દોમાં રહેલી સ્પાર્ટન માતાની ભાવના હજીસુધી પૂજ્ય લેખાય છે. આ ભાવનાને લીધેજ સ્પાર્ટા ચાર પાંચ સૈકા સુધી ગ્રીસના બળવાન બાહુ સમાન હતું. રોમમાં 'મેટ્રોના' એ બહુજ પૂજ્ય શબ્દ હતો. એની ભાવના રોમનાં ઉત્તમ સ્ત્રીરત્નોમાં વિકાસ પામી. ગ્રાકીની માતા કૉર્નેલીઆ, સીઝરની પુત્રી અને પોંપીની પત્ની જુલીયા, પોંપીની બીજીવારની પત્ની કૉર્નેલીઆ, ઍંટનીની પત્ની ઓક્ટેવીયા, મહાન્ ઇતિહાસકાર ટેસીટસની સાસુ એગ્રિપિના, નાના પ્લીનીની પત્ની કૅલ્પર્નીઆ ઇત્યાદિ અનેકાનેક દૃષ્ટાંતો છે.

હિંદુઓ અને મુસલમાનોમાં બહુ પત્નીનો રીવાજ હોવા છતાં માતૃપદને જે માન અપાય છે તેમાં સ્ત્રીનું હલકાપણું લુપ્ત થાય છે. માતાને એટલું બધું માન અપાય છે અને તેની આજ્ઞા પળાય છે, કે જે લોકો નવા પાશ્ચાત્ય આદર્શોને લીધે બદલાયા હોય અને જુના વિચારોમાં માનતા ન હોય તેઓ પણ રૂઢિવિરૂદ્ધ થતાં એટલા જ માટે ડરે છે કે રખેને પોતાની માતાને ખોટું લાગે! આ ભાવના ઘણી ઉત્તમ છે પરંતુ સંસારસુધારાના માર્ગમાં એ મોટું ભીષણ વિઘ્ન છે.

ઘણા યુગથી માતૃત્વ એ સ્ત્રીજાતિનું ગર્વપૂર્ણ ગૌરવ છે. માતાનો પ્રેમ એટલે મનુષ્યના જીવનનું સૌથી મનોવેધક, સૌથી સુંદર તત્વ. કવિઓને પ્રેરણા કરનાર એ વિષય છે. ઇસુખ્રિસ્તની માતા મેરી તે માતૃપદનું શ્રેષ્ઠ સ્વરૂપ છે. આજે પણ મનુષ્ય જાતિના મોટા ભાગમાં માતા થવાનો રીવાજ બંધ નથી પડ્યો.

અત્યંત રૂઢિચુસ્ત લોકો તથા શોપનહાવર જેવા સ્ત્રીદ્વેષીઓ એમ

કહે છે કે સ્ત્રીઓએ કોઇ પણ વિષયમાં પુરૂષો જેટલી વિસ્તીર્ણ ખ્યાતિ મેળવી નથી. સ્ત્રીઓમાં કોઇ શેકસપીયર, મિલ્ટન, લિઓનાર્ડો દા વિન્સી, ગોઇટે, કેલવિન, પાસ્ચર, કૅંટ કે હેગલ જેવાં થયાં નથી. પરંતુ સ્ત્રીઓ એમ ઉત્તર દઇ શકે કે ગૃહ અને બાળકો ખાતર સમસ્ત જીવન અર્પવા એમણે ઘણાં ક્ષેત્ર માટે યોગ્ય એવી બુદ્ધિનું બલિદાન આપ્યું છે. આથીજ કોઇ સ્ત્રીએ 'હૅમલેટ' રચ્યું નથી કે કોઇ મહાકાવ્ય લખ્યું નથી. પરંતુ એમણે 'ખરા મનુષ્યો' ઉત્પન્ન કર્યાં છે. દરેક જીવને તે જન્મ આપે છે તે પોતાની જીંદગીને જોખમે. એના આત્મભોગ-થીજ મનુષ્ય જાતિ ટકી રહી છે. મહાન્‌માં મહાન્ પુરૂષોએ એને લીધેજ મહત્તા પ્રાપ્ત કરી છે, અને એમાંના ઘણાખરાએ એ સત્ય કૃતજ્ઞતાથી સ્વીકાર્યું છે. આથી પુરૂષને સ્ત્રીના સ્વાભાવિક ઉતરતાપણા વિષે બોલવાનો અધિકાર નથી. પુરૂષો કુદરતી રીતેજ સ્ત્રીઓ ઉપર સત્તા ચલાવવા સર્જાયાં છે, એ વ્યવસ્થા ઇશ્વરનિયુક્ત છે અને સ્ત્રી-ઓની મગદૂર નહિ કે તેની સામે વિરોધ કરે એમ જો પુરૂષો કહેતા હોય તો તે નિષ્ઠુર કૃતઘ્નતા છે. જીવન પ્રત્યે ઉચ્ચતર દૃષ્ટિથી જોવાની જરૂર છે. માતૃત્વની કદર સર્વ કોઇએ કરવીજ જોઇએ. માતા એ શ્રેષ્ઠ પ્રકારની સૃષ્ટા છે અને બાળકને ઉછેરવાનું એનું કામ એ એક કળાનો નમુનો છે.

આજે કેટલાકને માલથસનો વસ્તી વધી જવાનો ભય ખરો લાગ્યો છે અને ડાર્વીનનો કુદરતી પસંદગીનો નિર્દય સિદ્ધાંત યોગ્ય લાગે છે. એ સિદ્ધાંતનું પરિણામ એ કે સૌથી યોગ્ય હોય તેજ ટકી રહે. એ લોકો એમ માને છે કે માતૃત્વના મહત્વ વિષે અતિશયોક્તિ કરવામાં આવે છે, અને તેથી તેઓ બાળકોના જન્મ ઉપર અંકુશ રાખવાની વાતો કરે છે. જે સ્ત્રીઓએ યુનિવર્સિટીની કેળવણી લીધી હોય છે અને બીલકુલ પરણતીજ નથી અથવા માતૃત્વ ઉપર અંકુશ રાખે છે તેમના સંબંધમાં આ પ્રમાણે જોવામાં આવે છે. બધા સુધરેલા દેશોમાં આવી વસ્તુસ્થિતિ પ્રસરેલી છે અને પરિણામે જન્મપ્રમાણ

ઘટયું છે. પરંતુ એ હિલચાલ ડહાપણભરી છે કે નહિ તે શંકા પડતું છે. પત્નીપદને માતૃપદથી છુટું પાડવાનો એ યત્ન છે. એ રીતે માતૃપદને હલકું પાડવાથી મનુષ્યજાતિને નુકસાન થાયજ. આગલા એક પ્રકરણમાં આવી પરિસ્થિતિ વિષે વિવેચન કર્યું છે અને તેથી એ વિષે વિશેષ કાંઇ કહેવાની જરૂર નથી.

સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓમાં એક પક્ષ એવો છે કે જે સ્ત્રીઓની સ્વતંત્રતા તથા માતૃપદનો અસ્વીકાર કરવાનો હક સ્થાપિત કરે છે. બીજો પક્ષ એલન કીના નેતૃત્વ નીચે સ્ત્રીની માતૃત્વની ફરજ વિષે આગ્રહ કરે છે. પરંતુ માતાનું પોષણ કરવાની ફરજ રાજ્યને માથે નાખી તેઓ સ્ત્રીને પુરૂષના તાબામાંથી સ્વતંત્ર કરે છે. જાહેર બાળગૃહ (creche) માં બાળકોને ઉછેરવાની પ્લેટોની યોજના કરતાં આ યોજના ઘણીજ વધારે ઉત્તમ છે. તેઓ એમ દલીલ કરે છે કે રાજ્યના હિતનો આધાર મૃત્યુપ્રમાણ ઉપર નહિ પરંતુ જન્મ-પ્રમાણ ઉપર છે તેથી પ્રજાવૃદ્ધિને ઉત્તેજન આપવાની રાજ્યની ફરજ છે. એ પ્રમાણે કરવાનો રસ્તો એ છે કે માતૃત્વને એક ધંધા જેવુંજ બનાવવું. એ ધંધો એટલો અગત્યનો ગણાવો જોઇએ કે રાજ્યજ તેને ટકાવી રાખે. એટલે પતિ અને પિતાના સ્વચ્છંદી તુરંગોથી એ મુક્ત રહે. પ્રસૂતિનો વીમો ઉતરાવવાની ભલામણ ઘણે ઠેકાણેથી કરવામાં આવે છે. યુનાઇટેડ સ્ટેટસનાં ઘણાં રાજ્યોએ માતાઓ માટે ઓછામાં ઓછી અમુક આવકની ગોઠવણ કરી છે. એ યોજ-નામાં અશક્ય કશુંજ દેખાતું નથી. ખાસ કરીને સોશ્યલીસ્ટ (સમા-નતાવાદી)ના રાજ્યમાં કર નાખવાની સત્તા નિરંકુશ હોય એટલે તો એ યોજના પૂરેપૂરી સંભવિત છે. પરંતુ જે માતૃત્વ આ પ્રમાણે પત્નીપદથી સ્વતંત્ર હોય તે એક વિચિત્ર જાતનું કુટુંબ ઉભું કરે છે, કે જેમાં માત્ર માતા અને બાળકોજ હોય. પિતાને એમાં સ્થાન નથી. એ આળસુ કીડા જેવી સ્થિતિમાં આવી જાય છે. એની ફરજ એટલીજ કે પ્રજાવૃદ્ધિ કરવી અને ભારે કર ભરવા, જેથી માતાઓને

રાજ્ય યોગ્ય બદલો આપી શકે. પરંતુ આવા જીવનમાં ઉત્સાહ શો રહે? જવાબદારી કે ગાઢ પ્રેમનો એમાં વિચ્છેદ થાય છે. બાળકો પિતાની સંભાળથી વિમુખ રહે છે. રાજ્ય કાંઈ વ્યક્તિ નથી કે બાળકોનો પ્રેમ જીતી શકે. જો કે સંચા પેઠે એજ તેમની સર્વ જરૂરીયાતો પૂરી પાડે છે.

હાલ જે વ્યવસ્થા છે તેમાં ફેરફાર કરી અસલથી ચાલતા આવેલા કુટુંબની જરૂરીયાતો પૂરી પાડી શકાય અને તે સાથે નવી નૈતિક જરૂરીયાતોને પણ પહોંચી વળાય તેમ હોય તો પછી આવા જડમૂળથી ફેરફાર કરવાની જરૂર છે કે નહિ તે શંકા પડતું છે અને એની નિરૂપયોગિતાં તથા અનિષ્ટતા સિદ્ધ કરી શકાય. માતૃત્વ જે રીતે અત્યાર સુધી ઓળખાતું આવ્યું છે તેની અને ગયા ફકરામાં લખેલી એ નવી ભાવનાઓની વચ્ચે સમાધાન કેવી રીતે થઇ શકે? માતૃત્વને એક પીડારૂપ, સ્ત્રીના વિકાસમાં અંતરાયરૂપ ગણવામાં આવે ત્યાં સુધી સમાધાન સંભવિત નથી. આમાં માત્ર એક અપવાદ છે અને તે એ કે કોઇ સ્ત્રી એવી અપ્રતિમ બુદ્ધિશાળી હોય કે અમુક દિશામાં એનું કાર્ય ઝળકી ઉઠે તો એનો વિકાસ માતૃત્વની જવાબદારીથી અટકાવવો ન જોઇએ.* આતો માત્ર સ્ત્રીજાતિના અત્યંત નાના વિભાગને લાગુ પડે છે. તેથી વ્યવહારમાં તો માતૃત્વ એજ સ્ત્રીનો મુખ્ય અનુભવ ગણવો જોઇએ. લગ્ન સામે નવો વિરોધ એને પ્રગતિનું ચિહ્ન નહિ પરંતુ વિનાશનું ચિહ્ન ગણવું જોઇએ. આવો

---

* સ્ત્રીને બાલ્યાવસ્થાથીજ 'માતા' અને 'ગૃહિણી' થવાનું શિક્ષણ આપી તેની બુદ્ધિની આસપાસ કોટ ચણી લેવામાં ન આવે તો ઘણીએ સ્ત્રીઓ અપ્રતિમ બુદ્ધિશાળી નીકળે. જગતમાં સર્વત્ર એવી ભાવના પ્રવર્તે છે કે સ્ત્રીને માટે તો એકજ માર્ગ છે—લગ્ન અને પરિણીત જીવન, અને તેથીજ સ્ત્રીઓનો વિકાસ અટકે છે. જો છોકરા છોકરીને સરખુંજ શિક્ષણ આપવામાં આવે, સરખીજ રીતે ઉછેરવામાં આવે તો સ્ત્રીઓમાં પણ પુરૂષો જટલીજ સંખ્યામાં પ્રભાવશાળી વ્યક્તિઓ નીકળે. (અનુવાદક)

પદ્ધતિસરનો વિરોધ તે બહુજ બુદ્ધિશાળી વ્યક્તિઓ જ કરી શકે. તેઓ જો સંતાનરહિત રહેવાનો યત્ન કરે તો પછી તેમની બુદ્ધિ ભાવિ પ્રજામાં ઉતર્યા સિવાય જ વિનાશ પામે.×

બીજી ભાવનાનો હેતુ સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્ય તથા માતૃત્વની જવાબદારી વચ્ચે સમાધાન કરવાનો છે. આ હેતુ સારો છે પરંતુ તે કુટુંબની ત્રિપુટીમાં સાધી શકાય તેમ છે. પ્રથમ સૂચના કરીજ છે કે સ્ત્રીને પતિની મિલકતમાંથી અમુક ભાગ ઉપર કાયદેસર હક હોવોજ જોઇએ, જેથી રાજ્ય માતૃત્વની કદર પીછાણે છે એમ લાગે. સમાજને ટકાવી રાખવામાં પુરૂષની જવાબદારી આથી રહેશે એટલો એ વ્યવસ્થાનો ફાયદો છે. રાજ્ય જ માતાનું પોષણ કરે તો પુરૂષ વિષયવાસનાના જીવનનો એક અકસ્માત્ બનાવ માત્ર થઇ રહે.

આ સૂચના સામે મોટો વિરોધ ઉઠાવી શકાય તે ખબર છે. કાયદાની જંજાળમાં કૌટુંબિક જીવનને વધારે બાંધતા જઇ આપણે તેને હલકું પાડીએ છીએ; ફરજીયાતપણું દાખલ કરવાથી કુટુંબજીવનની નીતિને ઉતારી પાડીએ છીએ. આ પ્રમાણે દલીલ કરવી તે કાયદા વિષે તદ્દન ખોટી માન્યતા ધરાવવા બરાબર છે. મનુષ્યની સ્વતંત્રતા કાયદાથીજ મળે છે, કારણકે કાયદો એ એકજ સ્વતંત્રતાની જામીનગીરી છે. કાયદાનું ફરજ પાડતું બળ કોઇ છેજ નહિ. માત્ર જેમના ઉપર ફરજ પાડવાની જરૂર હોય તેમને જ માટે એ બળ છે. વેર કે લોભથી ગ્રસ્ત થએલા મનુષ્યને કાયદો ખૂન કરતો અટ-

× ગયા પ્રકરણમાં નામોની એક લાંબી હારમાળા આપી પ્રો. વાડીયાએ સિદ્ધ કર્યું છે કે મહાન્ પુરૂષોએ કૌમારવ્રતજ પાળ્યું છે. તેમાં એમને કાંઈ વાંધાભર્યું લાગ્યું નથી. તો મહાન્ સ્ત્રીઓ કૌમાર વ્રત પાળે તેની સામે વિરોધ ઉઠાવવો એ સ્ત્રીજાતિ પ્રત્યેનો દ્વેષ નહિ તો બીજું શું ? વળી જે મહાન્ પુરૂષોએ લગ્ન કર્યું હોય છે તેમનાં સંતાન બહુજ ભાગ્યે મહાન્ નીકળે છે, એ તો જાણીતી વાત છે. તો પછી અત્યંત બુદ્ધિશાળી સ્ત્રીઓને લગ્નની બેડીમાં નાંખ્યાથી શો ફાયદો ? (અનુવાદક).

કાવી શકે, પરંતુ સામાન્ય પ્રકારનો મનુષ્ય જેને કદિ ખૂન કરવાનું મન નથી થતું તેને એ કાયદો ભારરૂપ નથી લાગતો. તે જ પ્રમાણે સામાન્ય કૌટુંબિક ભાવનાઓવાળો મનુષ્ય પોતાની પતિ અને પિતા તરીકેની ફરજ બજાવશે અને એના સંબંધમાં કાયદો નકામો છે. પરંતુ એ જો વ્યસની કે ઉડાઉ હોય અને સ્ત્રી તથા બાળકોની દરકાર ન કરે તો કાયદો એને પોતાનાં એ આશ્રિતોનું પોષણ કરવાની ફરજ પાડે તે યોગ્યજ છે. આવી વ્યવસ્થાથી એની સ્વતંત્રતા જતી રહે એમ માનવું એ અઘટિત છે.+ કાયદાનો મુખ્ય હેતુ અમુક આવશ્યક સંબંધ સિદ્ધ કરવાનો છે. એ કરવા માટે અમુક કૃત્યો કરવાની આજ્ઞા કરે અથવા અમુક ઉપર પ્રતિબંધ મૂકે. પિતાને માથે અમુક ફરજો હોય છે. એ ફરજો તે ન બજાવે તો એને બજાવવાની ફરજ પાડવી એ ઉચિતજ છે. આ પ્રમાણે સ્ત્રીનો પતિની મિલકતના અમુક ભાગ ઉપર હક, અથવા એના યોગ્ય રક્ષણનો બાળકોનો હક સ્થાપિત કરતો કાયદો વાજબીજ છે.

ઉપરની દલીલમાંથી બીજી એક અગત્યની વાત ઉભી થાય છે. માતૃત્વના હકને કાયદાનો આધાર મળે તેની સાથે માતૃત્વની જવાબદારી પણ કાયદાથીજ સ્થાપિત કરવી જોઇએ. અત્યાર સુધી સામાન્ય રીતે એમ મનાય છે કે માબાપને પોતાનાં બાળકોને ફાવે તેમ ઉછેરવાનો પૂરો હક છે. આ સિદ્ધાંતનો કેટલીક રીતે તો ભંગ થયો છે જ. કારણ કે ફરજીયાત કેળવણી દાખલ થઇ છે અને અમુક ઉદ્યોગોમાં બાળકોને રાખવાનું તદ્દન અથવા થોડે અંશે બંધ કર્યું છે. હજીએ વધારે એનો ભંગ કરવાની જરૂર છે. જો માતૃત્વને ઉત્તેજન આપવાની રાજ્યની પ્રબળ ઇચ્છા હોય તો સારા માતૃત્વને ઉત્તેજન આપવાની એથીએ વધારે પ્રબળ ઇચ્છા હોવી જોઇએ. આથી માબાપ પોતાનાં બાળકોના શારીરિક કે નૈતિક શિક્ષણની જોઇએ તેવી દરકાર ન રાખતાં હોય તો બાળકો ઉપરના એમના હક લઇ લેવા જોઇએ.

---

+ જુઓ ખંડ ૧—પ્રકરણ ૪

રોગ જામ્યા પછી તેનો ઉપાય કરવો તે કરતાં તેને પહેલેથીજ અટકાવવો એ વધારે સારૂં છે. તેમ રાજ્યની જોવાની ફરજ છે કે લગ્ન કરતું જોડું પિતૃત્વની જવાબદારી માથે લેવા માટે યોગ્ય છે. અમેરિકામાં મેસેચુસેટસ, પેન્સીલવેનીયા, વિસકોન્સીન અને બીજાં ઘણાં રાજ્યોમાં એવા કાયદા પસાર થયા છે કે લગ્ન કરવાની કાયદેસર પરવાનગી મળે તેની સાથે તંદુરસ્તીનું સર્ટીફીકેટ પણ જોઇએજ કે જેમાં એમ સિદ્ધ કરેલું હોય કે અરજદારો વાઈ, ક્ષય કે ગુપ્તરોગોથી પીડાતાં નથી અને એમના મગજની સ્થિતિ તદ્દન સાબુત છે. વાઇ તથા ક્ષયના ઉપર કેટલે દરજ્જે પ્રતિબંધ મૂકવો તે જરા વિચારવા જેવું છે. પરંતુ એ લંબાણનો પ્રશ્ન છે. જે અગત્યનું છે તે આ સિદ્ધાંત. આવું તંદુરસ્તીનું પ્રમાણપત્ર જરૂરનું છે એની તો કોઈ સમજુ માણસો ના કહેશે નહિ. આનું વાજબીપણું જોવા માટે એટલુંજ યાદ કરવાનું છે કે ગુપ્તરોગોવાળાં માણસો પોતાના નિર્દોષ સાથીનો કેવો ભયંકર વિનાશ કરે છે. તંદુરસ્તીના પ્રમાણપત્રનો સિદ્ધાંત સ્નેહલગ્નની આડે આવતો નથી. ગંભીર પ્રકારની શારીરિક ખામીઓથી લગ્ન કરનારાંને પોતાને તેમજ બાળકોને નુકસાન થાય છે. સમાજના વિશાળ દૃષ્ટિબિંદુથી એવા દાખલાઓમાં પ્રેમ પણ લગ્નમાં કાયમનું સ્વરૂપ લે તે ઇષ્ટ નથી. સાચો પ્રેમ પોતાના હક કબુલ કરવા તૈયાર હોવોજ જોઇએ તથા અમુક દાખલામાં પોતાની તૃપ્તિ જતી કરવા તત્પર હોવો જોઇએ.

માતા તરીકેની ફરજો સારી રીતે ન બજાવવા માટે શિક્ષા કરવાનો સિદ્ધાંત સ્વિટ્ઝર્લેંડમાં કબૂલ રાખવામાં આવ્યો છે. મિસ ઇડીથ સેલર્સ લખે છે કે "એક વખત શિક્ષા પામેલાના સ્વિસ સંસ્થાનમાં બહુજ સભ્ય દેખાવની સ્ત્રી મેં જોઇ. પોતાનાં બાળકોને સારી રીતે ન ઉછેરવા માંટે તેને આ જગાએ બે વર્ષ માટે મોકલવામાં આવી હતી. એ બાળકો ઉપર જોઇએ તેવો દાબ રાખતી ન હતી.×

આજનાં ઘણાં બાળકો વિમાર્ગે જઇ ખરાબ નાગરિકો થાય છે એનું કારણ એટલુંજ કે શરૂઆતમાં માતા તરફથી યોગ્ય શિક્ષણ મળ્યું હોતું નથી. ભવિષ્યની માતા જવાબદાર, સ્વમાનવાળી, સાધારણ ભણેલી હોવી જોઇએ. માનવ અસ્તિત્વનું મધ્યબિંદુ એજ છે. મનુષ્ય જાતિના ભવિષ્યનો આધાર એના ઉપરજ છે. નેપોલીઅને આટલાજ માટે માતાઓને શિક્ષણ આપવાનું કહ્યું છે. એક પ્રાથમિક શાળાના શિક્ષકને કોઇએ પૂછ્યું કે બાળકોને કેવી રીતે સુધારવાં, તેના જવાબમાં તેણે આટલાજ માટે કહ્યું કે "તેમનાં માબાપને ગોળીબ્હાર કરી મારી નાખવાં."+ માતૃત્વ જેવું શ્રેષ્ઠ અને અતિ અગત્યનું કાર્ય જાણે બહુજ સહેલું હોય તેમ એને રખડતું નાખવામાં આવ્યું છે એ એક ખાસ નોંધવા લાયક વાત છે. જો કે એમાં વડાઇ કશી લેવાની નથી. ખરૂં જોતાં એ માણસને માટે સૌથી વધારે મુશ્કેલ અને

---

× ઓક્ટોબર ૧૯૧૮ નું Nineteenth Century and After—"Boy and Girl War Products: Their Reconstruction પૃ. ૭૧૪.

+ ઓક્ટોબર ૧૯૧૮ના Nineteenth Century and After માં મિસ ઈડીથ સેલર્સે મૂકેલું અવતરણ. મિસિસ એસ. એ. બાર્નેટ પોતાના Widows with Children under Poor Law." (પૃ. ૭૧૨) માં પુઅર લૉ કમિશનરોના રીપોર્ટમાંથી જાણવાજોગ આંકડા મૂકે છે. માતાઓને ચાર વર્ગમાં વહેંચવામાં આવી છે—(૧) સારી; (૨) સાધારણ; (૩) બહુજ અસંતોષકારક એટલે અસ્વચ્છ અને રીતભાત વગરની; (૪) ખરાબ એટલે વ્યસની, અનીતિમાન, બાળકો પ્રત્યે જાણી જોઇને બેદરકાર રહેતી.

ગામડાઓમાં આવી માતાઓનું પ્રમાણ સેંકડે ૧૯ ટકા ત્રીજા વર્ગની અને ૬ ટકા ચોથા વર્ગની એમ હતું. "શહેરોમાં સ્થિતિ સામાન્ય રીતે બહુ જ ખરાબ હતી." શહેરના એક મંડળમાં ૧૮ ટકા ચોથા વર્ગની હતી બીજા એક મોટા મંડળમાં આ ભયંકર પ્રમાણ ૨૨ ટકા સુધી પહોંચ્યું હતું.

મહેનતનું કામ છે, કૉલરિજના નીચે લખેલા શબ્દો સદાકાળ સુધી સત્ય રહેશે—

"A mother is a mother still,
The holiest thing alive."÷



÷ "માતા તે હજી માતા જ છે, પૃથ્વી ઉપરની પવિત્રમાં પવિત્ર વસ્તુ છે."

# પ્રકરણ ૧૭ મું.

## બાળકોના હક.

" There is nothing so beautiful on earth as the smile of a child." —Anonymous.

આગલાં સર્વ પ્રકરણોમાં આપણે બાળકોનું સંરક્ષણ કરવાની આવશ્યકતા ઉપર ભાર મૂક્યો છે. એટલા માટે કે મોટાં થયે તેઓ મજબૂત અને તંદુરસ્ત પ્રજા થાય. આ જોતાં બાળકોના હક ઉપર એક ખાસ પ્રકરણ નકામું લાગશે. એક રીતે એ નકામુંજ છે. પરંતુ ખરા સ્ત્રીત્વપૂર્ણ સ્ત્રીસ્વાતંત્ર્યવાદ માટે બાળકોના દૃષ્ટિબિંદુથી દલીલો કરવાનું આ પ્રકરણમાં ફાવશે. ઘણાંખરાં બાળકોને જે અસહાયતા તથા દુઃખ વેઠવાં પડે છે તેના જેવી ગુંચવણભરેલી અને ખેદકારક વસ્તુ કોઇકજ હશે. અલેકઝાંડ્રીયાના કલેમંટે બાળકના જન્મ સમયના રૂદનનો જે અર્થ કર્યો છે તેમાં ઘણું સત્ય સમાયલું છેઃ " ઓ મા! શા માટે તું મને આ દુનિયામાં લાવી? એમાં તો જેમ જીંદગી લંબાય તેમ મૃત્યુની સમીપ જવાનું છે.........ઓ મા! જીવનનો પંથ ભયાનક છે. એના ઉપર દોડનારનું લક્ષબિંદુ મૃત્યુ છે. આપણે મુસાફરી કરીએ છીએ તે જીવનનો પંથ કડવો છે. એના ઉપર ચાલનારનું વિશ્રાંતિસ્થાન તે કબર છે." જન્મની ક્રિયામાંજ બાળક તદ્દન અસહાય છે. તેથી એને જન્મ આપવામાં જે જવાબદાર હોય તેમની જવાબદારી બમણી વધે છે. જે માબાપને બાળકોનો ખરો અનુભવ થયો હશે તે કબૂલ કરશે કે એ બહુ મોટી જવાબદારી છે અને બહુજ મહેનતનું કામ છેઃ જોકે એમાં ઘણો આનંદ પણ સમાયલોજ છે. જેઓ મોજમઝાના સ્વાર્થી વમળમાં એટલાં ડુબી ગયાં હોય કે દરેક બાળકને કંટાળારૂપ ગણે તેમને એ આનંદની કયાંથી ખબર પડે?

બાળકોના જુદા જુદા રોગો, તેમને ખોરાક આપવામાં રાખવી જોઇતી નિયમિતતા અને સંભાળ, તથા સૌથી મુશ્કેલ પ્રશ્ન-બાળકને બને તેટલી તંદુરસ્તી, સારો ઉછેર અને નીતિ સાથે મોટું કરવું એ બધા ઉપર અત્યારે વિવેચન કરવાની જરૂર નથી. કોઇ પણ ધંધા કરતાં એ કામ વધારે સખત છે. કારણ કે એના નિયમિત કલાક હોતા નથી, રાત અને દિવસમાં એમાં ફેર નથી. એટલા માટેજ માતૃત્વ એ દિવસના થોડા ભાગમાં થઇ શકે એવું કામ નથી. એને તો આખા દિવસની જરૂર છે. સ્ત્રીઓ ઉદ્યોગો તથા ધંધાઓમાં જોડાયાનો આખો ઇતિહાસ તપાસીશું તો જણાશે કે જ્યાં જ્યાં સ્ત્રીઓ સગર્ભાવસ્થામાં અથવા બાળક ધાવતું હોય ત્યારે કામે જાય છે ત્યાં બાળમરણનું પ્રમાણું બહુજ મોટું હોય છે. નૉર્ધેમ્પટન, હૅલીફૅક્સ, બર્નલી, બ્લૅકબર્ન, ડર્બી, લેસ્ટર, બ્રૅડફર્ડ, ઓલ્ડહામ, હડર્સ-ફીલ્ડ અને બોલ્ટન જેવાં ઔદ્યોગિક શહેરોમાં પરણેલી સ્ત્રીઓ ઘણાજ મોટા પ્રમાણમાં કારખાનાંઓમાં કામ કરે છે. ત્યાં ૧૮૮૧ અને ૧૯૦૧ ની વચ્ચે જન્મપ્રમાણમાં જે ઘટાડો થયો છે તે બહુજ આશ્ચર્યકારક છે. ખાણોના પ્રદેશમાં સ્ત્રીઓ કામે બહુ જતી નથી; ત્યાં જન્મપ્રમાણ પહેલાં જેટલુંજ ઉંચું રહ્યું છે.* મિસ ટેનન્ટે Woman in Industry from Seven Points of View માં પોતાના નિબંધના પહેલા પરિશિષ્ટમાં સ્ત્રીઓ પાસે ઔદ્યોગિક કારખાનાંમાં કામ કરાવવાથી કેવાં માઠાં પરિણામ થાય છે તે વિષે પ્રમાણભૂત વ્યક્તિઓના અભિપ્રાય એકઠા કરી મોટી સેવા બજાવી

*વેટહામ કૃત The Family and the Nation પૃ. ૧૯૯-૨૦૦. મિસ મે ટેનન્ટ Woman in Industry from Seven Points of View માં કહે છે કે "લગભગ પચાસ વર્ષ ઉપર બાળમરણ અને માતાઓની ઔદ્યોગિક પ્રવૃત્તિ વચ્ચે ગાઢ સંબંધ બંધાયો. લગભગ પચાસ વર્ષ ઉપર એમ બતાવાયું હતું કે જે પ્રથા નાના બાળક ઉપર બહુજ જલદી અસર કરતી તે મોટાં બાળકો ઉપર જરા ધીમે છતાં બહુજ ક્રૂરતાથી અસર કરતી. કદાચ સૌથી વધારે ખરાબ અસર તો માતા ઉપર થતી."

છે. પરિશિષ્ટ બીજામાં બતાવ્યું છે કે જે બાળકોને માતાના દૂધનો લાભ નથી મળતો તેમને વ્યાધિ અને મરણનો ભય કેટલો બધો વધારે છે. પરિશિષ્ટ ત્રીજામાં બતાવ્યું છે કે માતાએ બાળકને પોતાનું દૂધ આપવું અને કારખાનામાં કામ કરવું એ બે સાથે બની શકે તેમ છેજ નહિ.

સ્ત્રીઓ અને બાળકો કારખાનાંમાં કામ કરવા જોડાયાં તેનો ઇતિહાસ તે યુરોપ અને અમેરિકામાં એક કાળું પ્રકરણ છે. "રશિયામાં સાદડી વણવાના ઉદ્યોગમાં ત્રણ ચાર વર્ષનાં બાળકો પણ કામ કરતાં નજરે પડે છે. દસ વર્ષની અંદરનાં સંખ્યાબંધ બાળકો રોજના અરાઢ કલાક કામ કરે છે."+ હાલના જમાનામાં અલબત્ત પરિસ્થિતિ સુધરી છે. સ્ત્રીઓ અને બાળકો પાસે કારખાનાંમાં કામ કરાવવાના મૂળથીજ ખોટા સિદ્ધાંત ઉપર કારખાનાંના કાયદાઓને લીધે કાંઇક સભ્યતાનો પટ આવ્યો છે. માતૃત્વને ઔદ્યોગિક પ્રવૃત્તિથી તદ્દન છુટું પડવાનું હજી આપણે શીખવાનું છે. મનુષ્યજાતિના હિત ખાતર એ દિવસ આવવોજ જોઇએ. ધનિકો અને ઉદ્યોગ-નેતાઓની સગવડ ખાતર જે પ્રજા માતૃત્વનો ભોગ આપે છે તેને ધિક્કાર છે.

કેટલાંક સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ સ્ત્રીના કારખાનાંમાં કામ કરવાના હકને હઠથી વળગી રહે છે અને છતાં માતૃત્વની આવશ્યકતા તેમને કબૂલ રાખવી પડે છે. તેઓ આ બેને સાથે રાખવાનું શક્ય કરવા માટે એમ સૂચના કરે છે કે બાળકોનું રક્ષણ રાજ્ય તરફથી થવું જોઇએ. એનો અર્થ એ કે નિષ્ણાત રક્ષકોના હાથ નીચે વિશાળ બાળગૃહો રાખવાં. એવાં બાળકોનું સંગોપન કેવું નીરસ, આત્મરહિત થાય તેની આપણે કલ્પના કરી શકીએ તેમ છે. પરંતુ એ વ્યવસ્થામાં સૌથી ખરાબ તો એ છે કે માતા અને બાળકોને એ વિખૂટાં પાડે છે. માતાનું દૂધ, માતાની સંભાળ, માતાનો પ્રેમ જતાં રહે છે અને તેને

+ એલન કી કૃત The Century of the Child. પૃ. ૩૨૫.

બદલે ભાડુતી નર્સો આવે છે. એમને સોંપેલાં બાળકોના ભવિષ્ય માટે એમને બીલકુલ દરકાર હોતી નથી.

મિ. ટૉમસ હાર્ડીની નવલકથામાં જ્યુડ સુને કહે છે તેમાં સત્યાભાસ છે. "પિતૃત્વનો હલકો પ્રશ્ન, એ આખર કરેને શું છે? વિચાર કરીએ તો બાળક લોહીથી આપણું પોતાનું છે કે નહિ તેમાં મહત્વનું શું? આપણા સમયનાં બધાંજ બાળકો સામટાં આપણા મોટી ઉમરનાં માણસોનાં કહેવાય અને આપણી સામાન્ય સંભાળમાં એમને સોંપેલાં છે. માબાપને પોતાનાં બાળકો માટે જે અસંત લાગણી હોય છે તથા બીજાનાં બાળકો પ્રત્યે અણગમો હોય છે તે વર્ણભેદ, દેશભક્તિ, પોતાનોજ આત્મા રક્ષવાની ઇચ્છા અને એવાં બીજાં લક્ષણો જેવુંજ છે; અંદરખાનેથી એ બધાં પેઠે એમાં પણ નીચ એકલપેટાપણું રહેલું છે." ×આ ભાવનામાં ખરેજ પરોપકાર બુદ્ધિ સમાયલી છે. કેટલાંક છૂટાંછવાયાં સ્ત્રી પુરૂષો એવાં નીકળે પણ ખરાં કે આટલી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરે. પરંતુ સાધારણ રીતે તો માબાપને પોતાનાં બાળકો મધુર, કદરૂપાં હોય તોએ સુંદર લાગેજ. બીજાં બાળકો કરતાં પોતાનાં બાળકો પ્રત્યે સહસ્ત્રગણો વધારે પ્રેમ હોય જ. માતાનો પ્રેમ આ પ્રમાણે વધારવામાં કુદરતે ડહાપણ વાપર્યું છે. એથી એટલી ખાત્રી રહે છે કે કોઇ પણ બાળક તદ્દન રખડી જશે નહિ. કુદરતની આ યોજના એકંદરે સફળ નીવડી છે. આજે માતાને બદલે વિશાળ બાળગૃહો તથા તેમાં નિષ્ણાત બાળરક્ષકોની સૂચના કરવામાં આવે છે. તે યોજનાનો કોઇને અનુભવ નથી. એ સૂચના પ્રમાણે વર્તવું તે ભયંકર પ્રયોગ અજમાવવા જેવું છે. મનુષ્ય જાતિની માનવતા ઉરાડી દે એટલો એ પ્રયોગ ભયંકર છે. અને એટલું બધું કરવાની જરૂર શી છે? સ્વાતંત્ર્યની ધૂન ખાતર અથવા અસ્પષ્ટ જણાતી પરોપકારવૃત્તિ ખાતર માતૃત્વનો ભોગ આપવો તે મનુષ્યજાતિનો મોટામાં મોટો ગુન્હો છે.

---

× હાર્ડીકૃત Jude the Obscure.

સ્ત્રીઓમાં સ્વમાનની લાગણી વધતી જાય છે એ આપણા જમાનાનું એક બહુજ શુભ ચિહ્ન છે. એથી નીતિનું ધોરણ ઉંચું થાય છે અને તેથી બાળકોના નૈતિક વિકાસ ઉપર અસર થશેજ. બાળકોના દૃષ્ટિબિંદુથી રાજ્યની એ ફરજ છે કે દરેક બાળકને માતાના પ્રેમ અને સંગોપનનો પૂરેપૂરો લાભ મળે છે કે નહિ તેની તપાસ રાખવી. મરજીમાં આવે તેમ કરવાના સ્ત્રીના કહેવાતા હક ઉપર એથી અંકુશ મૂકાય તેમાં બીલકુલ હરકત નથી. જ્યાં જરૂર હોય ત્યાં કુટું-બોને માતૃત્વનું સાલીઆણું આપી બાળકો પ્રત્યેની ફરજમાં મદદ કરે તો હરકત નથી–એવી મદદ કરવીજ જોઇએ. સ્વાર્થી, કાળાં ધોળાં કરતા કારખાનાંના માલીકો બાળકોને નીચોવી પૈસા ઉત્પન્ન કરે એવા બધાજ રસ્તા રાજ્ય તરફથી સદંતર બંધ થવા જોઇએ. બાળકોને કેળવણીનો લાભ મળે એવી સગવડ રાજ્યે કરી આપવી જોઇએ, જેથી તેઓ રાજ્યભક્ત, કાયદા પ્રમાણે વર્તનાર અને નૈતિક પ્રગતિવાળા નાગરિકો બને. બાળકો આનોજ પોકાર કરી રહ્યાં છે. મનુષ્ય જાતિનું ભવિષ્ય આ પોકાર સાંભળવાની આજ્ઞા કરે છે. આપણા જમાનાની જાગ્રતિ આમાંજ સમાયલી છે. અને એલન કીના શબ્દો “ બાળકોનો યુગ ” આથીજ સાર્થક થાય છે.



# પ્રકરણ ૧૮ મું.

## પૂર્વના દેશોનું સ્ત્રીત્વ.

"Have you really, really understood the sadness of life to us? Have you felt what a crime it is to rouse sleeping souls, and then crush them if they try to soar; what a shame it is to reduce women to the passiveness of mere chattels? Tell them, Andre, that our lives are smothered in sand, are one long death."— Pierre Loti's Disenchanted".

મોં. પીઅરી લોતીના આ શબ્દો પૂર્વના દેશોની સ્ત્રીઓનું સામાન્ય વલણ રજુ કરે છે એમ કહેવું તે યોગ્ય નથી. પરંતુ જે થોડી સ્ત્રીઓ ઉપર પાશ્ચાત્ય અસર થઇ છે તેમનું વલણ તો એ શબ્દો રજુ કરેછે જ. સંકુચિત ભાવનાઓ તેમને હલકાં ગણે છે તે એ સ્ત્રીઓને બહુજ દુઃખકર લાગે છે. પૂર્વની ઘણીખરી સ્ત્રીઓને કેળવણીથી વિમુખ રાખવામાં આવે છે અને ઘરની દીવાલોમાં તેઓ પૂરાઈ રહે છે. તેમનો બહુજ મોટો સમૂહ સ્ત્રીસ્વાતંત્ર્યની હીલચાલથી કેવળ અજ્ઞાન છે અને તેથી પુરૂષોની ગુલામગીરી ઉઠાવે છે. પતિ કે પિતાને નારાજ કરી પોતાના હક સિદ્ધ કરવા એનો ખ્યાલ માત્રજ તેમને અરૂચિકર લાગે છે. પરંતુ આ પરિસ્થિતિ ધીમે ધીમે બદલાય છે. વરાળયંત્ર અને વીજળીથી પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનું મોટું અંતર કપાઇ ગયું છે. પશ્ચિમના આગળ પડતા વિચારો ધીમે ધીમે પૂર્વની ઘુંઘટથી ઢંકાયલી સ્ત્રીઓ સમીપ પણ આવે છે. આ પ્રમાણે છેલ્લા થોડા દસકામાં હિંદુસ્તાન અને જાપાનમાં સ્ત્રી ગ્રેજ્યુએટો, સ્ત્રી દાક્તરો, સ્ત્રી પત્રકારો તથા સ્ત્રી લેખકો ઉત્પન્ન થઇ છે.

ભૂતકાળની જડ કરી નાખતી અસરમાંથી પોતાની બ્હેનોને ઉદ્ધારવાનો તેઓ પ્રયત્ન કરે છે. અને બધું જોતાં લાગે છે કે સમય જતાં એમનો પ્રયત્ન સફળ થશેંજ. પરંતુ પશ્ચિમનો સ્ત્રીસ્વાતંત્ર્યવાદ હજી બહુ દૂર છે. પૂર્વના દેશોની સ્ત્રીઓનો વિસ્તૃત પુનરૂદ્ધાર થાય તે પહેલાં પુરૂષના મનમાં દૃઢ થએલો પોતાનાં ચઢીઆતાપણાનો ખ્યાલ ઘણી મહેનતે નિર્મૂળ કરવો પડશે.

આટલાંજ માટે હિંદુ, મુસલમાન અને પારસી સ્ત્રીઓની પદવીનું અવલોકન કરવાનો વિચાર છે. હિંદુસ્તાનમાં તો સ્ત્રીસ્વાતંત્ર્યની પહેલ પારસીઓએ કરી છે. પરંતુ આપણે આગળ જોઇશું તેમ એમની અસર સર્વત્ર સારી નથી થઇ. હિંદુ સ્ત્રીઓનો વિકાસ જ્ઞાતિબંધન અને રૂઢિઓને લીધે કચરાઇ ગયો છે. અને છતાં વિપરીત તો એ છે કે જ્ઞાતિઓને મુખ્ય ટેકો અજ્ઞાન સ્ત્રીઓનોજ છે. મુસલમાન સ્ત્રીઓની પ્રગતિ કુરાનના વધારે ડહાપણભર્યા આદેશો મુજબ થાય છે. એ આદેશોને સ્ત્રીસ્વાતંત્ર્યવાદને અનુસરતા કરવાનું અનુકૂળ છે.

## હિંદુ સ્ત્રીઓ.

મહાન્ સ્મૃતિકાર મનુએ કરેલી આજ્ઞાઓ અનુસાર હિંદુઓના સામાજિક જીવનની ઘટના રચવામાં આવી છે. કાયદાના પ્રદેશમાં મનુના ધારાઓ મનુષ્ય હૃદયના બધા ફાંટા રજુ કરે છે. છેલ્લાં બે હઝાર વર્ષમાં હિંદુસ્તાનમાં સામ્રાજ્યો સ્થપાયાં અને નાશ પામ્યાં. પરંતુ હિંદનાં કરોડો મનુષ્યો ઉપરની મનુસ્મૃતિની સત્તા ગઇ નથી. હિંદુ ધર્મને એણે સ્થિરતા આપી છે. બીજા કશાથી એ સત્તા ટકી રહી ન હોત. એની ઉપયોગિતા એજ એની કઠોરતાની ઉત્પાદક બની છે. અત્યારે હિંદુ સમાજમાં સારૂં કે નરસું જે કાંઈ છે તેનું મૂળ મનુસ્મૃતિમાં છે. સ્ત્રીઓ માટેના એના વિચારો પરસ્પરવિરોધિ છે. "સ્ત્રીઓ જ્યાં સન્માન પામે છે ત્યાં દેવો પ્રસન્ન રહે છે. જ્યાં

તેઓ સન્માન નથી પામતી ત્યાં સર્વ ક્રિયાઓ નિષ્ફળ જાય છે." (અ. ૩. શ્લો. ૫૬) આવી જાતના ફકરા વાંચતાં એમ લાગે કે હિંદુ સમાજમાં સ્ત્રીઓને પૃથ્વી ઉપરની સાક્ષાત્ દેવીઓ ગણવામાં આવતી હશે. પરંતુ બીજા કેટલાક ભાગમાં મનુની સ્ત્રીઓ પ્રત્યેની જડમૂળ ઘાલી બેઠેલી શંકાશીલ દૃષ્ટિ પણ જણાય છે. દાખલા તરીકે અધ્યાય ૫, શ્લોક ૧૪૭–૮, તથા અધ્યાય ૯, શ્લોક ૩, ઇત્યાદિ. ત્યાં એમ સ્પષ્ટ જણાવ્યું છે કે જીવનના દરેક કાળમાં સ્ત્રીએ કોઇ પુરૂષને આધીન રહેવું–પછી તે પિતા હોય, પતિ હોય કે પુત્રો હોય, પણ કદિ પણ સ્વતંત્ર રહેવું નહિં.

પુરૂષના વ્યક્તિત્વમાં સ્ત્રીનું વ્યક્તિત્વ તદ્દન ઘુંદાઇ, કચરાઇ જાય છે. સારી સ્ત્રીએ પતિને "દેવ" ગણી પૂજવાની આજ્ઞા મનુસ્મૃતિમાં કરી છે, પછી પતિ ભલે "અનીતિમાન્, વ્યભિચારી, ગુણરહિત" હોય. (અ. ૧૦, શ્લોક ૧૫૪). અધ્યાય ૫, શ્લોક ૧૫૫ માં લખ્યું છે કે "સ્ત્રીઓ માટે બીજો કોઇ યજ્ઞ નથી, બીજું કોઇ વ્રત નથી, ઉપવાસ નથી; જો સ્ત્રી પતિની આજ્ઞા માને તો તેને મોક્ષ મળે છે." અધ્યાય ૭, શ્લોક ૧૪૯ માં રાજાને સ્ત્રીઓ આગળ મંત્રણા કરવાની મના કરી છે કારણકે તેઓ ગુપ્ત રહસ્ય ફોડી દે એવી હોય છે. સમાજની આવી સ્થિતિમાં કુદરતી રીતેજ એમ ગણાયું કે આજ્ઞાધીનતા અને શીલવ્રત એજ સ્ત્રીના શ્રેષ્ઠ સદ્‌ગુણો છે. મહાકાવ્યોમાં વર્ણવેલી સતીઓ સીતા, દ્રૌપદી, સાવિત્રી ઇત્યાદિએ જે શીલવ્રત અને સંપૂર્ણ આત્મત્યાગનો આદર્શ રજુ કર્યો છે તેનો પ્રભાવ હજીએ હિંદુ સ્ત્રીઓ ઉપર છે. હિંદુ સમાજના કઠોરમાં કઠોર ટીકાકારને પણ હિંદુ સ્ત્રીની પતિભક્તિ અને ગૃહ પ્રત્યેની આસક્તિ માટે પૂજ્ય ભાવ ઉત્પન્ન થયા વિના રહે નહિ.

એટલું પણ કહેવું જોઇએ કે સ્ત્રીની પતિપરાયણતાનો પુરૂષે બદલો વાળવો જોઇએ એમ મનુએ કહ્યું છે. "પરસ્પર પરાયણતા હોવી જોઇએ અને તેનો અંત (માત્ર) મૃત્યુથીજ આવે. ટુંકામાં

આજ સ્ત્રી પુરૂષનો ઉંચામાં ઉંચો ધર્મ છે." (અ. ૯, શ્લો. ૧૦૧).×

પરંતુ આ આદર્શની વ્યાવહારિક ઉપયોગિતા કાંઇજ નથી. કારણકે પુરૂષને એકથી વધારે પત્ની કરવાની છુટ આપી છે, સ્ત્રીની વ્યક્તિ અને ઇચ્છા ઉપર પુરૂષને સંપૂર્ણ હક આપેલો છે. સ્ત્રી, પુત્ર અને ગુલામ પાસે કાંઈ મીલ્કત હોતી નથી એમ જણાવ્યું છે. "જે કાંઇ મીલ્કત તેઓ પ્રાપ્ત કરે તે તેમના માલીકની છે." (અ. ૮, શ્લો. ૪૧૬) છતાં પાછળથી એક પ્રકરણમાં (અ. ૯, શ્લો. ૧૯૪) અમુક દાખલામાં સ્ત્રીનો મીલ્કત ઉપરનો હક કાયમ રાખ્યો છે. આજે પણ સ્ત્રીધન ઉપર સ્ત્રીનોજ હક રહે છે. પુરૂષને એની દેખરેખનો હક છે અને એ ધનનો ઉપયોગ કરતા પહેલાં સ્ત્રીએ પુરૂષની સંમતિ મેળવવી જોઇએ. (અ. ૯, શ્લો. ૧૯૯).

આટલે સુધી તો હિંદુઓનું સ્ત્રી પ્રત્યેનું વર્તન દુનિયાના બીજા ભાગોમાં છે અથવા હતું–તેના જેવુંજ લગભગ છે: પરસ્પર પરાયણતા ઉપર સિદ્ધાંતમાં ભાર મૂકાય છે પરંતુ આચારમાં પુરૂષ એ પાળતો નથી; સ્ત્રીને પૂરી રાખવાથી એની પવિત્રતા જળવાય છે એવી માન્યતા છે. સ્ત્રીને અજ્ઞાન રાખી અધમ દશામાં રાખવી અને એને પરતંત્રતાની પામર સ્થિતિમાં મૂકવી, એ યોગ્ય ગણાય છે. છતાં એક વાતમાં હિંદુઓની સ્ત્રી પ્રત્યેની માનવૃત્તિ સમસ્ત જગત્‌માં અપ્રતિમ છે અને તે માતૃત્વ પ્રત્યેની પૂજ્ય બુદ્ધિ. અધ્યાય ૨, શ્લોક ૧૪૫ માં મનુ પૂર્વના દેશોની છટાથી કહે છે કે "શિક્ષક દસ ઉપશિક્ષકો કરતાં વધારે પૂજ્ય છે; પિતા સો શિક્ષક કરતાં વધારે પૂજ્ય છે, પરંતુ માતા હઝાર

---

× પુરૂષનો ધર્મ સ્ત્રીના મૃત્યુથી સમાપ્ત થાય છે કારણકે એક ઠેકાણે જણાવ્યું છે કે "આવી પતિપરાયણ સ્ત્રી મૃત્યુ પામે ત્યારે તેને અગ્નિ સંસ્કાર કર્યા પછી પતિએ બીજી વખત લગ્ન કરવું." ઘરમાં શબ પડયું હોય ત્યાં સુધી લગ્ન ન કરવાની સભ્યતા બતાવવી! પણ સ્ત્રીને માટે તો પતિના મૃત્યુ પછી પણ આ લોક અને પરલોકમાં પતિનું નિરંતર રટણ એજ મુક્તિ ગણી છે! (અનુવાદક.)

પિતા કરતાં વધારે પૂજ્ય છે." આટલા સૈકા થયાં હિંદુઓની માતૃપૂજા ઓછી થઇ નથી. સામાન્ય રીતે સ્ત્રીજાતિનો હિંદુ પુરૂષ તિરસ્કાર કરે, પુત્રી પ્રત્યે બહુ થોડો પ્રેમ બતાવે, પત્ની પ્રત્યે ઘણી થોડી માનવૃત્તિ અથવા અતડાપણું રાખે; હીચકારો, ઉદ્ધત બની પત્નીને મારપીટ પણ કરે ખરો—પરંતુ પોતાની માતા સમક્ષ એ બકરી જેવો થઇ જાય છે. એને નારાજ કરવાના ભયથી પોતાના શ્રેષ્ટ આદર્શોનો ભોગ આપે છે. મરાઠા સત્તાના સ્થાપક, છેલ્લાં હઝાર વર્ષમાં થએલા મહાન્માં મહાન્ હિંદુ નેતા, શિવાજીનો બધો ઉત્સાહ એની માતા જીજીબાઇની પ્રેરણાને આભારી હતો, એ હંમેશાં માતાનો આશીર્વાદ લઇને જ પ્રત્યેક કાર્ય કરતો. હિંદુધર્મના ઇતિહાસમાં માતાની મહત્તા મોટા અક્ષરે લખી છે.× પરંતુ એટલું પણ કબૂલ કરવું પડશે કે હિંદની હાલની અધમ સ્થિતિ ઘણે અંશે માતાની સત્તાને લીધેજ છે. અજ્ઞાનથી એની રૂઢિચુસ્તતા, પોષાય છે. હિંદુ સમાજે સ્થિતિસ્થાપક્તા, કાલ સાથે ગતિ કરવાની આકાંક્ષા ખોયાં છે. વર્ષો થયાં સંસાર સુધારો ઘણે ભાગે તો સભાઓ ગજવવા પુરતો અને મોટા મોટા ઠરાવો પુરતો જ થયો છે. સુધારાના ચુસ્ત હિમાયતીઓને પણ રૂઢિ અનુસાર સાંકડો માર્ગ ગ્રહણ કરવો પડયો છે કારણકે એમની માતા પોતાનો મત ફેરવતી નહિ. અત્યાર સુધી માતાની સત્તા હિંદના રાજકીય હિતમાં વિઘ્નકર્તા થઇ છે. પરંતુ નિરાશ થવાની જરૂર નથી. કેળવણીના પ્રચાર સાથે જુની દૃષ્ટિ બદલાશે જ. સ્ત્રીની જે સત્તા હિંદમાં

× પ્રો. વાડીયાએ હિંદુ માતાના મહત્વ વિષે આટલું લંબાણથી લખ્યું છે તે સર્વ માત્ર ગૃહિણીપદ પામેલી આખા કુટુંબ ઉપર રાજ્ય કરતી માતાને જ લાગુ પડે છે. વડીલોના તાબામાં રહેતી વહુની સ્થિતિમાં હોય એવી માતાની કાંઇજ કિંમત નથી. એને કોઇ 'માતા' તરીકે ગણતું જ નથી. એનાં પોતાનાં બાળકો એને 'વહુ' કે 'ભાભી' કહે છે અને એની અવગણના કરે છે! ઘરનાં વડીલો જ એ અવગણના કરતાં શીખવે છે. બાળક માતાને ગાળો દે કે મારે તે જોઇ વડીલો પ્રસન્ન થાય છે અને બાળકને શાબાશી આપે છે! (અનુવાદક).

સ્વતંત્ર વિચારોને વિઘ્નરૂપ થઇ છે તે જ હિંદનો પુનરૂદ્ધાર કરવામાં મુખ્ય સાધન બનશે. હિંદુસ્તાનમાં બધા સુધારાનું મૂળ સ્ત્રીકેળવણી છે. એ આવે નહિ ત્યાં સુધી હિંદ એક જર્જરિત દેશ તરીકે ઘસડાતો ચાલશે, પોતાની પ્રબળ સંસ્કૃતિ સમક્ષ જગત્ મૂક પૂજ્યભાવથી નમન કરશે એવી વ્યર્થ આશા રાખશે પરંતુ વિવિધ પ્રજાઓના આધુનિક પરસ્પર સુવ્યવહારમાં પોતાની પદવી સ્થાપિત કરવામાં એને બીલકુલ ઉત્સાહ નથી.

સ્ત્રીસ્વાતંત્ર્યના પાશ્ચાત્ય આદર્શો હિંદની ભાવનાથી તદ્દન જુદા છે. હિંદી સ્ત્રીઓ ઉપર એ આદર્શો પોતાનું સંપૂર્ણ રાજ્ય જમાવે એ ઇષ્ટ પણ નથી. પરંતુ એ દિશામાં સ્ત્રીસ્વાતંત્ર્યવાદે કામ કરવું જોઇએ અને વિજય મેળવવો જોઇએ-બાળલગ્ન તદ્દન અટકાવવાં જોઇએ તથા વિધવાના પુનર્લગ્ન સામેનો અનિષ્ટ પ્રતિબંધ દૂર કરવો જોઇએ.

(૧) બાળલગ્ન—હિંદુ પ્રજાનો હિંદ તે લગ્નના રીવાજોનું સંગ્રહ. સ્થાન છે. કોઈ સામાન્ય નિયમ આખી પ્રજાને લાગુ પડતો નથી. ઘણી જ્ઞાતિઓમાં યુવાવસ્થા પ્રાપ્ત થયા પછી લગ્ન કરવાનો રીવાજ છે. પરંતુ સાધારણ રીતે તો-ખાસ કરીને કન્યાઓના સંબંધમાં, યુવાવસ્થા પ્રાપ્ત થયા પહેલાં જ લગ્ન કરવાનો રીવાજ છે. આવાં લગ્નના બે મોટા ગેરલાભ છે. પોતાની સંમતિ સિવાય બે વ્યક્તિઓ જીવન પર્યંતનો સંબંધ બાંધે છે-હિંદુઓમાં લગ્નભંગ થઇ શકતો નથી-પરિણામે ઘણીવાર બહુ દુઃખ ઉત્પન્ન થાય છે-ખાસ કરીને જે દાખલામાં બહુ સૌંદર્યવતી કે બુદ્ધિમાન્ કંન્યાનું પાનું પોતાનાથી બહુજ ઉતરતા પુરૂષ સાથે પડે છે તેમાં. હાલંના જમાનામાં કેળવાયલી સ્ત્રી-ઘણીવાર ગ્રેજ્યુએટને પોતાના પતિથી અસંતોષ હોય એવું જોવામાં આવે છે. એ પતિને માટે એને નથી પ્રેમ હોતો કે નથી માન હોતું. પોતાની ઇચ્છા દર્શાવી શકે તે પહેલાં એની સાથે લગ્ન થઇ ગયું

હોય છે.* ઘણાએ પતિઓ ફરજીયાત વેઠવી પડતી પત્ની માટે અફ· સોસ કરે છે. જો એનું પોતાનું ચાલ્યું હોત તો એ સ્ત્રી સાથે કદિપણ લગ્ન કરત નહિ.

બાળલગ્નના હિમાયતીઓ કહે છે કે એવાં લગ્નથી એની મેળે જ પરસ્પર પ્રેમ ઉત્પન્ન થાય છે. ઘડી શકાય એવા બે કુમળા આ- ત્માઓને અન્યોન્યને અનુકૂળ થવાની તક એમાં મળે છે. મોટાં થયા પછી, ચારિત્ર્ય તથા વિચારો દૃઢ થયા પછી અન્યોન્યને અનુકૂળ થવું મુશ્કેલ પડે છે. તેઓ અત્યાનંદથી એમ પણ દર્શાવે છે કે ભૂતકાળમાં એવાં બાળલગ્નો ખરા દંપતીસુખથી પરિપૂર્ણ નીવડયાં છે. અને હિંદુ દંપતીનો પ્રેમ તે હિંદુ સંસારનું સર્વથી સુખી લક્ષણ છે. એકંદરે આ મત ખરો છે એની કોઇ ના કહી શકે જ નહિ. પરંતુ આપણા મુખ્ય વિવેચન ઉપર એનાથી અસર થતી નથી. ભૂતકાળમાં વિરલ અપવાદ બાદ કરતાં ઘણે ભાગે સ્ત્રીઓને અજ્ઞાન અને પડદામાં રાખ- વામાં આવતી. સ્ત્રીની દૃષ્ટિમર્યાદા ચારે તરફથી સાસરાનો કુટુંબમાં ઘેરાયલી રહેતી. જેવી સ્થિતિ હોય તેનાથી એ સંતોષ માનતી. મનુના સિદ્ધાંતોમાં ઉછરેલો પુરૂષ ઘરરખુ, મર્યાદિત ભાવોવાળી સ્ત્રીથી સંતોષ પામતો. વિવિધ પ્રકારનાં કળાકૌશલ્યની ખામી તેને કદિ સાલતી નહિ. વળી જે સમાજ બહુસ્ત્રીના રીવાજને કાયદેસર ઠરાવે છે અને રખાતો રાખવામાં ઉત્તેજન ન આપે તો તેને ચલાવી તો લે છે જ ત્યાં પુરૂષ પોતાના જે શોખની સ્ત્રીમાં ખામી હોય તેની તૃપ્તિ અન્યત્ર ખુશીથી સાધે છે. પરંતુ પુરૂષે રચેલા કાયદાના, પુરૂષની માની લીધેલી શ્રેષ્ઠતાના દિવસો બદલાયા છે. હિંદુ સ્ત્રીઓમાં વિકાસ પામતી જતી સ્વમાનની ભાવના આગળ પતિને પ્રભુ ગણવાની રૂઢિ બહુ દિવસ

* આ કથનમાં સત્ય નથી. કેળવાયલી સ્ત્રીઓનાં લગ્ન મોટી ઉમ્મરે થાય છે એટલે એમને જેને માટે માન અને પ્રેમ હોય છે તેની જ સાથે લગ્ન થાય છે. બાલ્યાવસ્થામાં પરણેલી સ્ત્રીઓ કવચિત જ ઉંચી કેળવણી લેવા ભાગ્યશાળી થાય છે. ( અનુવાદક ).

ટકી શકે તેમ નથી. પુરૂષો અને સ્ત્રીઓની સરખી પાશ્ચાત્ય કેળવણીથી દંપતીસુખ વિષે નવા વિચારો આવતા જાય છે. આ વિચારો બાળલગ્નથી ભંગ થાય છે.

પરંતુ બાળલગ્નનું વિશેષ અનિષ્ટ પરિણામ તો બહુ વ્હેલું માતૃપદ પ્રાપ્ત થાય છે તે છે. ચૌદ વર્ષની હિંદુ કન્યા માતા થએલી હોય છે. એના અણુવિકસ્યા શરીરને એથી બહુજ શ્રમ પહોંચે છે. સમાજની આ મોટી (માતાની) પદવીને માનસિક રીતે પણ એટલી ઉમ્મરે એ લાયક હોઇ શકે નહિ. એની કેળવણી ટુંકીજ હોય છે. એનો માનસિક વિકાસ અકાળેજ કરમાઇ જાય છે. અજ્ઞાન અને વ્હેમની મૂર્તિ એ બની રહે છે. કોઇ કોઇ સ્થળે એવી વીરતાની પ્રતિમાઓ જડે છે કે જે માતૃત્વનો બોજો સહન કરવા સાથે પોતાનો વિદ્યાભ્યાસ ચાલુ રાખે છે. પરંતુ કરોડોની હિંદની વસ્તીમાં એવા અપવાદ એટલા બધા થોડા પ્રમાણમાં હોય છે કે એને ગણનામાં લઇ શકાય નહિ. હિંદુ કન્યાના શરીરનું બંધારણ હોવું જોઇએ તેવું મજબૂત નથી. નિર્બળ બાળકોને જન્મ આપતી નિર્બળ માતાઓ પ્રજાને શારીરિક અવનતિને પથે લઇ જાય છે.

ઘણાખરા કેળવાયલા હિંદીઓને આ અનિષ્ટ રીવાજ બંધ કરવાની આવશ્યકતા લાગે છે તેમાં નવાઇ જેવું કાંઇજ નથી. એમાંનો મોટો ભાગ જે સિદ્ધાંતોનો પોતે ઉપદેશ કરે છે તેને વ્યવહારમાં મૂકતો નથી. કારણકે તેઓ અજ્ઞાન માતા તથા પત્નીના બંધનમાં હોય છે. અને તેમને લાગે છે કે કુંવારી કન્યાને યુવાવસ્થા પ્રાપ્ત થઇ તો પછી એને માટે યોગ્ય વર મેળવવાનું બહુજ મુશ્કેલ પડશે. છતાંએ આ રીવાજની અનિષ્ટતા વિષે સૌને લાગે છે એટલું પણ બસ છે. થોડી વધતી કેળવાયલી માતાઓની એક બે પેઢી આવશે એટલે મોટી ઉમ્મરે લગ્ન કરવાનું અશક્ય નહિજ થાય. એવો પણ દિવસ કદાચ આવશે કે વરની પસંદગી કરવામાં કન્યાની ઇચ્છા એજ

મુખ્ય ગણાશે અને ઓછામાં ઓછાં અરાઢ કે વીસ વર્ષની ઉમ્મર સુધી એ માતા નહિ થાય. એ ઉમ્મરે કન્યાનો શારીરિક વિકાસ સંપૂર્ણ થએલો હોય એટલે તે વેદ અને મહાભારતના પુરાતન કાળની સુખી ભાવનાઓ પુનઃ સ્થાપિત કરશે.

સર્વ કોઇ કબૂલ કરે છે કે પ્રાચીન સમયમાં હિંદી સ્ત્રીઓ વધારે સ્વતંત્ર હતી. તે સ્વતંત્રપણે બધે ફરતી, પોતાની મેળે વર પસંદ કરતી+ અને વાદવિવાદમાં ભાગ લેતી. સીતાં અને દ્રૌપદી જનાનામાં પૂરાઇ રહેતાં ન હતાં. દેવીઓને જે માન અપાતું તે ઉપરથી કલ્પના કરી શકાય છે કે સ્ત્રીઓની પદવી કેટલી બધી ઉંચી હતી. ધનને 'લક્ષ્મી'નું રૂપ આપવામાં આવ્યું છે. જ્ઞાન તથા સંગીતને પણ 'સરસ્વતી' માં મૂર્તિમંત કર્યાં છે. મનુ પણ યુવાવસ્થા પ્રાપ્ત થતા પહેલાં લગ્ન કરવાની વિરૂદ્ધ છે. અધ્યાય ૯, શ્લોક ૯૦ માં એ સ્પષ્ટ કહે છે કે "યુવાવસ્થા પ્રાપ્ત થયા પછી કન્યાએ ત્રણ વર્ષ (વર માટે) વાટ જોવી. પણ એ કાળ પછી એણે (પોતેજ) પોતાની જ્ઞાતિનો વર શોધી કાઢવો." મિ. આર. રઘુનાથરાવે પોતાના પુસ્તક 'આર્યન

+ આ મત સાથે હું મળતી થતી નથી. કન્યાઓના (માત્ર રાજાઓની કન્યાઓના) સ્વયંવર થતા અને તે પણ 'ફારસ' જેવા હતા. સીતા દ્રૌપદી ઈત્યાદિના સ્વયંવરમાં શરીર બળનું અમુક પ્રમાણ જોવાનું હતું. બીજી યોગ્યાયોગ્યતા જોવાની ન હતી. દમયંતી અને સંયુક્તાના સ્વયંવરમાં વરકન્યાએ બધું પહેલેથી નક્કી કરી મૂકયું હતું. વળી બ્રાહ્મણ કે વૈશ્ય કન્યાના સ્વયંવર કદિ સાંભળ્યા નથી. (જુઓ 'ગુણસુંદરી' સપટેંબર ૧૯૨૫). સ્ત્રીઓ વધારે સ્વતંત્ર હતી એમ માનવું પણ મુશ્કેલ છે. જો સ્વતંત્ર હોત તો પોતાના અકારણ ત્યાગ માટે સીતા વિરોધ ન ઉઠાવત? પત્નીને તુચ્છ મીલકત જેવી ગણી યુધિષ્ઠિર દ્રૌપદીને જુગારની હોડમાં મૂકવાની અધમતા બતાવત? હરિશ્ચંદ્રે ભર બજારમાં તારામતીને વેચી તે માટે એ કાંઈ વાંધો ન લેત? કન્યાઓને ભણાવવા માટે કોઇ મોટી સંસ્થાઓ હોય એવું કોઇ ઠેકાણે વાંચવામાં નથી આવતું. મનુસ્મૃતિમાંજ કહ્યું છે કે સ્ત્રીએ કદિ પણ સ્વતંત્ર રહેવું નહિ—સ્ત્રી સ્વાતંત્ર્યને લાયક નથી. (અનુવાદક).

મેરેજમાં* બહુ પ્રતીતિજનક રીતે તથા વિદ્વત્તાથી સિદ્ધ કરી બતાવ્યું છે કે બાળલગ્ન તે હિંદુશાસ્ત્રોના ઉપદેશથી તદ્દન વિરૂદ્ધ છે. પરંતુ મુસલમાનોએ હિંદ ઉપર વિજય મેળવ્યો તેથી હિંદુ સ્ત્રીઓની સ્થિતિમાં બહુ મોટો ફેરફાર થયો લાગે છે. અસ્થિર સમયમાં યોદ્ધાના હાથનું બળ એજ કાયદો ગણાતો હશે. એ જમાનાના મુસલમાનો એ એક બળવાન પ્રજા હતી. વિજયનો એને મદ ચઢ્યો હતો અને ધર્મના ઝનુનથી એ અંધ બની હતી. એમની વિષયલાલસા સામે કોટ ચણવાનો હિંદુઓએ પ્રયત્ન કર્યો. તેઓએ જોયું કે મુસલમાન વિજેતાઓને પોતાના પેગંબરના ઉપદેશ માટે અત્યંત માન હતું. પેગંબરે કહ્યું છે કે "જે સ્વતંત્ર સ્ત્રીઓ પરણેલી હોય તેની સાથે લગ્ન કરવાની તમને મનાઇ છે. માત્ર જે સ્ત્રીઓને તમારો જમણો હાથ ગુલામ તરીકે પકડે તેનો અપવાદ છે. ઇશ્વરનો કાયદો આવો છે." ( સૂરેટ ૪–૨૮ ). આ પછી હિંદુઓએ પોતાની કન્યાઓને જેમ બને તેમ વહેલી પરણાવી દઇ તેમનું શીલ રક્ષવા યત્ન કર્યો તેમાં કાંઇજ નવાઈ જેવું નથી. બાળલગ્ન આમ એક પવિત્ર સંસ્થા તરીકે દાખલ થઇ ગયું. આ રીવાજ હિંદુઓમાં નવોજ દાખલ કરવા માટે મુસલમાનો જવાબદાર છે તેનો બીજો પણ એક પૂરાવો છે. રજપૂતાના અને મલબાર જ્યાં મુસલમાનોએ જીત મેળવ્યા પછી કાયમનો નિવાસ કર્યો નથી, ત્યાં હજી પણ મોટી ઉમ્મરે લગ્ન કરવાનો રીવાજ ચાલુ છે. અને મલબારમાં આજે પણ સ્ત્રીઓ જે સ્વતંત્ર અને માનભરી પદવી ભોગવે છે તેવી આખા હિંદુસ્તાનમાં બીજે કોઇ ઠેકાણે નથી.

જો બાળલગ્નો માત્ર ઐતિહાસિક અકસ્માત્ તરીકે દાખલ કરવામાં આવ્યાં હોય તો વીસમી સદીની નવી સ્થિતિમાં જ્યારે મુસલમાનોની સત્તા અને ધર્મનું ઝનુન જતાં રહ્યાં છે ત્યારે એમ

---

* મેસર્સ જી. એ નટેશ એન્ડ કંપની, મદ્રાસ, તરફથી પ્રસિદ્ધ થએલું પુસ્તક.

આશા રાખી શકાય કે હિંદુઓ પોતેજ નિશ્ચય કરશે કે વધારે પ્રાચીન, વધારે કુદરતી, વધારે નૈતિક લગ્નો તરફ પુનઃ પ્રયાણ કરવું.

(૨) વિધવાઓની સ્થિતિ—બાળલગ્ન કરતાં હજારગણી ક્રૂર સ્થિતિ હિંદુ સમાજમાં વિધવાની છે. એના દુઃખી ભાગ્ય કરતાં વધારે ક્રૂર, વધારે હૃદયદ્રાવક બીજું કાંઇજ નથી. એની અધમ સ્થિતિ, એનાં દુઃખ એ ઐતિહાસિક અકસ્માતનો સવાલ નથી. હિંદુ સમાજમાં સ્ત્રીની અધમ દશાનું એ નિશ્ચિત પરિણામ છે. ચોપડીમાં લખેલા મોટા મોટા આદર્શોથી કે વ્યવહારમાં સ્ત્રીની સત્તાથી એ અધમ દશા ઉપર ઢાંક પિછોડો કરવાથી કાંઇ વળે તેમ નથી. લગ્ન એક ધર્મબંધન છે અને તેથી લગ્નનો ભંગ કરી શકાતો નથી, સ્ત્રીને લગ્નમાં એકજ વખતે દાન તરીકે આપી શકાય છે તેથી પતિના મૃત્યુ પછી પણ એની સાથે સ્ત્રીનું વ્યક્તિત્વ જોડાયલું રહે છે એમ કહેવામાં આવે છે. જો એમ હોત કે વિધુર પુરૂષ પણ ફરી લગ્ન કરી શકે નહિ તો આ આદર્શ બહુ ઉત્તમ ગણાત.× પરંતુ એવું છે નહિ. કેટલીક નાતોમાં તો એવો અનિષ્ટ રીવાજ છે કે સ્ત્રીના મરણ પછી ચોથે દિવસે પુરૂષનો ફરી વિવાહ (સગપણ) થાય છે.* જો પુત્ર વિનાનો વિધુર પુરૂષજ ફરી લગ્ન કરી શકે એવો રીવાજ હોય તો સમાજનું કાંઇક

---

× પુનર્લગ્ન (સ્ત્રીનું કે પુરૂષનું) એ લગ્નના જેવોજ સ્વેચ્છાનો વિષય છે. અલબત્ત ઘણાં છોકરાંવાળો કે વૃદ્ધ ઉમરનો પુરૂષ ફરી લગ્ન કરે એ તિરસ્કારને પાત્ર છેજ. પરંતુ અત્યારે હિંદુ સમાજમાં ફરી પરણતા વિધુરો ખાસ તિરસ્કારને પાત્ર એટલા માટે છે કે તેઓ ગમે તેટલી ઉમ્મરે નાની બાર વર્ષની કન્યા સાથે લગ્ન કરે છે. બીજું એકે સ્ત્રી ગમે તેટલી નાની ઉમ્મરે વિધવા થાય પણ ફરી પરણી ન શકે. પુરૂષ ગમે તેટલી મોટી ઉમ્મરે વિધુર થાય પણ ફરી પરણ્યા સિવાય રહી ન શકે. (અનુવાદક)

* અમારા કેટલાક હિંદુ ભાઇઓ તો એથીએ વધારે અગમચેતી વાપરી સ્મશાનમાંજ ચાંલ્લા કરે છે તેની પ્રો. વાડીયાને માહિતી હોય એમ લાગતું નથી ! (અનુવાદક)

વ્યાવહારિક દૃષ્ટિબિન્દુ સેવાય છે એમ કહી શકાય.× વ્યાવહારિક દૃષ્ટિબિન્દુથી પ્રજોત્પતિમાં સ્ત્રી સહભાગી નહિ પરંતુ એક સાધન માત્ર ગણાય છે.

ન્યાય ખાતર કહેવું જોઇએ કે પ્રાચીન હિંદુસ્તાનમાં વિધવાના પુનર્લગ્નનો પ્રતિબંધ બહુ ક્રૂર નીવડયો નહિ હોય. આનાં બે કારણ હતાં. એ સમયમાં મોટી ઉમ્મરે લગ્ન થતાં. આથી દરેક સ્ત્રીએ પરિણીત જીવન ભોગવ્યું હોય એમ માની શકાય. વિધવા સ્થિતિમાં પણ સાધારણ રીતે એને પોતાનાં બાળકોને ઉછેરવાની જવાબદારી માથે હોય. અથવા તો પતિભક્તિને લઈ તેણે પતિની ચિતામાં અગ્નિપ્રવેશ પણ કર્યો હોય. 'સતી'નો આદર્શ એક વખત જીવંત આદર્શ હતો. સ્ત્રીઓ **પોતાની ખુશીથી** એ આદર્શ પ્રમાણે વર્તે ત્યાં હિંદુ પત્નીત્વની ઉચ્ચ દિવ્યતાની પરાકાષ્ઠા આવતી.

પરંતુ હવે સંયોગો બદલાયા છે. સતી થવું એ ગુન્હો ગણાય છે. સાધારણ રીતે મોટી ઉમ્મરે લગ્ન થતાં નથી. જે પ્રજામાં બાળલગ્નનો રીવાજ હોય ત્યાં કુદરતી રીતે યુવાવસ્થા પણ પ્રાપ્ત થયા સિવાયની અનેક વિધવાઓ હોય જ. બ્રહ્મચારિણી વિધવાઓને તેમની વિષયવાસના તદ્દન દાબી દેવાની ક્રૂરતાથી ફરજ પાડવામાં આવે છે. આ એક નિયમવિરૂદ્ધતા છે. જે સાંસારિક ઘટના બીજી ઘણી રીતે બહુ સુંદર છે તેના ઉપર આ મોટું કલંક છે. ઈ. સ. ૧૯૧૧ ના વસ્તીપત્રકનાં રીપોર્ટ ઉપરથી જણાય છે કે હિંદુ સ્ત્રીઓની કુલ વસ્તીમાંથી ૧૭ ટકા સ્ત્રીઓ વિધવા છે. પશ્ચિમ યુરોપમાં નવ ટકા છે. વળી પશ્ચિમ યુરોપમાં માત્ર " વિધવાઓમાંથી સોએ સાત જેટલીજ ચાલીશ વરસની અંદરની છે. હિંદુસ્તાનમાં ૨૮ ટકા આ ઉમ્મરની

× દરેક મનુષ્યને પુત્ર હોવોજ જોઇએ એનું ધાર્મિક કારણ ખાસ કોઈ નથી. અ. ૫ શ્લો૦ ૧૫૯ માં મનુ પોતેજ કહે છે કે. " બાલ્યાવસ્થાથી બ્રહ્મચર્ય પાળતા હજારો બ્રાહ્મણો વંશ રાખનાર સંતાન મૂકયા સિવાય સીધા સ્વર્ગમાં ગયા છે."

અંદરની છે. ૧·૩ ટકા ( કુલે લગભગ ત્રણ લાખ ) વિધવાઓ પંદર વર્ષની અંદરની છે. યુરોપમાં તો એટલી ઉમ્મરે કોઇ પરણતું પણ નથી."× જો દરેક વિધવા બ્રહ્મચર્યનો ઉચ્ચ આદર્શ પાળવા શક્તિમાન હોય તો આપણે કાંઈ નહિ તો તેમની સામે મૂક પ્રશંસાની ભાવનાથી જોઇએ. પણ ઘણીખરીને ભ્રષ્ટ કરવામાં આવે છે, અથવા તેઓ પોતે પોતાને ભ્રષ્ટ કરવા દે છે. અને આ પ્રમાણે જન્મેલાં અનેક બાળકોનો વિનાશ થાય છે. આ એક જાણીતી નાલેશી છે. આમાં વિધવાઓ કરતાં તેમનાં સગાંવ્હાલાંનો વધારે વાંક છે. તેઓ ધર્મને નામે વિધવાને જીવતા નરકમાં ધકેલે છે અને છતાંએ એની અનાથ અવસ્થાનો નીચ લાભ લેતાં જરાએ અચકાતાં નથી.*

× ૧૪મી મે ૧૯૨૦ ના 'બોંબે ક્રૉનિકલ' ( ડાક એડિશન ) માં, મિ. કે. એમ. ખાંડવાળાએ તૈયાર કરી નવજીવનમાં પ્રસિદ્ધ કરેલા ઉપયોગી આંકડા આપવામાં આવ્યા હતા—

| ઉમ્મર. | પરણેલી સ્ત્રીઓ. | વિધવાઓ. |
|---|---|---|
| ૦–૧ | ૧૩૨૧૨. | ૧,૦૧૪. |
| ૧–૨ | ૧૭૭૫૩. | ૮૫૬. |
| ૨–૩ | ૪૯૬૮૬. | ૧,૮૦૭. |
| ૩–૪ | ૧૩૪૧૦૫. | ૯,૨૭૩. |
| ૦–૫ | ૩૦૨૪૨૫ | ૧૭,૭૦૩. |
| ૫–૧૦ | ૨૨૧૯૭૭૮. | ૯૪,૨૪૦. |
| ૧૦–૧૫ | ૧૦૦૮૭૦૨૪. | ૨૨૩૦૩૨. |

આ પ્રમાણે હિંદુસ્તાનમાં પંદર વર્ષની અંદરની ૨૫૦૦૦૦ વિધવાઓ છે, જેમાંની ૧૭૦૦૦ પાંચ વર્ષની અંદરની છે.

* દીયરવટું કરવાનો રીવાજ મનુએ કબૂલ રાખ્યો હોય એમ જણાય છે, કારણકે અ. ૯ શ્લોક ૬૯ એ આજ્ઞા કરે છે કે "જો વાગ્દાન થયા પછી કન્યા માટે (ધારેલો) પતિ મરણ પામે તો એના દીયરે એની સાથે નીચેના નિયમો પ્રમાણે લગ્ન કરવું" આ નિયમ એવો છે કે "બાળક ગર્ભમાં રહે" ત્યાં સુધી એ પ્રમાણે વર્તવું. આ રીવાજ તદ્દન નાબૂદ થઈ ગયો છે. એટલે

અંગ્રેજ સરકારે વિધવાઓના પુનર્લગ્નને કાયદેસર ઠરાવનારો કાયદો પસાર કર્યો છે. એ કાયદો માત્ર અનુમતિ આપનાર હતો, ફરજીયાત ન હતો. છતાં જુના વિચારના લોકોએ, એની સામે સખત વિરોધ ઉઠાવ્યો હતો. આ કાયદાનો લાભ લેવાની હિંમત થોડાં ઘણાંએ કરી છે. પરંતુ કેળવણીનો પ્રસાર અને વિધવાઓના ભાગ્ય પ્રત્યેની સહાનુભૂતિ વધ્યા છતાં પુનર્લગ્નોની સંખ્યા બહુજ થોડી–નિરાશાજનક છે.

હિંદમાં સ્ત્રીસ્વાતંત્ર્યવાદે આ બે ખામીઓ દૂર કરવા સૌથી પ્રથમ યત્ન કરવો જોઇએ. એ રૂઢિઓ કોઇ પણ મહાન્ દેશને યોગ્ય નથી. આ ખામીઓ એક વખત દૂર કરી એટલે બીજી ઇષ્ટ સિદ્ધિઓ કરી શકાશે. આ સિદ્ધિઓ તે લગ્નની સ્વતંત્રતા, લગ્નભંગનો હક, મીલકતનો હક ઇત્યાદિ. એક વખત કેળવણીનો વિસ્તીર્ણ પ્રચાર થયો એટલે એ બધાં પરિણામ તો એની મેળેજ આવશે.×

---

બ્રહ્મચારિણી વિધવા મરણપર્યંત બ્રહ્મચારિણીજ રહે એમ આશા રાખવામાં આવે છે.

× બીજી પણ કેટલીક ખામીઓ છે કે જેને જેમ વહેલી દૂર કરી હોય તેમ સારૂં. દાખલા તરીકે કેટલાક ધર્મગુરૂઓ એમ કહે છે કે લગ્ન પછી પ્રથમ રાત્રિએ દરેક સ્ત્રી સાથે શયન કરવાનો હક એમને છે—સ્ત્રીના પતિને નહિ. આ એવો શરમભર્યો અત્યાચાર છે કે એની સામે એવા રીવાજવાળી જ્ઞાતિઓની સ્ત્રીઓ તેમજ કેળવાયલા પુરૂષો પોતેજ વિરોધ ઉઠાવે છે. સારે ભાગ્યે આ રીવાજ બહુજ થોડી જ્ઞાતિઓમાં છે. આ રીવાજના કારણથી કોઇ યુરોપીઅન હિંદુ ધર્મને અનીતિમાન કહીને નિંદે એ યોગ્ય નથી. યુરોપની ખ્રિસ્તિ પ્રજામાં પણ થોડા સૈકા પહેલાં એ રીવાજ પ્રચલિત હતોજ. વેસ્ટરમાર્ક કૃત History of Human Marriage પૃ.૭૭–૭૮, ૮૦ માં જિજ્ઞાસુ વાચકને આ વિષે ઉલ્લેખ કરેલો જડશે. લેતૂર્નો કૃત Evolution of Marriage પૃ. ૪૮ અને ગુડસેલ કૃત The Family પૃ. ૨૬૨ માં પણ છે.

વંશપરંપરાની વેશ્યાવૃત્તિ એ પણ એક બીજો અનિષ્ટ રીવાજ છે. જ્ઞાતિ બંધારણ વિરૂદ્ધ જે ટીકાઓ કરી શકાય તે બધીજ એ રીવાજને લાગુ પાડી શકાય.

## મુસલમાન સ્ત્રીઓ

હિંદુઓ પેઠે મુસલમાનો પણ સાધારણ રીતે બહુજ રૂઢિચુસ્ત હોય છે. હઝાર વર્ષ ઉપર હતું તેમ આજે પણ એમનું જીવન કુરાનમાંથી પ્રેરણાઓ શોધવા યત્ન કરે છે. મહમદ પયગમ્બર એક મોટા સુધારક હતા એમાં તો કાંઈ શંકાજ નથી. દરેક દિશામાં એમણે અગત્યના ફેરફાર કર્યા છે. ખાસ કરીને સ્ત્રીઓના સંબંધમાં તો બહુજ. એમના સમય પહેલાં અરબસ્તાનમાં સ્ત્રીઓ ખરેખર ઘરવાખરા જેવી ગણાતી. પયગમ્બરે તેમને પદવી અને પ્રતિષ્ઠા આપ્યાં. કેટલીક ખામીઓ છતાં આ ફેરફાર અતિ મહત્વનો છે. મુસલમાનોના બહુ પત્નીના રીવાજ જેટલો કોઇ પણ રીવાજ જાણીતો અને ટીકાપાત્ર નથી. છતાં આ પણ એક ખાસ સુધારો છે. કારણ કે મહમદ પયગમ્બરે એક પુરૂષની પરણેલી પત્નીઓની સંખ્યા ચારજ ઠરાવી છે. એમના સમય પહેલાં અરબસ્તાનમાં હતું અને આજે પણ કેટલાક બહુપત્નીના રીવાજવાળા દેશોમાં છે તેમ એ સંખ્યા અંકુશ વગરની એમણે રાખી નહિ. રાઇટ ઑાન. મિ. સૈયદ અમીર અલી પોતાના "ઇસ્લામ" એ પુસ્તકમાં (પૃ. ૨૯-૩૦) જે બચાવ કરે છે તે કબૂલ રાખી શકાય તેમ છે—"મુસલમાનને એક, બે, ત્રણ, કે ચાર સ્ત્રીઓ પરણવાની છૂટ છે, તે એ શરતે કે બધી તરફ સરખી રીતે વર્તી શકે તોજ. જો એ શકય ન હોય તો એણે એકજ પરણવી જોઇએ."* પરંતુ તેઓ એમ દાવો કરે છે કે "પરદેશના સામાજિક વિચારોથી દૂષિત ન થયા હોય એવા મુસલમાન દેશોમાં" હેટેરા (પ્રજાએ નિશ્ચિત કરેલી વેશ્યાઓ) નો ધંધો "મુસલમાન ધર્મે બરાબર અટકાવ્યો છે." આ તો ગેરવાજબી છે. મુસલમાન દેશો ખ્રિસ્તિ દેશો કરતાં વેશ્યાવૃત્તિથી વધારે મુક્ત નથી જ. જો એમ કહેવામાં આવે કે પયગમ્બરે એ રીવાજને પુષ્ટિ આપી નથી તો

---

* કુરાન ભાગ ૪. પ્રકરણ ૪. વિભાગ ૩.

જીસસ ક્રાઇસ્ટે પણ કદિ એને પુષ્ટિ આપી નથી. એટલે આ રીતે ટીકા અને બચાવ કરવાથી કાંઈ વળતું નથી. મિ. અમીર અલી પ્રશંસાની દૃષ્ટિથી લખે છે કે "હિંદુસ્તાનમાં બે ટકાથી સ્હેજ વધારે માણસોને એક કરતાં વધારે સ્ત્રીઓ છે. ઇરાનમાં પણ લગભગ એવુંજ છે. તુર્કસ્તાનમાં તો અનેક સ્ત્રીનો રીવાજ બહુજ ઓછો છે."× આ ઉપરથી લાગે છે કે મિ. અમીર અલી અનેક સ્ત્રીનો રીવાજ ઓછો હોય તે ઇષ્ટ ગણે છે. એટલું તો એકદમ કબૂલ કરવું જ પડશે કે અનેક સ્ત્રીનાં રીવાજની નીચે સ્ત્રીના ઉતરતાપણાની ભાવના સ્પષ્ટ રહેલી છે.

મુસલમાન ધર્મમાં સ્ત્રીનું ઉતરતાપણું સ્પષ્ટ છે. છતાં સ્ત્રીના હિતનું અનેક રીતે રક્ષણ કરવા માટે મહમદ પયગમ્બરને ધન્યવાદ આપવો જોઈએ. મિ. અમીર અલી કહે છે કે મુસલમાન કાયદામાં સ્ત્રીને ખ્રિસ્તિ સ્ત્રીઓને છેક હમણાં સુધી ન હતા તેવા હકો છે. સ્ત્રી સંપૂર્ણ હક સાથે મીલકત ધરાવી શકે છે. લગ્ન વખતે વરે કન્યા માટે 'મહેર' નક્કી કરવી પડે છે અને તેના ઉપર સ્ત્રીનો પૂર્ણ હક રહે છે. સ્ત્રીથી પોતાની કમાઇ પોતાની પાસેજ રાખી શકાય છે. પિતા, પતિ કે પુત્રોની મીલકતમાં એનો એક નક્કી કરેલો ભાગ હોય છે જે એને કાયમને માટે મળે છે. ન્યાયની અદાલતમાં લગ્ન ભંગની માગણી કરવાનો સ્ત્રીને હક છે. કુરાનમાં કહ્યું છે કે (ભાગ ૨, પ્રકરણ ૨, વિભાગ ૨૨૮) "અને તેઓ (સ્ત્રીઓ) ને એમની વિરૂદ્ધમાં છે, તેવાજ હકો તરફેણમાં પણ છે અને તે ન્યાયપુરઃસર છે." જો કે આગળ એમ પણ કહ્યું છે કે "અને પુરૂષો એમના કરતાં એક પાયરી ઉંચા છે." આ હકો યુરોપમાં પાછળથી, સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓની પુનઃ પુનઃ માગણી પછીજ મળેલા છે.

---

× સૈયદ અમીર અલી કૃત The Legal Position of Women in Islam પૃ. ૨૯.

સાચો મુસલમાન સ્ત્રી તરફ બહુજ માનવૃત્તિથી જુએ છે. ખ્રિસ્તિઓ પોતેજ કબૂલ કરે છે કે યુરોપમાં સ્ત્રીઓ પ્રત્યે જે અત્યંત સભ્યતા બતાવવાનો રીવાજ હતો તે ખરૂં જોતાં *સૅરેસન લોકો પાસેથી શીખેલો હતો. સ્ત્રીની હોઇ શકે એટલી સત્તા મુસલમાન પત્ની અને માતાને કુટુંબના પુરૂષો ઉપર છે. મિ. (હવે સર) ટી. ડબલ્યુ. આરનોલ્ડે પોતાના Preaching of Islam માં ઘણી મુસલમાન સ્ત્રીઓના દાખલા આપેલા છે કે જેમણે ધર્મનો પ્રચાર કરવામાં ભાગ લીધો હોય. દાખલા તરીકે ફતીમા અને નફિસા. સ્ત્રીઓની મધુરતા, સૌંદર્ય અને બુદ્ધિથી પ્રેરાઇ ઘણાંએ કાવ્યો, પ્રેમકથાઓ લખાયાં છે.

આ બધું કહ્યા છતાં મુસલમાન સ્ત્રીઓને બે મોટા અવરોધ નડે છેઃ એક તો સહેલાઇથી મળતો લગ્નભંગ અને બીજો પડદાનો રીવાજ.

(૧) સામાન્ય રીતે એમ મનાય છે કે મુસલમાનોમાં છેડો છુટકો સ્હેલાઇથી આપી શકાય છે. આ કાંઇક અંશે ખરૂં છે પરંતુ વ્યવહારમાં કેટલાક સખત અંકુશો મૂકેલા છે. દાખલા તરીકે ગર્ભવતી સ્ત્રીને છેડો છુટકો આપી શકાય નહિ. તે ઉપરાંત થોડો સમય વાટ જોવાની હોય છે. કદાચ એ સમયમાં પ્રેમ પુનઃ સ્થાપિત થાય અને લગ્નભંગ અટકે. આટલાજ માટે પહેલા, બીજા અને ત્રીજા લગ્નભંગમાં ફરક રાખેલો છે. ત્રીજો જ છેવટનો અને રદ ન કરી શકાય તેવો છે. વળી એવો કાયદો છે કે સ્ત્રીને બધીજ પહેરામણી પાછી આપવી જોઇએ. આથી લગ્નભંગ ઉપર કાંઇક અંકુશ મૂકાય છે. કારણ કે રકમ એટલી મોટી હોય છે કે લગ્નભંગ જલ્દી થઇ શકે નહિ. એ સર્વ ઉપરાંત પયગંબરનો આદેશ નિરંકુશ લગ્નભંગની વિરૂદ્ધ હોય એમ લાગે છે. પયગમ્બરે કહ્યું છે કે "જે સ્વચ્છંદી રીતે સ્ત્રીનો તિરસ્કાર કરે છે તેના ઉપર ઇશ્વરના શાપ ઉતરે છે." આ ઉચ્ચ આદર્શ પ્રમાણે લગ્નભંગ એ એક અનિષ્ટ પણ આવશ્યક રીવાજ છે. એનો ઉપયોગ ન છુટકેજ દુઃખી લગ્નોનો અંત આણવા

માટેજ કરવાનો છે. પરંતુ વ્યવહારમાં એ આદર્શ પળાયો નથી. ઘણા લોકો જેમને મુસલમાન દેશોનો અનુભવ છે તેમણે ખાસ નોંધ્યું છે કે લગ્નભંગનો હક સ્વચ્છંદીપણે અનેક વખત વપરાયો છે. ખાસ કરીને પુરૂષોએ એ પ્રમાણે વાપર્યો છે. ગરીબ વર્ગની સ્ત્રીઓને સીધી વેશ્યાવૃત્તિમાં ધસડી જઈ પછી તેમને કેવળ નિરાધાર અવસ્થામાં મૂકી દીધી છે.* કાયદાનો લોકો નીચ ઉપયોગ કરે તે માટે કોઈ પણ કાયદા ઘડનારને જવાબદાર ગણી શકાય નહિ, એ ખરૂં છે. છતાં મુસલમાન લગ્નભંગના કાયદાની એટલી ખામી ગણવી જોઈએ કે છેડાછુટકો મેળવવા માટે અમુક કારણો, જેના સિવાય બીજી કોઈ રીતે છુટકો ન મળી શકે, એવાં સ્પષ્ટ રીતે રાખવાં જોઈએ. હાલનો કાયદો જોઈએ તે કરતાં વધારે સ્વતંત્રતા આપે છે. પૂરો ન્યાયી નથી કારણ કે પુરૂષના ઉપર જોઈએ તે કરતાં વધારે વિશ્વાસ મૂકે છે.

(૨) મુસલમાન દેશોનું મુખ્ય લક્ષણ તે સ્ત્રીઓને તદ્દન પડદામાં રાખવાનો રીવાજ છે. આ બાબતમાં પણ એમ કહેવામાં આવે છે—દાખલા તરીકે મિ. અમીર અલી તરફથી—કે મહમદે પ્રવર્તાવેલા ધર્મમાં અસલ પડદાનો રીવાજ ન હતો. એના શરૂઆતના ઇતિહાસમાં સ્ત્રીઓ પૂર્ણ સ્વતંત્રતાથી બપે ફરી શકતી અને "કૉર્ડોવા અને ગ્રેનાડામાં વારંવાર થતી રમત ગમતો જેથી સ્પેનના એ બે મોટાં શહેરો ઉત્સાહિત રહેતાં તે નીહાળવા સૅરેસન સ્ત્રીઓ ખુલ્લી રીતે બેસતી."+ મિ. અમીર અલીની માન્યતા એવી છે કે પાછળથી પડદાનો રીવાજ "બીઝન્ટાઇન સ્વચ્છંદ અને ઇરાનના મોજશોખ" સામે રક્ષણ કરવાના હેતુથી નીકળ્યો. કુરાનનું અંગ્રેજીમાં ભાષાંતર કરનાર વિદ્વાન્ મૌલાના મહમદ અલી એમ સિદ્ધ કરવા યત્ન કરે છે

---

* વેસ્ટરમાર્ક કૃત History of Human Marriage પૃ. ૫૩૩–૫.

+ અમીર અલી કૃત The Legal Position of Women in Islam. પૃ. ૩૪.

કે કુરાનના ૧૮ માં ભાગમાં પ્રકરણ ૩૪, વિભાગ ૩૦-૧ ની ભાષા પડદાના રીવાજ સાથે બીલકુલ બંધબેસ્તી નથી. અને તે ઉપરથી એવા અનુમાન ઉપર આવે છે કે સ્ત્રીઓની શક્તિ અને બુદ્ધિને છુંદી નાખનાર પડદાના રીવાજની વિરૂદ્ધ કુરાન છે. તુર્કસ્તાન અને ઇરાનમાં સ્ત્રીઓને ફરવાની અને બજારમાં ફરવાની અને બજારમાં માલ ખરીદવા જવાની પણ છૂટ છે. પરંતુ હિંદુસ્તાનમાં સ્ત્રીઓને ઉંચી દીવાલોની અંદર પૂરી રાખવામાં આવે છે અને બંધ કરેલાં વાહનોમાંજ તેઓ બ્હાર જઇ શકે છે. આવા રીવાજથી એમની કેળવણીમાં અંતરાય આવે છે. બ્હારની દુનિયા સાથે એમને કાંઇજ સંબંધ રહેતો નથી. અદેખાઇ અને ખટપટોને ઉત્તેજન મળે છે. એનું સૌથી ખરાબ પરિણામ તો એ છે કે એથી એવી માન્યતા દઢ થાય છે કે સ્ત્રીઓ પુરૂષ કરતાં બહુજ ઉતરતી છે, અધમ છે અને તેથી એમને કેદીઓ પેઠે પૂરી રાખવી પડે છે. હિંદમાં મુસલમાનોના આક્રમણથી હિંદી સ્ત્રીવર્ગને એક બહુજ મોટી હાનિ થઈ છે. તે એ કે મુસલમાનો પ્રત્યેની શંકાશીલ દષ્ટિથી હિંદુઓએ આત્મરક્ષણ માટે સ્ત્રીઓને પડદામાં રાખવા માંડી. હિંદના પ્રાચીન સારા રીતરીવાજોને તિલાંજલિ આપવી પડી. આ રીતે આખા ઉત્તર હિંદુસ્તાનમાં જ્યાં મુસલમાનોનું જોર સૌથી વધારે હતું ત્યાં પડદાનો રીવાજ સામાન્ય થઇ પડયો છે. એક નામાંકિત બંગાળી ગૃહસ્થે કહ્યું છે તેમ કલકત્તાના રસ્તા જોતાં કોઇને એમ લાગે કે કલકત્તામાં સ્ત્રીઓ વસતી જ નહિ હોય!

બાળલગ્નનો રીવાજ મુસલમાન ધર્મથી કેવળ નિરાળો છે. પરંતુ હિંદુસ્તાનના મુસલમાનોમાં એ રીવાજ પણ કેટલીક વખત જોવામાં આવે છે. ખાસ કરીને જે હિંદુમાંથી વટલાયલી મુસલમાન જાતિઓ છે તેમાં એ રીવાજ વિશેષ છે. હિંદુઓની પેઠે મુસલમાનોમાં પણ સ્ત્રીઓ પ્રત્યેના વર્તનમાં જે ખામીઓ દેખાય તે પરદેશીઓની અસરથી થએલી છે. આથી એટલી આશા રહે છે કે સ્ત્રીપુરૂષ

બન્નેની કેળવણી વધવા સાથે આ ખામીઓ બરાબર દેખાઇ આવશે, તથા ભવિષ્યના હિંદના હિત માટે એ દૂર કરવાના સબળ પ્રયત્નો થશે.

## પારસી સ્ત્રીઓ.

હિંદના પારસીઓ ઘણુાખરા મુંબાઇ શહેરમાં વસેલા છે અને આખી દુનિયામાં એમની વસ્તી એક લાખથી વધારે નથી. એટલે સંખ્યાની દૃષ્ટિએ તેઓ હિંદુસ્તાનની કરોડોની વસ્તીમાં નજીવા જેવા છે. પરંતુ એમની બુદ્ધિ, વેપારમાં કુશળતા, પૈસો, પરોપકાર વૃત્તિ તથા પ્રાચીન ઇરાનની જરથોસ્તી સંસ્કૃતિનો એમને મળેલો મોટો વારસો, એ સર્વને લીધે એમને એમની સંખ્યાના પ્રમાણમાં બહુ અગત્યની પદવી મળી છે. આઠમા સૈકામાં આરબોએ ઇરાન ઉપર વિજય મેળવ્યો તે સમયે ત્યાંથી પારસીઓ નાસી ગયા અને પશ્ચિમ હિંદમાં ગુજરાતના કિનારા ઉપર આવી વસ્યા. ગુજરાતી હિંદુઓની એમના ઉપર તરતજ સંપૂર્ણ અસર થઇ એમ લાગે છે. પારસીઓએ એ હિંદુઓની ભાષા, એમનો પહેરવેશ અને એમની લગ્નની રૂઢિઓ એ સર્વ ગ્રહણ કર્યું. સૈકાઓ સુધી એમણે શાંત જીવન ગુજાર્યું. ધીમે ધીમે તેઓ સુરત અને મુંબાઈની યુરોપીઅન પેઢીઓના દલાલ તરીકે જાણીતા થયા. એ લોકોએ પ્રતિષ્ઠા મેળવી અને ધન પ્રાપ્ત કર્યું. જે બન્ને હજી સુધી પહોંચે છે. બદલાતા સંજોગોને અનુકૂળ થવાની એમની ખાસ કુદરતી વૃત્તિને લીધે એમને અંગ્રેજી કેળવણીના ફાયદા સમજાયા. આનેજ લીધે એમને ઓગણીસમી સદીના હિંદના જાહેરજીવનમાં અગ્રસ્થાન મળ્યું. હિંદુ સમયમાં અનેક સ્ત્રી કરવાની પારસીઓને છૂટ હતી. પરંતુ ૧૮૬૫ના કાયદાથી એ રીવાજ બંધ કરવામાં આવ્યો. બાળ-લગ્નો પ્રચલિત હતાં તથા સ્ત્રીઓને કેટલેક અંશે બહાર ફરવા હર-વાની બંધી હતી. અંગ્રેજી કેળવણીના પ્રચાર સાથે આ સર્વ પ્રાચીન ઇતિહાસની બાબતો થઇ ગઇ. વીસમી સદીની શરૂઆતમાં પારસી સ્ત્રીઓના આચાર વિચાર પોતાના દેશની બીજી સ્ત્રીઓ કરતાં પાશ્ચાત્ય સ્ત્રીઓને વધારે મળતા આવે છે.

પ્રાચીન ઇરાનમાં બહુસ્ત્રીનો શીવાજ પ્રચલિત હતો છતાંએ સ્ત્રીઓને ઘણી સ્વતંત્રતા તથા સત્તા હતી એમ લાગે છે. કેટલીકે રણક્ષેત્રમાં પણ ખ્યાતિ મેળવી હતી, તથા કેટલીકે રાણી તરીકે રાજ્ય પણ કર્યું હતું. જરથોસ્તને સ્ત્રીઓ માટે એટલી માનવૃત્તિ હતી કે એણે પાંચમી ગાથા પોતાની પુત્રીના લગ્ન પ્રસંગે વિવાહ પ્રાર્થના તરીકે લખી, અને અત્યારે એ ગાથા પારસીઓના એક ધાર્મિક લખાણ તરીકે ગણાય છે. લગ્નની સંસ્થા પ્રત્યે ઉચ્ચ પૂજ્ય ભાવથી જોવાય છે. વૈરાગ્ય અને સાધુઓના એકાંતવાસને પાપ તરીકે ગણુવામાં આવ્યાં છે.

વંદીદાદ (૪, ૩) માં કહ્યું છે કે "સંયમી પુરૂષ કરતાં જેને પત્ની હોય તે ઘણો વધારે ઉચ્ચ કોટિનો છે. જે ગૃહવાળો હોય તે ઘર વગરના કરતાં ઘણો સારો છે. જેને બાળકો હોય તે બાળક વિનાના માણસ કરતાં બહુ વધારે ચઢીયાતો છે." પારસી પ્રજા આ જુના સંસ્કાર કદિ પણ ભૂલી નથી. પાશ્ચાત્ય કેળવણીના આ જમાનામાં કુમારિકા પારસી બાનુઓ તથા પરણ્યા વગરની ઉતરતા વર્ગની સ્ત્રીઓ નજરે પડે છે ખરી. પરંતુ એ સ્થિતિ લગ્નને પ્રતિકૂળ કેટલાક સંયોગોને લીધે છે, લગ્ન પ્રત્યેના અભાવને લીધે નથી. લગ્નને ફરજ તરીકે ગણવામાં આવ્યું છે. પરંતુ કેટલાક અપવાદો પણ કરવામાં આવ્યા છે. દુઃખી નીવડેલાં લગ્નો સંબંધમાં ૧૮૬૫ ના 'પારસી લગ્ન અને છુટા છેડાના કાયદા' એ બચાવની બારી રાખી છે. એ કાયદો મુખ્યત્વે કરીને ઇગ્લંડના છુટાછેડાના કાયદાના આધાર ઉપર રચાયલો છે. તેથી એ કાયદાની મૂળ ખામી પારસી કાયદામાં પણ આવી છે. તે ખામી એ કે એમાં સ્ત્રીપુરૂષનું નીતિનું ધોરણ જુદું જુદું છે. પુરૂષ વેશ્યા સાથે વ્યભિચાર કરે તો સ્ત્રીને છેડો છુટકો માગવાનો હક નથી. સ્ત્રીની એકજ ભૂલ થઇ જાય તો એને અદાલતની બધી ફજેતી સહન કરવી પડે. આ ખામી દૂર કરવા માટે પારસીઓમાં ચળવળ શરૂ થઇ છે. સ્ત્રીઓની વધતી જતી સ્વમાનવૃત્તિ

અને સમાનતાની ભાવનાને અનુકૂળ પડે એવી રીતે એ કાયદો ફરી ઘડવાનો યત્ન થાય છે.

પારસીઓની આધુનિક ઉન્નતિ અને પદવી તે અંગ્રેજી કેળવણીને આભારી છે. પરંતુ એ કેળવણી કેટલાંક માઠાં પરિણામથી છેક નિરાળી નથી. એથી મોટાઇની ખોટી ભાવના ઉત્પન્ન થઇ છે તથા અંગ્રેજોના ઉચ્ચવર્ગો અને હિંદના અંગ્રેજો જેવી તોછડાઈ પણ આવી છે. ખરચાળ ટેવો પણ એ કેળવણી ને પરિણામે આવી છે. અને એ ટેવોથી ઉગતી પ્રજાનું કૌવત નાશ પામ્યું છે. ગૃહકાર્ય તરફ એથી કંટાળો ઉત્પન્ન થયો છે. મોંઘાં મોંઘાં કપડાં, કલબો, જીમખાનાં, ગૃહસ્થાઇનો ઉપલકીયા ડૉળ, ઉપરચોટીયા ઉત્સાહ, વિગેરે ને બહુ મહત્વ અપાય છે. અને સૌથી વધારે તો એ કે યુરોપમાં પહેલાં ઘણી નજરે પડતી અને હજીએ કોઇ કોઇ પડે છે તેવી ખુશામતખોર સ્ત્રીઓ ઉત્પન્ન થઇ છે. શ્રીમંત યુવાનો પાછળ પાછળ તેઓ ભમે છે; વગર વિચારે કાંકરા પેઠે પૈસો વેરવા તૈયાર હોય છે; ગૃહજીવન વિષે કે સામાજિક જીવન વિષે એમને કાંઇજ ઉચ્ચ આદર્શો હોતા નથી; વખાણની દૃષ્ટિએ લોકો એમને જુએ કે પ્રશંસાના શબ્દો વાપરે એને માટે તેઓ મરી ફીટે છે અને એ માટે જ એમના સર્વ યત્નો હોય છે. આવી સ્ત્રીઓની સંખ્યા હજી બહુ નથી પરંતુ ખરાબ જાતનું એક પણ દૃષ્ટાંત ભયસૂચક છે.

સાદા જરથોસ્તી આદર્શોનો આમ ક્રમશઃ વિનાશ થતો જોઇ પારસી પ્રજાના વિચારશીલ વર્ગને નિરાશા થાય છે. તથા એમ ભય લાગે છે કે પાશ્ચાત્ય અસરથી થએલી પ્રજાની ઉન્નતિ કદાચ એને વિનાશને રસ્તે ઘસડી જશે; જો કે સંકટના સમયમાં સૈકાઓ સુધી પ્રજા જરથોસ્તી ધર્મને વળગી રહી હતી. આમ લાગે તેમાં કાંઇ નવાઇ જેવું નથી. માનવજાતિના પતંગીયા જેવા વિભાગની અસર મુંબઇના ઉચ્ચ હિંદુ વર્ગોમાં પણ દાખલ થઇ ગઈ છે. યુરોપના ઉચ્ચ અને શ્રીમંત વર્ગોનું પોલાણ, લોભ અને અભિમાન કદાચ એવા સામાજિક આ-

ધિઓ લાવે કે જેથી હિંદનું સત્યાનાશ વળી જાય. સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓનો આર્થિક સ્વાતંત્ર્યનો આદર્શ પારસી પ્રજામાં પગપેસારો કરી ચૂક્યો છે. એક વખત એ જડમૂળ ઘાલીને બેઠો અને એની જોડે એનાં સાથીરૂપ લગ્ન પ્રત્યે અભાવ, લગ્ન વિનાના સંબંધો અને બાળકો પ્રત્યે બેદરકારી એ અનાચારો પણ આવશે તો આટલી નાની પ્રજાનો નાશ થવા માટે થોડો સમય માત્ર બસ છે. યુરોપના કહેવાતા ઉચ્ચ વર્ગોની અધોગતિનું નિવારણ કરવા માટે ત્યાં મધ્યમ વર્ગની સ્થિર ચિત્તવાળી વૃત્તિ અને મજુરીયાત વર્ગની વધતી જતી સમાનવૃત્તિ છે. આવું નિવારણ પારસી જેવી નાની પ્રજામાં પૂરતા પ્રમાણમાં હોઇ શકે નહિ. મજુરીયાત વર્ગની સંખ્યા દેખઇતી રીતે ઘટતી જાય છે. મધ્યમ વર્ગના લોકોને ઉચ્ચવર્ગના આળસુઓનું અનુકરણ કરવાનું મન થાય છે. જેને "પ્રગતિ" કહેવામાં આવે છે પણ ખરી રીતે જે અંત તરફની ગતિ છે તેને અટકાવવા માટે હજી એ ઉપાય છે. વર્તમાન સમયને અનુકૂળ થવાની વૃત્તિ અને જુના આદર્શોનો પુનરૂદ્ધાર એ કામ કરી શકે.

પૂર્વની સ્ત્રીઓની સ્થિતિના આ ટુંકા અવલોકનથી સમજાશે કે સ્ત્રીસ્વાતંત્ર્યવાદના પ્રશ્નો (પારસીઓના અપવાદ સિવાય) પૂર્વમાં અને પશ્ચિમમાં કેટલા જુદા છે. પશ્ચિમમાં માતૃત્વને વ્યક્તિતત્વવાદના અત્યાચારમાંથી બચાવવાનું છે. પૂર્વમાં હજી સુધી તો માતૃત્વ સલામત છે.* પરંતુ સારાં બાળકો ઉત્પન્ન કરવાં તથા સારી રીતે તેમને

---

* માતૃત્વને વ્યક્તિત્વવાદનો આપણા દેશમાં ભય નથી તેથી પ્રો. વાડીયાને સંતોષ થાય છે. પરંતુ આપણા દેશમાં વસ્તુસ્થિતિ છેક બીજે છેડે નથી ? અનેક બાળકોને જન્મ આપી, તેમને ઉછેરી સ્ત્રી બિચારી શક્તિહીન થઇ ગઈ હોય, છતાંએ બીજાં બાળકો તેને ઉત્પન્ન કરવાં જ પડે ! જો એ ના કહે તો એનો પતિ એ સહન કરી શકેજ નહિ, સમાજ તેને ઉદ્ધત કહે ! જેમ સંતાનરહિતતા એ દેશને માથે ભય સમાન છે તેમ અનેક બાળકોના જન્મ એ પણ ભય સમાનજ છે. કારણ કે એથી સ્ત્રી

ઉછેરવાં એ ઉચ્ચ આદર્શો શીખવાના છે. અલબત્ત પશ્ચિમના સ્ત્રીસ્વાતંત્ર્યવાદના ખ્યાલો ધીમે ધીમે આપણા દેશમાં પ્રવેશ કરે છે. ખાસ કરીને કેળવણી તથા મતાધિકારની માગણી થાય છે. કેટલીક સ્ત્રીઓ એવી પણ નજરે પડશે કે જે છેક ઉદ્દામ મતની સ્ત્રીસ્વાતંત્ર્યવાદી હોય. પરંતુ એકંદરે જનસમૂહ પર નોંધવા લાયક અસર કાંઇજ થઇ નથી. પૂર્વ અને પશ્ચિમ અન્યોન્યથી કેટલાં જુદાં છે તે બતાવવા માટે ઘણું લખાયું છે અને એથીએ વધારે કહેવાયું છે. બન્નેમાં ફેર તો છે. પણ જેટલો ધારવામાં આવે છે એટલો ઉંડો એ ફરક નથી. બધા ફરકનું કારણ જુદા સંયોગો અને જુદા આદર્શો જ છે. અંદરથી તો પૂર્વમાં તેમજ પશ્ચિમમાં એકજ જાતનાં બળવાન તત્વો પોતાનું કામ કરી રહ્યાં છે. બન્ને ઠેકાણે પ્રેમ શંકા પડતાં સ્વરૂપ ધારણ કરે છે. બન્નેમાં અપવિત્ર પત્નીઓ તેમજ અપવિત્ર પતિઓ હોય છે. બન્ને સ્થળે કેટલાક દુઃખી ગૃહ સંસાર અને બાળકો પ્રત્યે બેદરકારી નજરે પડે છે. ફેરફાર માત્ર ચઢતા ઉતરતા પ્રમાણનો છે. પશ્ચિમ કરતાં પૂર્વમાં વધારે નીતિ છે કે પૂર્વ કરતાં પશ્ચિમમાં વધારે નીતિ છે એ નક્કી કરવું મુસ્કેલ છે. એકજ બાબતમાં પૂર્વ અને ખાસ કરીને હિંદુસ્તાન ચઢી જાય છે અને તે વિદ્યાર્થીઓની પવિત્રતામાં છે. પશ્ચિમમાં વિદ્યાર્થીઓને સ્વચ્છંદીપણે વર્ત્તવા દેવામાં આવે છે. બીડીથી કાળા થયેલા હોઠ, મદિરાની ગંધ મારતો શ્વાસ, અપશબ્દોથી ભરેલું મુખ, રોગથી ભરેલાં શરીર— એ સર્વ એમની મરદાઇનાં પ્રમાણ તરીકે લેખાય છે. પૂર્વમાં વિદ્યાર્થી

---

ઓના શરીરની પાયમાલી થાય છે; નબળી સ્ત્રીઓ નબળાં બાળકોને જન્મ આપે છે તે કાંતો મરણ પામે છે અથવા દેશને બોજા રૂપ બને છે. તેથી હિંદમાં તો પ્રતિબંધક સુપ્રજનનશાસ્ત્રનું જ્ઞાન ફેલાવવાની બહુજ જરૂર છે અને તે સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓ સિવાય બીજું કોઇ કરી શકે નહિ. જો એટલોજ નિયમ પાળવામાં આવે કે દેશનું કોઈ પણ બાળક માતાની સંપૂર્ણ સંમતિ સિવાય જન્મી શકે નહિ તો દેશની પ્રજા તંદુરસ્ત, ઉત્સાહી આનંદમય બનેજ. (અનુવાદક.)

ઓ એકંદરે વેદના સમયના જુના 'બ્રહ્મચારી' ના આદર્શને વળગી રહ્યા છે. અને તેથી વિદ્યાર્થી અવસ્થામાં તદ્દન પવિત્રતા સાચવે છે અને અભ્યાસમાં સંપૂર્ણ લક્ષ આપે છે. જો આદર્શ સંપૂર્ણ રીતે ન પળાતો હોય તો તે બાળલગ્નને લીધે છે. પરંતુ પશ્ચિમમાં વિદ્યાર્થિઓની અપવિત્રતા પ્રત્યે જે આંખ આડા કાન કરાય છે તે કરતાં એ પણ હજાર દરજ્જે સારૂં છે. બ્રહ્મચારીનો આવો આદર્શ અને કેળવણીની યોગ્ય પદ્ધતિ એ બે હોય તો હિંદનાં યુવાન સ્ત્રી પુરૂષો સારાં નીવડવાની સંભવિતતા બહુજ છે.*



* ચીન તથા જાપનની સ્ત્રીઓ વિષે કશો ઉલ્લેખ કર્યો નથી. કારણકે એ વિષયનું અમને પ્રત્યક્ષ જ્ઞાન નથી. પરંતુ એમ લાગે છે કે બન્ને દેશમાં સ્ત્રીઓને ઉતરતી ગણવામાં આવે છે. ચીનમાં માતા તરીકે સ્ત્રીને ઘણી સત્તા છે. જાપાનમાં તો એવું વિચિત્ર મિશ્રણ છે કે એક તરફથી સ્ત્રીઓ માટે તિરસ્કાર તથા બીજી બાજુથી આશ્ચર્ય લાગે એટલે દરજ્જે સ્વતંત્રતા—જે ઘણીવાર સ્વચ્છંદની હદ સુધી જાય છે.

# પ્રકરણ ૧૯ મું.

## મનુષ્ય જાતિનું ભવિષ્ય.

" Love is winged for two,
In the worst he weathers,
When their hearts are tied,
But if they divide,
O, too true?
Cracks a globe, and feathers, feathers;
Feathers all the ground bestrew."

George Meredith.

" Women have us back to the conditions of primitive man or they shoot us higher than the topmost star." George Meredith.

અત્યાર સુધી આપણે સ્ત્રીસ્વાતંત્ર્યવાદ અને તેથી ઉત્પન્ન થએલાં, અથવા થનાર માઠાં પરિણામોનો અભ્યાસ કર્યો છે. પરંતુ એટલું પણ સ્પષ્ટ છે કે એ એવી હીલચાલ છે કે જો ડહાપણથી ચલાવાય તો મનુષ્ય જાતિના હિત માટે બહુજ ઉપયોગી છે. ભૂતકાળનો ઇતિહાસ સ્ત્રીના અજ્ઞાન, તેના એકાંતવાસ અને તેના પ્રત્યે અત્યાચાર ઉપર રચાયલો છે. ભવિષ્યનો ઇતિહાસ સ્ત્રીના જ્ઞાન અને સ્વતંત્રતા ઉપર રચાવો જોઇએ, કે જેથી પ્રેમના પાયા ઉપર સ્ત્રી પુરૂષ વચ્ચેનો સહકાર દૃઢ થાય. સ્ત્રીજાતિની ઉન્નતિ કરવાના યત્નમાં ઘણીવાર પુરૂષની દૃષ્ટિ, પુરૂષની મહત્વાકાંક્ષા, પુરૂષની સ્વતંત્રતા અને પુરૂષની સત્તા પ્રાપ્ત કરવા પાછળ ખોટાં ફાંફાં મારવામાં

આવે છે.× એવા પ્રકારની ઉન્નતિ કદાચ શકય હશે પરંતુ એ ખરી સ્ત્રીત્વની ઉન્નતિ નથી. એની દૃષ્ટિ જ સ્ત્રીત્વનો ત્યાગ કરવાની છે. એની વૃત્તિ એવું સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાની છે કે જેથી પુરૂષના સદ્‌ગુણો તથા ખામીઓ બેવડાં થાય છે તથા એવી મનુષ્યત્વહીન જાતિ પેદા થાય છે કે જેથી પ્રજાનો નાશ જ થાય. આવી ઉન્નતિ જો બહુ વિજયવાન ન થઈ હોય તો એનું કારણ સ્ત્રી પોતેજ છે. મનુષ્ય જાતિના જીવનમાં સ્ત્રી એક અનન્ય બળ ધરાવે છે. માનવ જાતિના વિકાસમાં સ્ત્રી એક જુદોજ સ્ત્રીત્વપૂર્ણ ભાગ ભજવે છે. સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓએ સ્ત્રીઓનું લિંગ અને શરીરરચના ભૂલી જવાની આકાંક્ષા રાખી છે, પરંતુ એ વસ્તુઓએજ તે સામે વિરોધ ઉઠાવ્યો છે. પોતાની જાતિનો ત્યાગ કરવાના ફાંટાબાજ યત્નોમાં એને કુદરતે આપેલો વારસો વિઘ્ન સમાન થયો છે. સ્ત્રીઓની 'ઉન્નતિ'નો મોટામાં મોટો અને સૌથી અગત્યનો શત્રુ સ્ત્રી પોતેજ છે.+

---

× અત્યાર સુધી જગત્‌માં પુરૂષોએ સ્ત્રીઓને ભોગે એટલું સુખ ભોગવ્યું છે કે સ્વાભાવિક રીતે સ્ત્રીઓને એમજ લાગે છે કે પુરૂષની પદવી પ્રાપ્ત કર્યા સિવાય સુખની આશા નથી. સ્ત્રીની સ્થિતિમાં તો માત્ર જીવન પર્યંતની ગુલામગિરી, ફરજીયાત માતૃત્વ, પુરૂષના તુરંગો વેઠવાની ફરજ એ બધું છે. જો સ્ત્રીનાં કર્તવ્ય બજાવવા સાથે સાથે સ્વતંત્રતા મળી શકતી હોય તો સ્ત્રીઓ પુરૂષનું અનુકરણ કરવા કદિ પણ યત્ન કરેજ નહિ.

(અનુવાદક).

+ પ્રો. વાડીયા ભલે સ્ત્રીને પોતાની ઉન્નતિની શત્રુ કહે. પુરૂષો સ્ત્રીઓની ઉન્નતિ કરી આપે એ દિવસ હવે ગયા છે. સ્ત્રીઓ સંપૂર્ણ રીતે સમજી છે કે જ્યાં સુધી પોતે પોતાની ઉન્નતિ સાધવા યત્ન નહિ કરે ત્યાં સુધી ઉન્નતિની આશા નકામી છે. સત્તા ચલાવતી જાતિ કદિ પણ દબાયલી જાતિના સુખ આગળ સ્વાતંત્ર્ય ધરતી નથી. દબાયલી જાતિ પોતેજ ગુલામગિરી સામે માથું ઉંચકે ત્યારેજ સ્વાતંત્ર્ય મળે છે. અને સત્તા ચલાવતી જાતિને સ્વાભાવિક રીતેજ લાગે છે કે આ બધું ખોટું છે. (અનુવાદક).

પરંતુ એક રીતે સ્ત્રીની ઉન્નતિ એ તેનો જન્મસિદ્ધ હક પણ છે. સૈકાઓ સુધી એ હક દબાઈ રહે તો પણ છેવટે તો એ પોતાની મેળે સિદ્ધ થશે જ, અને થવો જોઇએજ. એ હક તે ટુંકામાં એટલોજ કે પોતાનું સ્ત્રીત્વ એ મનુષ્ય જાતિની સેવા માટે અર્પે * સ્ત્રી એજ નાગરિકોની ખરી ઉત્પાદક છે. તેથી એને પોતાનું હૃદય અને બુદ્ધિના શાસન પ્રમાણે જીવનનો સાથી શોધવાનો હક હોવો જોઇએ. એના વ્યક્તિત્વને માન આપવું જોઇએ તથા એને બની શકે એટલું ઉચું થવા દેવું જોઇએ. પોતાના પતિની કમાઇ ઉપર એ આધાર રાખે તેથી એના સ્વમાનનો ભંગ કરવાની બીલકુલ જરૂર નથી. સ્ત્રીને એ કમાઈ અથવા તેના અમુક ભાગ ઉપર કુટુંબ જીવનના કામ કરતા ભાગીયા તરીકે હક છે. પુરૂષ કે સ્ત્રીની કેળવણીનો સાથી અગત્યનો બોજો સ્ત્રી ઉપરજ પડે છે. પોતાનાં બાળકો ઉપર એને પોતાના વ્યક્તિત્વની છાપ પાડવાની હોય છે. એમની ખીલતી બુદ્ધિને યોગ્ય રીતે ઘડવાની હોય છે, એમનું ચારિત્ર્ય ઘડવાનું હોય છે. સ્ત્રી પોતે યોગ્ય શિક્ષણ પામેલી હોય તોજ એ શિક્ષણનું કાર્ય કરી શકે. એનું શિક્ષણ, નાગરિકત્વના ચિહ્ન રૂપ મતાધિકાર, સુંદર ગૃહની રચનાર તરીકેની એની શકિત, પોતાની કૌટુંબિક ફરજોને હાનિ પહોંચાડયા સિવાય બની શકે તેટલું મનુષ્યજાતિનું હિત કરવાની શકિત —એ સર્વ શકિતઓ તે એની ઉન્નતિનું મુખ્ય તત્વ છે. આવી જ ઉન્નતિ માટે જગત્ આટલા લાંબા સમયથી વાટ જોઇ રહ્યું છે. એજ ઉન્નતિમાં નવા પ્રકારની મનુષ્યજાતિ જોવાની આશા રહી છે.

આ પ્રકારની ઉન્નતિની ખાસ ઉપયોગિતા એ છે કે સ્ત્રીના સ્વભાવને એ અગત્યનો ગણે છે. લિંગભેદનો ખ્યાલ એજ એનું મુખ્ય લક્ષણ

---

* સ્ત્રીઓએ પોતાનું સ્ત્રીત્વ મનુષ્ય જાતિની સેવા માટે તો સર્જન કાળથી અર્પ્યું છે. એમાં નવો હક કશોજ નથી. એ સ્ત્રીત્વની કદર થાય, એનો સેવાનો બોજો કાંઈક ઓછો થાય એ માટેજ સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓનો પ્રયત્ન છે. કોઈની સેવા કરવાનો હક લેવા માટે લડત ચલાવવાની જરૂર પડતી નથી. (અનુવાદક).

છે. પુરૂષના સંબંધમાં પણ એની લિંગભેદની જરૂરીયાતો એનું ચારિત્ર્ય ઘડવામાં અગત્યનો ભાગ ભજવે છે. યોગ્ય શિક્ષણ વિનાની વિષય વાસનાને લીધે અનેક પુરૂષોનાં જીવન નષ્ટ થયાં છે. જવલ્લેજ કોઇ કોઇ પુરૂષો ધાર્મિક ઉત્સાહ અને વૈરાગ્યની ભાવનાથી વિષયવિકારને તદ્દન ત્યાગી શકે. પરંતુ મોટા ભાગને માટે તો વિષયવાસના એ શારીરિક રચનાનો એક અંશ છે. વિચારશીલ મનુષ્યોએ એ વાસનાની તૃપ્તિ માટે લગ્નનો ઉત્તમ માર્ગ શોધ્યો છે. પુરૂષનો વિકાર એના આ બધા ચૈતન્યને ઘેરી ન લેતો હોય તો તેનું કારણ એટલું જ કે એને જીવનમાં બીજાં અનેક કાર્યો હોય છે. એને ઉદ્યોગનાં સાધન અનેક છેઃ-વિદ્યાભ્યાસ, ધંધો, સમાજસેવા, ધાર્મિક વિષયો ઇત્યાદિ. એનો આદર્શ વિષયવાસના પર રહેલો નથી. એના જીવનનું અમુક ધોરણ, અમુક પ્રમાણ હોય છે. કેટલાક પુરૂષો એવા પણ હશે કે જેનું સમસ્ત જીવન માત્ર વિષયવિકારનું જ બનેલું હોય પરંતુ એવા પુરૂષો બહુ થોડા હોય છે. સાધારણ પુરૂષ વર્ગ ઉત્તમ રીતે એને એક પવિત્ર કાર્ય માને છે, કનિષ્ઠ રીતે જીવનના બોજામાંથી એક વિશ્રાંતિનું સાધન, મહેનતની વચ્ચે એક મોજશોખનો સમય ગણે છે.

પરંતુ સ્ત્રીના સંબંધમાં એ કેવળ જુદું છે. એના જીવનનો શ્રેષ્ઠ ભાગ વિષયવિકારથી ઘેરાયલો હોય છે. એને મનથી એ એક આનંદનું સાધન માત્ર નથી પરંતુ એક ગંભીર ફરજ છે. એ ફરજે ઘણી વખત એના આરોગ્યનો, એના સૌંદર્યનો કેટલીક વખત જીવનનો પણ ભોગ લીધો છે. કુદરતે એના ઉપર ગર્ભધારણ, પ્રસવ અને સ્તનપાનનો બોજો નાખ્યો છે. તેથી એકજ વખતની વિષયતૃપ્તિ એના ઉપર ઓછામાં ઓછાં ચાર વર્ષ સુધી બોજો નાખે. એ વર્ષ તે દુઃખ અને અત્યંત ચિંતાથી ભરપૂર છે અને તે છતાં દિવ્ય સુખનાં એ વર્ષ છે. સ્ત્રી એ સમાજનું સંરક્ષક બળ છે. કુદરતે એની શરીર રચના એવી બનાવી છે કે જે બોજાથી પુરૂષ તદ્દન મુક્ત છે તેને સ્ત્રી લાયક બને છે. શરીરવિજ્ઞાનશાસ્ત્રીઓ સિદ્ધ કરે છે કે સ્ત્રીમાં

"વધારે અગત્યનાં અને આરંભનાં જ્ઞાનતંતુઓનાં કેન્દ્ર તથા જ્ઞાનતંતુઓની સહૃદય રચના પુરૂષ કરતાં ઘણાં વધારે વિકાસ પામ્યાં હોય છે." એના શરીરમાં અમુક સમયે થતી ક્રિયાજ એનું જુદાપણું બતાવે છે અને કોઇ માનવયત્ન તે નષ્ટ કરી શકે તેમ નથી. પુરૂષ અને સ્ત્રીની વચ્ચેની અલંઘ્ય મર્યાદા એમાં રહી છે. એમાં કુદરતની આજ્ઞા જણાય છે કે પુરૂષ અને સ્ત્રી હંમેશાં જુદાંજ રહેશે. એ આજ્ઞા દેખાઇતી રીતે સ્ત્રી પુરૂષ ઉપર સરખો બોજો મુકતી નથી. છતાં આખરે એથી મનુષ્ય જાતિનું હિત સાધી શકાય છે. ઘરની બહાર કામ કરતો પુરૂષ તથા ઘરની અંદર કામ કરતી સ્ત્રી એ બે મળીને એક જીવસાધનનું ઐક્ય બને છે. આ ભેદ માત્ર મનુષ્યજાતિને જ લાગુ પડતો નથી. લિંગભેદ આખા વિશ્વમાં વ્યાપી રહ્યો છે. એડમ અને ઇવ, ઝીઅસ અને હેરા, શિવ અને પાર્વતી, વિષ્ણુ અને લક્ષ્મી એ સર્વની કથાઓ આંતરઐક્યનું લાક્ષણિક સ્વરૂપ તેમજ સ્ત્રી પુરૂષનો ભેદ બતાવે છે. સુંદર પુષ્પમાં, નાનામાં નાના જંતુમાં લિંગભેદનાં ચિહ્ન હોય છે. મનુષ્યજાતિમાં આ ભેદ બીજાં સર્વ કરતાં વધારે દેખાઇ આવતો હોય તો તેનું કારણ એટલુંજ કે મનુષ્યોની ઇંદ્રિયરચના બહુજ ગુંચવણભરી છે, માનવજીવન બહુ જ ઉત્કૃષ્ટ છે, અને તેને લીધે ઘણાં વર્ષ સુધી ચાલે એવું નિષ્ણાતપણું આવવું જ જોઇએ. સમસ્ત વિશ્વમાં મુખ્ય સત્તા મેળવવા માટે માનવજાતિએ આપવો પડતો એ ભોગ છે. આ પ્રમાણે સ્ત્રીની જીંદગી એની વિષયવાસનાની આસપાસ ફરે છે. એજ સ્ત્રીના અસ્તિત્વની શરૂઆત અને અંત છે, એના જીવનનું મહાકાર્ય જ એ છે.×

× પુરૂષની પશુવૃત્તિના સાધનરૂપ બનવું એ જ સ્ત્રીનું મહાકાર્ય હોય એમ આ વીસમી સદીમાં કેમ માની શકાય ? સ્ત્રી વાસનારહિત ન બની શકે પરંતુ એ એની જીંદગીનો અંતિમ હેતુ નથી, અને ન હોવો જોઇએ. જમાનાઓથી એમ મનાતું આવ્યું છે કે સ્ત્રી માત્ર પુરૂષની વિષયતૃપ્તિનું સાધન છે. અને એજ મતને—જોકે જુદા શબ્દોમાં—પ્રો. વાડીયા ટેકો આપે

એ સામે એનાથી વિરોધ ઉઠાવી શકાય તેમ નથી. પુરૂષનું બળ, પુરૂષની સત્તા, પુરૂષની ઇચ્છા એ સર્વ ધરાવતી સ્ત્રી એ અશક્ય વસ્તુ નથી. પરંતુ એ એક અસાધારણ, નિયમવિરૂદ્ધનું અસ્તિત્વ તો છે જ. એમાંથી પુનઃ નિયમબદ્ધતા પ્રાપ્ત કરતા પહેલાં આખી પ્રજાનો ઘાત થશે, સ્ત્રીપુરૂષનું અસ્તિત્વ નાશ પામશે. પોતાની શરીરરચના, જીવનનું કર્ત્તવ્ય, અને મનુષ્યજાતિનું અસ્તિત્વ ચાલુ રાખવું એ સર્વને અનુકૂળ પડે તે પ્રમાણે સ્ત્રી એટલું જ માગી શકે કે પોતાની સ્ત્રી તરીકેની શક્તિઓ કાયમ રહે તથા મનુષ્યજાતિ પ્રત્યેની પોતાની ફરજ શ્રેષ્ઠ રીતે અદા કરી શકે.*

સ્ત્રીનું જીવન એના લિંગભેદને અવલંબીને રહ્યું હોય છે તેથી લિંગની દૃષ્ટિએ સ્ત્રીઓના આ પ્રમાણે મુખ્ય વર્ગ પાડી શકાય—માતાઓ, વેશ્યાઓ, મધ્યમલિંગની સ્ત્રીઓ તથા લિંગરહિત સ્ત્રીઓ. માનવ ઇતિહાસની શરૂઆતથી જ પહેલા બે વર્ગની સ્ત્રીઓ અસ્તિત્વ ધરાવે છે. માતા તરીકે સ્ત્રી, એજ સૌથી સામાન્ય સ્વરૂપ છે અને યુરોપમાં પણ આજે એ જ સ્વરૂપ સૌથી વધારે દેખાય છે. સાધારણ તંદુરસ્ત સ્ત્રીને બાળકો માટે કુદરતી રીતે જ પ્રેમ હોય છે. પોતાનું ખરૂં સુખ છોકરાંને જન્મ આપવામાં અને તેમને ઉછેરવામાં જ એ માને છે. બાળક વિના તેને સંસાર શૂન્ય લાગે છે. પતિનો પ્રેમ કે સમાજસેવા એ શૂન્યતાનો પૂરો બદલો વાળી શકતાં

---

છે. એમાં એમણે નવું કશું કહ્યું નથી. સ્ત્રી એ બાબતમાં સ્વતંત્ર થાય, પુરૂષની અધમ પશુવૃત્તિને તાબે ન થાય તો તેથી તેનું સ્ત્રીત્વ ઘટી જતું નથી. (અનુવાદક.)

* સ્ત્રીને તો જીવનમાં ફરજો જ બજાવવાની હોય, એને હક તો હોયજ નહિ એ પુરાણી માન્યતાને પ્રો. વાડીયા ટેકો આપતા હોય એમ જણાય છે. પરંતુ વીસમી સદીના આ જમાનામાં આપણે એટલું કબૂલ કરવું જ પડશે કે હકમાં ફરજનો સમાવેશ થાય છે તથા ફરજ બજાવ્યાથી હક પ્રાપ્ત થાય છે. આ સામાન્ય નિયમમાં સ્ત્રી અપવાદરૂપ નથી જ; કારણ કે સ્ત્રી એ પણ મનુષ્ય જ છે. (અનુવાદક).

નથી. પત્ની પોતાનું પત્નીત્વ વિસરી જાય અને પતિને ધિક્કારે પરંતુ માતા કદિ પણ બાળકને ભૂલી કે ધિક્કારી શકતી નથી. ઑટો વાઇનીંગર જેવાની તિરસ્કારદૃષ્ટિ, જે સ્ત્રીમાં કશું જ સારાપણું જોઇ શકતી નથી તે પણ માતૃત્વ આગળ નષ્ટ થઇ જાય છે. જે લોકો માતૃત્વમાં માનવજાતિનું સૌથી મૃદુ, સૌથી સુંદર તત્વ જોઇ શકતા નથી તે મનુષ્યજાતિની કોઇ પણ સ્વરૂપમાં કદર કરવાને નાલાયક છે.+ મધ્યકાલીન યુગમાં માતા મેરીની જે પૂજા થતી તે એક પ્રકારનું સામાજિક બળ હતું. પ્રૉટેસ્ટન્ટ યુરોપમાં એ નથી. દરેક યુગમાં અને દરેક દેશમાં જનસમાજની પ્રગતિનો આધાર માતાઓની સ્થિરતા ઉપરજ રહેલો છે.

વેશ્યાના વર્ગની સ્ત્રીઓ એટલે જેમને વિષયવાસના ઊંડી હોય, કેટલીક વખત જાણે એક જાતના વ્યાધિની હદ સુધી હોય. એ વાસનાની તૃપ્તિ એજ એમના જીવનનો હેતુ છે. બાળકો માટે તેમને જરાએ આતુરતા હોતી નથી અને વાસનાતૃપ્તિ અને ગર્ભધારણને અન્યો-

---

+ કેટલીક ક્રૂર માતાઓ થઇ છે, કે જેમણે બાળકોને મારી પણ નાખ્યાં હોય. પણ તેથી આપણી દલીલને જરાએ ઈજા આવતી નથી. એ સ્ત્રીઓ વેશ્યાઓના વિભાગમાં આવે છે. જે સ્ત્રીઓએ પતિ સાથે છેડો છુટકો લીધો હોય તે પણ જો સાચી માતાઓ હોય તો બાળકો માટેનો તેમનો પ્રેમ ભાગ્યેજ લુપ્ત થાય છે, એ પણ એક જાણવા જેવી વાત છે. મિ. એસ. એમ. એલિસે એમના "જ્યૉર્જ મેરેડિથ" એ પુસ્તકમાં મિસિસ મેરેડિથે પતિ સાથે છુટકો મેળવ્યો તે પછીના એના જીવન વિષે જાણવા જોગ હકીકત લખી છે. "જે કોઈ મિસિસ મેરેડિથને એના જીવનનાં છેલ્લાં વર્ષોમાં ઓળખતાં હતાં તેઓ કહે છે કે એ હંમેશાં દીલગીર રહેતી અને એની આંખમાંથી નિરંતર આંસુ વહેતાં. એનો લાગણીભર્યો ઉગ્ર સ્વભાવ શોકને નિરાશાથી ગ્રહણ કરી લે કે એનાથી નરમ થાય એવો ન હતો. ન દાબી શકાય એવી ઊર્મિઓને લીધે એ પોતાના ઓરડામાં આમથી તેમ ફરતી. પોતાનાં પુત્રનાં દરેક સ્મરણચિહ્ન એણે સાચવી રાખ્યાં હતાં અને એના વાળની એક લટ હંમેશાં છાતી ઉપર પહેરી રાખતી.

ન્યથી છુટાં પાડવાનો યત્ન કરે છે. સામાન્ય વેશ્યાઓમાં જ આ વર્ગની સ્ત્રીઓનું મુખ્ય દૃષ્ટાંત છે. પરંતુ એટલું કહેવું જોઇએ કે એ વેશ્યાઓમાં પણ કેટલીક સ્ત્રીઓ એવી હોય છે કે જે ખરી રીતે માતાના વર્ગની હોય છે. પોતાનાથી વશ ન થઇ શકે એવા સંયોગોને લીધે જ તેઓ વેશ્યાવૃત્તિમાં ધસડાઇ ગઇ હોય છે. જે પત્ની બાળકોને જન્મ આપવા ના કહે અને માત્ર વાસનાતૃપ્તિ શોધે તે અંદરખાનેથી વેશ્યા જ છે. પરણેલી સ્ત્રીઓ વ્યભિચાર કરતી હોય તે પણ વેશ્યાઓ જ છે.

મધ્યમ લિંગની સ્ત્રીઓ એ ઓગણીસમી સદીની એક વૈજ્ઞાનિક શોધ છે. જો કે પહેલાંના જમાનામાં પણ એ અસ્તિત્વમાં તો હશે જ. કે. એચ. અલરિકસ જેણે આ વિષયની ચર્ચા શરૂ કરી તેણે કેટલાંક સ્ત્રી પુરૂષો એવાં જોયાં કે જેમને પોતાની જાતિનાં જ મનુષ્ય માટે ( એટલે પુરૂષને પુરૂષ માટે સ્ત્રીને સ્ત્રી માટે ) અદ્ભુત પ્રેમની લાગણી હોય. આવાં સ્ત્રી પુરૂષોને એ લેખક 'અર્નીંગ્સ' કહે છે. કેટલાક તેમને "યુરેનિઅન્સ" પણ કહે છે. મિ. એડવર્ડ કાર્પેન્ટર અને બીજા લેખકો જેમણે આ મધ્યમલિંગ વિષે લખ્યું છે તે સર્વ આ "અર્નીંગ્સ" ને સામાન્ય પ્રકારનાં તંદુરસ્ત મનુષ્ય ગણવા સમાજને વિનંતિ કરે છે. માનવ ઇતિહાસનાં કેટલાંક મોટામાં મોટાં નામોને તેઓ 'અર્નીંગ્સ' તરીકે ગણાવે છે તેથી એમની દલીલને ટેકો મળે છે. દાખલા તરીકે સોક્રેટીસ, પ્લેટો, સીઝર, માઇકલ એંજેલો, શેકસપીયર, ટેનિસન અને વૉલ્ટ વ્હીટમૅન. આ તો ઘણામાંથી માત્ર થોડા દાખલા છે. પરંતુ બે પ્રકારનાં "અર્નીંગ્સ"માં ભેદ રાખવાની જરૂર છે. પહેલા પ્રકારમાં ઉચ્ચ પવિત્રતા રહેલી છે. પોતાનીજ ( નર કે નારી ) જાતિની બીજી વ્યક્તિની મૈત્રી માટે તીવ્ર ઇચ્છા હોય છે. સમસ્ત હૃદયની આસક્તિ એ મિત્ર માટે હોય છે. બે વ્યક્તિઓનું ખરેખરૂં ઐક્ય બને છે. એમાં વિષયવાસનાને બીલકુલ સ્થાન નથી. બીજા પ્રકારના "અર્નીંગ્સ"માં વિષયવાસના હોય છે પોતાની જાતિ

ઉપરાંત સામી જાતિ માટે ભાવ હોય કે ન હોય. પહેલા પ્રકારનાં અર્નીંગ્સમાં કાંઇ વાંધો લેવા જેવું નથી. મિ. એડવર્ડ કાર્પેન્ટર જેવા વિદ્વાનો એવા પોતાનીજ જાતિ માટેના પ્રેમને દુનિયાનો શ્રેષ્ઠ સંબંધ ગણે છે, અને તે સાથે આપણે પણ સમંત થઇ શકીએ. લગ્નના દૃષ્ટિબિંદુથી એમાં વાંધા જેવું કાંઇજ નથી. કારણ કે આ પ્રકારનાં અર્નીંગ્સ લગ્ન કરી સુખી થઇ શકે અને થાય છે પણ ખરાં, અને લગ્નની સામાન્ય નૈતિક ફરજો બજાવે છે.

પરંતુ બીજા પ્રકારનાં અર્નીંગ્સના સંબંધમાં મુસ્કેલી ઉભી થાય છે. વિષયવાસનામાં વિપરીતતા ( sexual inversion ) ને દુનિયાના સર્વ મહાન્ ધર્મોએ પાપ ગણી છે તથા ઘણા દેશના કાયદા એને ગુન્હો ગણી શિક્ષાપાત્ર ઠરાવે છે. ક્રાફ્ટ—એબિંગ અને મોલ જેવા માનસિક વ્યાધિઓના ચિકિત્સકો એમ કહે છે કે આવાં અર્નીંગ્સ એક અધમ પ્રકારના જ્ઞાનતંતુઓના કે માનસિક રોગથી પીડાય છે. પરંતુ મિ. એડવર્ડ કાર્પેન્ટર જો કે છૂટ મૂકે છે અને અર્નીંગ્સ માટે લાગણી પણ ધરાવે છે, તો એ કહે છે કે " આ જાતની વૃત્તિ વિકારી બની શકે કે હદપાર જઇ શકે નહિ તે અહિં સવાલ નથી. કેમકે તે તો કોઇ પણ જાતની વૃત્તિ માટે સિદ્ધ કરી શકાય. પરંતુ સવાલ એ છે કે સારૂં ડહાપણભર્યું વલણ એ વૃત્તિ લઇ શકે કે નહિ. અમે ધારીએ છીએ કે એવું કરી શકે એમ અનેક વખત સિદ્ધ થયું છે."+ મિ. હૅવલોક એલિસ પેઠે એ પણ માને છે કે વિષયવાસનાની વિપરીતતા એના અધમ કુટિલ સ્વરૂપમાં અનીતિમાન જ ગણાય છતાં એ સહજ છે. અને તેથી જેમ દીવાનાપણું ગુન્હો ન ગણી શકાય તેમ એને પણ ગુન્હા તરીકે ન ગણવી જોઇએ. પરંતુ એટલું કબુલ કરતા જણાય છે કે એ વિપરીતતા સારી નથી. " એને સખત આત્મસંયમની જરૂર છે, તેમજ એ વિષય ઉપર

---

+ The Intermediate Sex પૃ. ૬૪-૫.

ઘણું શિક્ષણ આપવાની પણ જરૂર છે.''* એ સખત શિક્ષાને પાત્ર છે કે નહિ, એને પાપ ગણી ધિક્કારવી જોઇએ અને છતાં પણ વેશ્યાવૃત્તિ પેઠે ચલાવી લેવી જોઇએ કે નહિ એ બધા પ્રશ્નો ધર્મશાસ્ત્ર જાણનાર તથા ગુન્હાઓનો અભ્યાસ કરનાર વિદ્વાનો માટે છે. પરંતુ એનો બચાવ કરવાનો કાંઇ પણ યત્ન કરવો તે અનીતિને ઉત્તેજન આપવા બરાબર છે. એ એક પ્રકારની વિષયવાસનાની કુટિલતા છે. પ્રથમ એને પ્રજાના દૃષ્ટિબિંદુથી જોવી જોઇએ. એનો પોતાનો જ વિચાર, જો કરવો જ હોય તો, પછીથી કરવો જોઇએ.

સ્ત્રી જાતિના આપણે પાડેલા વર્ગ વિષે ફરી વિચાર કરીએ. ચોથા વર્ગમાં લિંગરહિત સ્ત્રીઓ આવે છે. એમને વિષયવાસના બીલકુલ હોતી નથી, એ બાબત તિરસ્કાર જ હોય છે. એ લાગણી કુદરતી જ હોય તો પછી એને અનિવાર્ય તરીકે કબુલ રાખ્યા સિવાય બીજો રસ્તો જ નથી. પરંતુ જો એ કેળવણીનું પરિણામ હોય, એટલે વૈરાગ્યની ભાવના જે વિષયવાસનાને કોઇ બહુ જ અપવિત્ર વસ્તુ તરીકે ગણે છે તેનું, અથવા સ્ત્રીઓને પુરૂષો બનાવે એવી કેળવણીનું પરિણામ હોય તો એવા કેળવણીના આદર્શોને ફેરવવાની બહુજ જરૂર છે. સાચા લગ્નનો પાયો પ્રેમ ઉપર રચાયલો છે. લિંગરહિત સ્ત્રીઓને પ્રેમ પિપાસા હોતીજ નથી. પ્રેમના મર્મરૂપ આસક્તિ પણ હોતી નથી. તેથી તેઓ લગ્નને માટે લાયક નથી. એમને પરણવાની જરૂર નથી અને બીજી અનેક રીતે તેઓ સમાજને ઉપયોગી થઇ શકે. પરંતુ તેમને સામાન્ય સ્ત્રીઓ જેવી ગણી તેમની સેવા માટે વખાણ કરવાં યોગ્ય નથી. એમની પ્રકૃતિ નિયમવિરૂદ્ધ છે અને તેમને અસાધારણ તરીકે જ ગણવી જોઇએ. હાલ એક નવો મત ઉત્પન્ન થયો છે કે દરેક મનુષ્ય બેવડું લિંગ ધરાવે છે અને દરેક પુરૂષમાં સ્ત્રીત્વનો કાંઇક અંશ હોય છે અને દરેક સ્ત્રીમાં પુરૂષત્વનો કાંઇક અંશ હોય છે. શરીર રચનામાં તો આ પ્રમાણે દ્વિજાતિ સૂચક ચિહ્નો હોય છે એ

* એજન પૃ. ૮૦.

આપણે જાણીએ છીએ. વળી ગર્ભવાસમાં લગભગ પહેલા ત્રણ માસ સુધી લિંગભેદ પારખી શકાતો નથી. તેથી જણાય છે કે બન્નેનું ઉત્પત્તિ કારણ સરખુંજ છે. માનસિક બાબતમાં સ્ત્રીએ સિદ્ધ કરી બતાવ્યું છે કે એની શક્તિ પુરૂષના જેટલી જ છે. આ સર્વથી એ નવો મત ખરો છે એમ સિદ્ધ થાય છે. મિ. સી. જી. લીલૅંડ કહે છે તેમ નૈતિક અને માનસિક રીતે સ્ત્રીત્વ પુરૂષત્વ કરતાં ચઢીયાતું છે અથવા ડૉ. ઓટો વાઇનીંગર અત્યંત કુશળતાથી સિદ્ધ કરે છે તેમ પુરૂષત્વ ચઢીયાતું છે એ તો માત્ર શબ્દજાળ છે. સ્વભાવના વલણની બાબત છે. મનુષ્યના એવડા લિંગ ઉપર એથી કાંઇ અસર થતી નથી. પુરૂષ કે સ્ત્રીમાં લિંગરહિતતા હોય તેનું કારણ એ નવા મતથી જડે છે. કોઇ કોઇ દાખલામાં કુદરત બે તત્વો (પુરૂષત્વ અને સ્ત્રીત્વ)નું એક સરખું મિશ્રણ કરી ન શકી હોય, એક તત્વ બીજા કરતાં બહુ બળવાન થઇ જાય અને પરિણામે લિંગરહિત મનુષ્ય થાય.

જો સામાન્ય મનુષ્યના જીવનમાં લગ્ન એ એક સાધારણ બનાવ હોય તો પછી એમ સિદ્ધ થાય છે કે માતાના વર્ગની સ્ત્રીઓ એજ શ્રેષ્ઠ છે. ખરેખરી લિંગરહિત સ્ત્રીઓને ચલાવી લેવી પડે. જે "અર્નીંગસ" માં કુદરત વિરૂદ્ધ ઇચ્છાઓ ન હોય તથા સાધારણ પરણેલી જીંદગી ગુજારવા શક્તિમાન હોય તેઓ સારી પત્ની અને સારી માતા થઇ શકે. વેશ્યાવર્ગની સ્ત્રીઓ સમાજના એક વ્યાધિ સમાન છે. એક પવિત્ર કાર્યને તેઓ અધોગતિએ લઇ જાય છે. તેઓ કાંતો વેશ્યાઓ કે કાંતો ખુશામતખોર સ્ત્રીઓ ઉત્પન્ન કરે છે, જેમના આદર્શો હલકા હોય છે અને સામાજિક જ્ઞાન ખામીભર્યું હોય છે.

આગળ એક પ્રકરણમાં આપણે જણાવ્યું હતું કે માતૃપદ ને પત્નીપદ સાથે જોડવાની સામાજિક આવશ્યકતા શા માટે છે. સાચા લગ્નના મર્મ વિષે પણ આપણે વિવેચન કર્યું હતું, અને સિદ્ધ કર્યું હતું કે એનો આધાર પ્રેમ ઉપર છે, વિષયલાલસા ઉપર નહિ. સ્ત્રી પુરૂષનો સર્વ પ્રેમ વાસનાને લીધે જ છે. પરંતુ એવો પ્રેમ તે માત્ર

શરૂઆત છે. એમાંથી ઉચ્ચતર નૈતિક આસક્તિ અને ભક્તિ ઉત્પન્ન થાય છે. વાસનાને પરિણીત દંપતીના ઐક્યનું ચિહ્ન માત્ર બનાવી દે છે. સ્ત્રી પુરૂષને અન્યોન્ય માટે શારીરિક આકર્ષણ કે કંટાળો હોય તે કુદરતી છે. આપણો પ્રેમ એને લીધે અમુક દિશામાં દોરાય છે. પરંતુ એ આકર્ષણને અગાધ પ્રેમની ચોક્કસ નિશાની માનવી તે બહુ મોટી ભૂલ છે. ઘણાંએ મનુષ્યો એ પ્રમાણે માનીને પછી અત્યંત પસ્તાયાં છે. કોની સાથે લગ્ન ન કરવું એટલુંજ બતાવનાર તરીકે આકર્ષણની કિંમત છે. કારણ કે અમુક વ્યક્તિના શારીરિક દેખાવ માટે કંટાળો અથવા ઉદાસીનતા હોય તો તે નક્કી દુઃખી લગ્નનું ચિહ્ન છે. આકર્ષણ એ લગ્ન સુખી નીવડવા માટે એક કસોટીનું સાધન છે પરંતુ ચોક્કસ જામીનગીરી તો નથીજ. યૌવનના મદમાં કોઇ સુંદર મુખાકૃતિથી જાદુઇ અસર થાય છે અને જીવનમાં ઉથલપાથલ થઇ જાય છે એતો માનસશાસ્ત્રની બહુ સામાન્ય બાબત છે. પણ ઘણાંખરાં મનુષ્યોનો પહેલી વારનો 'પ્રેમ' ઘસાઇ જાય છે એ પણ એક જાણીતી સામાન્ય વાત છે. જે મનુષ્યો પોતાની સહજ પ્રેરણા પ્રમાણે એકદમ વર્તન કરે છે તેઓ પોતાને માટે જીવતું નરક પેદા કરે છે. આથીજ મિ. એડવર્ડ કાર્પેન્ટરનું ડહાપણભર્યું વચન ખરૂં છે કે "પ્રેમ એ ખરેખર મનુષ્ય જાતિને શીખવા માટે સૌથી છેલ્લો અને સૌથી અઘરો પાઠ છે. એક રીતે જોતાં એ બીજા સર્વ વિષયોની અંદર સમાયલો છે." પ્રેમનો પાઠ શીખવામાં આ મુશ્કેલી શી છે? એ મુશ્કેલી તે એજ કે જે મનુષ્ય દેખાવમાં આકર્ષક હોય અને શારીરિક સંતોષ આપે તેવું હોય તેનામાં લગ્નમાં બીજાં બધાં કર્તવ્ય બજાવવાની શક્તિ અને ઇચ્છા છે કે નહિ તે શોધી કાઢવું તે. સ્વભાવની અનુકૂળતા, કે માબાપ થવાની લાયકાત, અન્યોન્ય પ્રત્યે અગાધ પ્રેમ ધરાવવાની શક્તિ એ સર્વ બાબતો પ્રેમીએ ભૂલવી ન જોઇએ. જો ભૂલે તો પોતાને કે પોતાના પ્રેમપાત્રને હાનિ થાયજ. છતાં જ્યારે મનુષ્ય કામાંધ થયું હોય ત્યારે આવા પ્રશ્નોનો

જવાબ આપવો સ્હેલો નથી. જીવનના દરેક કાર્યમાં બને છે તેમ એ બાબતમાં ભૂલો થવાની જ. છતાં ગમે તેટલી મુશ્કેલી કે હાડમારી વેઠવી પડે પણ અગમચેતી તો વાપરવીજ જોઇએ. પ્રેમને શિક્ષણ આપી તૈયાર કરવાની જરૂર છે. એ પ્રમાણે તૈયાર થતાં ઘણો લાંબો વખત લાગે તોપણ ઉચ્ચતર જીવન ખાતર મનુષ્યજાતિએ અંધકારમાંથી માર્ગ કાઢી પ્રેમના પ્રશ્નો ઉકેલવા જોઇએ. એને લીધે વધારે ઉંચી અને સારી પ્રજા બનાવવામાં પ્રેમને સાધન તરીકે વાપરી શકાશે.

આ સ્થળે કુદરતી રીતેજ આપણું લક્ષ સુપ્રજનનશાસ્ત્ર તરફ ફરી ખેંચાય છે. એ શાસ્ત્ર હજી એની બાલ્યાવસ્થામાં છે. પરંતુ તંદુરસ્ત, સુંદર, ઉચ્ચ પ્રકારની પ્રજા ઉત્પન્ન કરવાનો આધાર એ એકલા ઉપર જ છે. એને "યુજેનિકસ", "ઍાન્ટોગની" કે "ઇરોટો પ્લેસ્ટિક્સ" ગમે તે નામ આપો તે મહત્વનું નથી. લગ્નનો જે આદર્શ એ રજુ કરે છે તે તથા એવા લગ્ન માટે આવશ્યક વસ્તુઓ એજ મહત્વનું છે. હજી ઘણા સમય સુધી કદાચ વરકન્યા પસંદ કરવામાં સુપ્રજનનશાસ્ત્ર મદદ કરી શકશે નહિ. પરંતુ અત્યારે પણ એ શાસ્ત્ર આપણને એટલું તો કહીજ શકે છે કે કોને પસંદ ન કરવાં. જેંકસ કે જયુકસ જેવાં—ગુન્હો કરવાનો ગુણ જેના વારસામાં ઉતરતો હોય તેવાં માણસો, દીવાના મનુષ્યો, તથા ગુપ્તરોગ કે રક્તપિતથી પીડાતાં મનુષ્યો લગ્ન કરવા માટે લાયક નથી અને પ્રજા ઉત્પન્ન કરવા માટે તો કેવળ નાલાયક છે. અપલક્ષણ કે વ્યાધિની અસરને લીધે સારી તંદુરસ્ત પ્રજા ઉત્પન્ન થતી નથી. દુર્ભાગ્યે અન્યોન્યના પ્રેમમાં પડેલાં બે મનુષ્યો સૂક્ષ્મબુદ્ધિ વાપરતાં નથી, અને પ્રેમ પ્રત્યેની સત્યનિષ્ઠા ખાતર પ્રજાનું હિત બગાડે છે. થોડા વખત ઉપર એક છોકરી ક્ષયથી પીડાતા એક માણસને ચહાતી હતી. એના દાક્તરે એને એ માણસ સાથે ન પરણવાની સલાહ આપી. પરંતુ એની કાંઇ અસર થઇ નહિ. એનો

પ્રેમ ઉચ્ચ પ્રકારનો અને સાચો નીવડ્યો પરંતુ તે માટે કેટલો ભોગ અપાયો તે ભવિષ્યમાં જણાશે. આવી જાતના બનાવો બહુ વિરલ નથી. એનું કારણ ઘણુંખરૂં લિંગભેદશાસ્ત્રનું આશ્ચર્યકારક અજ્ઞાન એજ છે.

જનસમાજમાં વિષયવાસના પ્રત્યે બે જાતનું વર્તન જોવામાં આવે છે. એક બીલકુલ ગુપ્તપણાવગરનું હોય છે, એને માત્ર મોજમઝાનું સાધન ગણે છે અને એ પ્રમાણે નિર્લજ્જ અને બીભત્સ બને છે. બીજા પ્રકારનું વર્તન એને એક બહુજ ગુપ્ત રહસ્ય તરીકે ગણે છે, અને એને વિષે વાત તો કરાયજ નહિ. જ્યારે કરવી હોય ત્યારે પણ એવી આડકતરી રીતે કરવી કે જાણે બોલનારને એમ લાગ્યા કરે કે કાંઇક પાપ કરૂં છું. પહેલા પ્રકારનું વર્તન મર્યાદારહિત છે. બીજામાં અતિ ડહાપણ રહેલું છે. એ બન્ને વર્તન ખોટાં છે અને બન્નેની અસર માઠી થાય છે. દુનિયાની બીજી બધી વસ્તુઓ માફક વિષયવાસના પણ બીભત્સ હલકી મશ્કરીને પાત્ર પણ બને તેમ તેની ગુપ્તતાને જોઇએ તે કરતાં બહુજ વધારી મૂકી તેને મોટા રહસ્યનું સ્વરૂપ પણ આપવામાં આવે અથવા એટલી મર્યાદાથી એને વિષે વાત કરવામાં આવે કે જાણે એ બહુજ અપવિત્ર વસ્તુ હોય. પરંતુ ખરી રીતે એ એક પવિત્ર વસ્તુ છે અને એના ઉપર મનુષ્યજાતિના કલ્યાણનો આધાર છે. એના શારીરિક, નૈતિક અને સામાજિક સ્વરૂપનો અભ્યાસ કરવો જોઇએ. યુવાન સ્ત્રી પુરૂષોને એને એક સાધારણ સારા કામ તરીકે ગણતાં શીખવવું જોઇએ. એને રહસ્યમય બનાવવાથી ખોટું કુતૂહલ ઉત્પન્ન થાય છે અને તેથી અવળે રસ્તે તૃપ્તિ પણ શોધાય છે. જીવનતત્વ મનુષ્યોનો કિમતી વારસો છે. એને નિરર્થક વ્યય તથા દુરાચારમાંથી બચાવવું જોઇએ. બાળકોને યુવાવસ્થા પ્રાપ્ત થાય તથા નવા ભાવો અને નવા અનુભવો થવા માંડે ત્યારે કુશળતાથી લિંગભેદનાં રહસ્યો ખુલ્લાં કરવાની માબાપની–અને કદાચ શિક્ષકોની પણ–ફરજ છે. જ્ઞાન એવી શક્તિ છે કે જેથી યુવાનો પોતાની વાસના પોતાની તેમજ પ્રજાની જરૂરીયાત પ્રમાણે ઘડી શકે.

આવી જાતનો શિક્ષણક્રમ નવોજ છે અને એ શીખવવાના માર્ગ સંપૂર્ણ થતાં વખત લાગશેજ. ત્યારે પણ ભૂતકાળના જમાનાની માઠી અસર એકદમ એકજ જમાનાના યત્નથી જશે નહિ. તે છતાં આપણે સારો અને સત્ય માર્ગ ગ્રહણ કરવોજ જોઇએ. લિંગભેદના અજ્ઞાનથી મનુષ્યજાતિએ પુષ્કળ સહન કર્યું છે. એ વિષયના જ્ઞાનથી એ કરતાં ઘણુંજ ઓછું સહન કરે એવો સંભવ છે. ખાસ એટલા માટે કે જ્ઞાનને લીધે સામાજિક જવાબદારીનું ભાન થાય અને તેથી લગ્ન પહેલાં દાક્તરનું પ્રમાણપત્ર રજુ કરવું એ એક સામાજિક જરૂરીયાત ગણાશે, વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર અણઘટતો અંકુશ નહિ ગણાય. પ્લેટોએ પોતાના ‘ લૉઝ ’ માં અને સર ટૉમસ મોરે પોતાની ‘યુટોપીઆ ’ માં લગ્ન પહેલાં શારીરિક તપાસ કરાવવા વિષે વિસ્તારથી લખ્યું છે. ગુપ્ત રોગો વિષે વિચાર કરવા મળેલા શાહી કમિશને કરેલી શોધને લીધે આ જમાનામાં એવી તપાસની જરૂર સુધરેલી પ્રજાઓની નજર સમક્ષ દુઃખભરી રીતે ખડી થઇ છે. મેસેચ્યુસેટ્સ, પેનસિલવેનીયા અને વિસકૉન્સીન જેવાં કેટલાંક અમેરિકન રાજ્યોએ એ દિશામાં હીલચાલ કરી પણ છે, અને દરેક લગ્નના પરવાના સાથે આરોગ્યનું પ્રમાણપત્ર રજુ કરવું પડે છે. જે લોકોને વાઈ, ક્ષય, ગુપ્તરોગ કે દીવાનાપણાની અસર હોય તેમને લગ્ન માટે નાલાયક ઠરાવવામાં આવે છે. માલ્થસે અયોગ્ય મનુષ્યોને કાઢી નાખવાની જે સૂચના કરી હતી તે અમલમાં મૂકવાનો આ એક સારો રસ્તો છે. તંદુરસ્ત અને યોગ્ય મનુષ્યોને કૃત્રિમ ઉપાયો વાપરી સંતાન રહિત રહેવા કહેવું તે યોગ્ય નથી. વસ્તી બહુ વધી જવાનો ભય હોય તો પ્રજા ઉત્પન્ન કરવામાં યોગ્ય અયોગ્ય મનુષ્યો વચ્ચે ભેદ પાડવો એજ માર્ગ છે. સર્વ કોઇને પ્રજોત્પત્તિ અટકાવવા કહેવું તે ખરો માર્ગ નથી.

સંતતિ અટકાવવાના કૃત્રિમ ઉપાયોની કાંઇ પણ નૈતિક યોગ્યતા હોય તો બાળકોના જન્મનું પ્રમાણ અટકાવવા પૂરતી છે. શરીર-

વિજ્ઞાનશાસ્ત્રે સિદ્ધ કર્યું છે કે વારંવાર બાળકોનો જન્મ થવાથી માતાના તેમજ બાળકોના આરોગ્યને બહુજ હાનિ પહોંચે છે, અને તેથી વારંવાર પ્રસવ થાય એ સુપ્રજનનશાસ્ત્રની દૃષ્ટિએ અનિષ્ટ છે. દરેક વર્ષે પ્રસવ થવાથી સ્ત્રીનું શરીર ઘસાઇ જાય છે. અને છેલ્લા બાળકને યોગ્ય ખોરાક અને સંગોપન મળતાં નથી. બીજી તરફ સ્ત્રી પુરૂષોની નૈસર્ગિક વાસના જોતાં કેવળ સંયમ પાળવાનું કહેવું તે પણ અયોગ્ય કહેવાય. તેથી વચલો રસ્તો તે કૃત્રિમ ઉપાયોજ છે. એ ઉપાયોનો દુરૂપયોગ થાય પણ ખરો. પણ વધારે સારા-ખાસ કરીને પ્રજાવૃદ્ધિ વિષેના-શિક્ષણથી દંપતી સમજી શકશે કે કૃત્રિમ ઉપાયો કયે વખતે વાપરવા. આનો અર્થ એટલોજ કે કેવળ બ્રહ્મચર્ય પાળવું અશક્ય છે. પરંતુ એનો આધાર દંપતીની પ્રકૃતિ, આત્મસંયમ અને શરીરરચના ઉપર છે.

લગ્નનો વ્યક્તિગત તેમજ સામાજિક હેતુ પૂરો પાડવા માટે સાચા લગ્નમાં પ્રેમ અને યોગ્યતા એ બે આવશ્યક વસ્તુઓ છે. જ્યાં એ બે વસ્તુઓ હોય ત્યાં લગ્ન સુખી નીવડવાનો ઘણોજ સંભવ છે. એક રીતે લગ્ન આપણી સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકે છે અને જવાબદારીનો ભાર આપણા ઉપર નાખે છે ત્યારે બીજી રીતે આપણી સુખ આપવાની અને માણવાની શક્તિ વિશાળ કરે છે. મનુષ્ય-જાતિના ભવિષ્ય સાથે એ આપણો સંબંધ બાંધે છે તથા ભવિષ્યની સંસ્કૃતિમાં આપણો ફાળો આપવા આપણને શક્તિમાન બનાવે છે.

લગ્નને માત્ર પ્રજાવૃદ્ધિનું જ સાધન ગણવાના અમારા અભિપ્રાય ઉપર ટીકા થશે તેથી અમે અજ્ઞાન નથી. એમ પણ સૂચના કરવામાં આવી છે કે એવો મત લગ્નના બીજા હેતુઓ પ્રત્યે દુર્લક્ષ ધરાવે છે. દાખલા તરીકે કામવાસનાની તૃપ્તિથી થતો આનંદ અને તેથી મળતું આરોગ્ય; તથા માનસિક સહચારનું સુખ. આ ટીકાનો ઉત્તર એટલોજ આપીશું કે આ બીજા હેતુઓને જો પ્રજાવૃદ્ધિના હેતુથી જુદા પાડવામાં આવે તો તે લગ્નના હેતુજ નથી. કામવાસ-

નાની તૃપ્તિ માત્ર જોઈતી હોય તો વેશ્યા કે રખાતથી થઇ શકે તેમ છે. માત્ર માનસિક સહચાર જોઇતો હોય તો કલબોમાં કે સ્વાર્થ-રહિત ગાઢ મૈત્રીમાં મળી શકે.+ એવા બાહ્ય હેતુઓ માટે લગ્નની જરૂર નથી. એ લગ્નના સાચા હેતુઓ છે તેથી પ્રજાવૃદ્ધિથી છુટા પાડી શકાય તેમ નથી. કારણ કે પ્રજાવૃદ્ધિનો હેતુ પરિપૂર્ણ કર્યાથી બીજા હેતુઓ પણ પરિપૂર્ણ થાય છે, અને તે એવી રીતે કે એના સમાન કોઇ નથી. બાળકનો જન્મ પ્રેમને મજબૂત કરનાર શૃંખલા છે. તેમજ બાળકને ઉછેરવામાં સહકાર અને સહચારના એવા પ્રસંગો આવે છે કે જે બીજી કોઇ પણ રીતે મળી શકે તેમ નથી.

સ્રીસ્વાતંત્ર્યવાદીઓમાંથી લગ્નની ધર્મભાવના જતી રહી છે. યુનાઇટેડ સ્ટેટ્સ જેવા દેશો જ્યાં છેડોછુટકો પાણી જેવો સોંઘો થઇ પડયો છે ત્યાં તો લગ્ન એક મશ્કરી જેવું જ છે. થોડા વખત ઉપર વર્તમાનપત્રોમાં છપાયું હતું કે છેલ્લા યુદ્ધ દરમિયાન જે ફ્રેંચ કન્યાઓ અંગ્રેજો કે હિંદીઓને પરણી હતી તેમનો તેમના પતિ-ઓએ ત્યાગ કર્યો નથી. પણ અમેરિકનો સાથે જે પરણી હતી તેમાંની ઘણીને અમેરિકામાં છેડો છુટકો આપવામાં આવ્યો હતો. આનો

---

+ પ્રો. વાડીયાનો આ મત વિચિત્ર લાગે છે. પ્રજાવૃદ્ધિ એ લગ્નનો એક હેતુ છે, મુખ્ય હેતુઓમાંનો એક છે, પરંતુ તે એકલોજ હેતુ છે, બીજા સર્વ ગૌણ છે એમ માનવું કઠણ છે. વિષયતૃપ્તિ માટે વેશ્યા કે રખાત પાસે જવાનો દુરાચાર ન ગ્રહણ કરવો હોય તો લગ્ન વગર કેમ ચાલે ? એ તૃપ્તિની સાથે એની જવાબદારી–સંતાનોત્પત્તિ–માટે તૈયાર રહેવું જોઇએ એમ કદાચ કહેવામાં આવશે. પણ અમુક સંખ્યાથી વધારેને જન્મ આપ-વાની સ્રીમાં શક્તિ ન હોય, તેમને પોષવાની પુરૂષની શક્તિ ન હોય તો શું સ્રી પુરૂષે જીવનપર્યંત સંયમ પાળવો ? અથવા બહાર જઇ કામતૃપ્તિ પુરૂષે કરવી ? વળી માનસિક સહચાર જેવો રાતદિવસ ઘરમાં સાથે વસતાં, અન્યોન્યના દોષ જાણતાં પતિપત્નીનો થઈ શકે તેવો કલબમાં કે જુનામાં જુના મિત્રથી પણ ન મળી શકે. (અનુવાદક.)

અર્થ ચોખ્ખો એટલોજ કે લગ્ન સહેલાઇથી તોડી શકાય એમ ધારી અમેરિકનો લગ્ન પ્રત્યે ગંભીર દૃષ્ટિ રાખતાજ નથી. જગતની પ્રજાઓ સમક્ષ અત્યારે એ મોટો પ્રશ્ન છે કે નવી પરિસ્થિતિ, અને ખાસ કરીને હાલની સ્ત્રીઓમાં જાગ્રત થએલી સ્વમાન તથા વ્યક્તિત્વની ભાવનાને અનુકૂળ થાય એવી રીતે લગ્નની સંસ્થા ઘડવી અને તે છતાં પણ લગ્નની ધર્મભાવના સાચવી રાખવી. એ પ્રશ્ન બીલકુલ ઉકલીજ ન શકે એવો નથી. ત્રણ દિશામાં ફેરફાર કર્યાથી એ સિદ્ધિ થઇ શકે તેમ છે.

(क) ઘણાખરા દેશોમાં પરણેલી સ્ત્રીઓને મીલકત ધરાવવાનો હક છે, અને ઘણે સ્થળે એની વ્યવસ્થા કરવાનો પણ હક છે, પરંતુ આ હક તો થોડી પૈસાદાર સ્ત્રીઓ ભોગવે છે. લગ્નમાં સ્ત્રીની ખરી ભાગીદારી તેમજ એની મહેનતની કીંમતની કદર કરવા માટે પતિની આવકમાંથી અમુક ભાગ ઉપર તેને હક હોવો જોઇએ. જો લગ્ન ભંગ કરવાની ફરજ પડે તો પતિ ઉપર એનું પોષણ કરવાનો બોજો નાખવો જોઇએ—જો બીજી વખત લગ્ન કરે તોજ એ બોજામાંથી પહેલો પતિ મુક્ત થઈ શકે. ફ્રાંસમાં પતિની આવકમાં પત્નીને ભાગ આપનારો કાયદો થઇ ચૂકયો છે અને બીજા દેશોએ પણ એ નવો કાયદો દાખલ કરવો જોઇએ.

(ख) માતૃત્વને આર્થિક મદદ કરવાની યોજના એ એક બીજી સૂચના છે. સોશ્યલિઝમ (સમાનતાવાદ)ના પ્રસારને લીધે રાજ્ય પ્રજાના પિતા સમાન ગણવામાં આવે છે અને તેથી માતાઓ અને બાળકોના હિત માટે તે જવાબદાર ગણાય છે. આથી જ્યાં જ્યાં માબાપ પાસે પ્રસૂતિના ખર્ચના કે બાળકના પોષણના પૈસા ન હોય ત્યાં રાજ્યે તેમને મદદ કરવાની ફરજ મનાય છે. વિધવા સ્ત્રીઓ અથવા જે સ્ત્રીઓના પતિ માંદગી અથવા વૃદ્ધાવસ્થાને લીધે કામ કરવા કે કમાવા અશક્ત હોય તેમને માટે આવી યોજના બહુ ઉપયોગી થઇ પડે. અમેરિકાનાં ઘણાં રાજ્યોએ આ દિશામાં કાયદા

કર્યા પણ છે અને એક ઉત્કૃષ્ટ દૃષ્ટાંત રજુ કર્યું છે.×

માતાઓને કેટલી મદદ કરવી તેની બારિક વિગતોનો આધાર દરેક દેશની આર્થિક અને સામાજિક સ્થિતિ ઉપર છે. સગાંવ્હાલાંને અને ખાસ કરીને પુત્રો અને ભાઇઓને ગરીબ સગાંના પોષણ માટે કેટલે દરજ્જે જવાબદાર ગણવાં તે પણ બારિક વિગતો છે. સૌથી અગત્યનો પ્રશ્ન આવી યોજના માટે પૈસા ઉભા કરવાનો છે. એ યોજનામાં કરોડો રૂપિયાનું ખર્ચ થઇ જાય, તે ક્યાંથી પૂરૂં પાડવું? સોશ્યલિઝમની સંપૂર્ણ અસર આપણા જમાનામાં છે. બોલ્શેવિઝમ પેઠે સોશ્યલિઝમ પણ શ્રીમંતોને સદંતર કાઢી નાખવાની તથા ખાનગી જીવનની ઝીણામાં ઝીણી વિગતોમાં કવાયત દાખલ કરવાની હિમાયત કરે છે. જો આ સ્થિતિ આવવા ન દેવી હોય તો શ્રીમંતોએ પોતેજ કેટલાક બોજા ઉપાડી લેવા જોઇએ, તથા આખી પ્રજાના હિત માટે પોતાના ઉપર ભારે કર નાખવા દેવા જોઇએ. આ પ્રમાણે તેઓએ શ્રીમંતોના રાજ્યના ઉત્સાહને સમાનતામય સમાજની શાંતિ અને સંતોષ સાથે સંયુક્ત કરવા યત્ન કરવો જોઇએ.

(ग) પરંતુ એક વખત માતાઓને રાજ્યતરફથી આર્થિક મદદ કરવાનું શરૂ કર્યું તો એની સાથે બીજી એક વસ્તુ એની મેળેજ આવશે. તે એ કે માતૃત્વ અથવા એકંદરે સંતાનપ્રાપ્તિને અંકુશમાં રાખવાનો રાજ્યને હક પ્રાપ્ત થશે. માબાપ ગમે તે પ્રમાણે પ્રજા ઉત્પન્ન કરે જાય તેથી માતાને સહાયતા કરવાના રીવાજનો મુખ્ય ઉદ્દેશ સચવાતો નથી. રાજ્યના હિત માટે પ્રજા ઉત્પન્ન કરવી જોઇએ. રાજ્યને લાયક તંદુરસ્ત બાળકોની જરૂર છે. આથી સિદ્ધ થાય છે કે રોગિષ્ટ માબાપનાં બાળકોના જન્મને ઉત્તેજન આપવા રાજ્ય આતુર નથી. સુપ્રજનનશાસ્ત્રની દૃષ્ટિએ એવાં સ્ત્રી પુરૂષોએ સંતતિ ઉત્પન્ન જ ન કરવી જોઇએ.

---

× જુઓ એચ. જી. વેલ્સ કૃત Socialism and Family પૃ. ૨૯. એલન કી કૃત Love and Marriage પૃ. ૩૬૬-૯ અને ગુડસેલ કૃત The Family પૃ. ૫૪૨--૩.

બાળકો લાયક ઉમ્મરનાં થાય ત્યાં સુધી તેમની કેળવણી ઉપરનો માબાપનો સંપૂર્ણ હક-ફરજીયાત કેળવણીના કાયદાની હદની અંદર-અત્યાર સુધી સર્વોપરિ રહ્યો છે. પરંતુ ખેદની વાત એટલી છે કે ઘણા દાખલામાં માબાપે આ હકનો કેવળ દુરૂપયોગ કર્યો છે-દ્વેષભાવથી બેશક નહિ પરંતુ અજ્ઞાનથી, બાળકોના સાચા હિત પ્રત્યે ટુંકી દૃષ્ટિથી. ગરીબ વર્ગોમાં ઘણાં બાળકો ક્રૂરતાનો, અવિચારીપણાનો ભોગ થઈ પડતાં નજરે પડે છે. એને લીધે સમસ્ત પ્રજા ઉપર બહુજ માઠી અસર થાય છે. ઉદ્દામ મતવાળા સોશ્યલિસ્ટો ( સમાનતાવાદીઓ ) જેઓ લગ્ન કે કુટુંબની સંસ્થામાં માનતા નથી તેઓ આવા દાખલાથી ખુશી થતાં અચકાતા નથી. અને હિંમતથી કહે છે કે આવાં કમનસીબ બાળકો રાજ્યની સંભાળમાં હજારગણી સારી રીતે રહી શકે. આમાં કેટલુંક સત્ય સમાયલું છે. પરંતુ એની નકામી અતિશયોક્તિ કરવામાં આવે છે. જાહેર બાળગૃહો સારી માતાના પ્રેમાળ સંગોપન બરાબર કદિ પણ થઇ શકે નહિ. જો કે ખરાબ માતાઓનો વિચાર કરતાં એ બાળગૃહો ઉપયોગી છે. એટલે બાળકને ખરાબ માતા ખરાબ રીતે ઉછેરે ને કરતાં રાજ્ય સારી રીતે ઉછેરે તે પસંદ કરવા જોગ છે. માબાપના પ્રેમ અને સંભાળ ઉપરના બાળકોના હકની અમે સતત હિમાયત કરી છે, તેમજ બાળકોના હિત માટે માતાઓના હકની પણ હિમાયત કરી છે. પરંતુ જ્યાં આ હકોનો કેવળ દુરૂપયોગ થતો હોય ત્યાં એ હકોને પૂજ્ય ગણીશું નહિજ. જ્યાં માબાપ પોતાની જવાબદારી સમજતાં હોય અને કેટલેક અંશે પોતાની ફરજ બજાવતાં હોય ત્યાં રાજ્ય તેમના ઉપર અંકુશ રાખે તે નકામી ડખલ કરવા જેવું છે. પરંતુ જ્યાં બાળકો દુઃખી થતાં દેખાય ત્યાં દરેક સારા રાજ્યે વચ્ચે પડવુંજ જોઇએ. ઉદ્દામ સમાનતાવાદીના આદર્શનું વાજબીપણું આટલા પૂરતું જ છે. અમારા દૃષ્ટિબિંદુથી તો રાજ્યે અપવાદ તરીકે વચ્ચે પડવું જોઇએ. જેમ દીવાનાશાળામાં, ઇસ્પિતાલમાં કે કેદખાનામાં રહેવાનું અપવાદ રૂપ છે તેમ.

અપવાદરૂપ હોવા છતાં રાજ્યના અંકુશના દુરૂપયોગ થશે, એમાં ખામીઓ પણ રહેશે. પરંતુ પ્રજા જેમ જેમ વધારે કેળવાયલી, સમજુ, દયાળુ થતી જશે તેમ તેમ એ દુરૂપયોગ ઓછો થતો જશે. સમાનતાવાદની ઘણી માગણીઓ પેઠે આ પણ જો સંભવિતતાની હદ કૂદાવી નહિ જાય તો એજ આશા, એજ શ્રદ્ધામાં પ્રગતિ રહેલી છે.

ઉપર સૂચવેલા કોઇ પણ ફેરફાર એવા ઉદ્દામ નથી કે જેથી કુટુંબસંસ્થાના કોઇ પણ સારા અંશ ઉપર અસર થાય. અને ભૂતકાળથી ચાલી આવેલી ઘણી ખામીઓ એથી જરૂર દૂર થશે. ખરી પ્રગતિનો માર્ગ વિકાસ છે, અનેક જોખમથી ભરેલો બળવો નહિ. ભૂતકાળની સ્ત્રી પુરૂષની ગુલામ હતી, માતા તરીકે તે માન પામતી અને તેની આજ્ઞા પળાતી. કેટલીક વખત તેના સૌંદર્યથી અંજાઇને પુરૂષો અંધ પૂજા કરતા. પરંતુ સ્ત્રીજાતિ તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોવાતું. ભવિષ્યની સ્ત્રી આત્મજ્ઞાનવાળી બનશે. પોતાના દરજ્જાનું તેમજ પોતાનાં કર્ત્તવ્યોની અગત્યનું એને ભાન રહેશે. માત્ર એનામાં ઉદ્દામ વ્યક્તિત્વવાદ પ્રવેશ ન પામે એટલું આપણે સંભાળવાનું છે. એ વ્યક્તિત્વવાદમાંથી કદાચ લિંગરહિતતા ઉત્પન્ન થાય અથવા નાતિની શિથિલતા પણ આવે. ભૂતકાળમાં એના ભાવ ઉંડા છતાં સંકુચિત હતા, એની વાણી બહુ બોલી અને ગંભીરતા વગરની હતી. ભવિષ્યમાં એની વાચાળતા શિક્ષણને લીધે જતી રહેશે. માત્ર પુરૂષની ખુશામત કરનાર તરીકે જીવવાની એ સ્પષ્ટ ના કહેશે. એને પૂરેપૂરો વિકાસ પ્રાપ્ત થશે. સૌંદર્ય, સત્ય અને પ્રેમથી ભરેલે હિંડોળે તે મનુષ્યજાતિને ઝુલાવશે. માતૃપદ માટે એ ભોગ આપવા તૈયાર રહેશે. છતાં પણ યોગ્ય પ્રસંગે પોતાની બુદ્ધિનું અને માતૃત્વપૂર્ણ હૃદયનું ધન મનુષ્યજાતિની સેવામાં અર્પણ કરશે. ઍબ્રાહામ લિંકને ગુલામો ખાતર આત્મભોગ આપ્યો, પરંતુ હેરિયેટ બીચર સ્ટોએ એનામાં અપ્રતિમ બુદ્ધિ અને દૈવી અંશનાં બી રોપ્યાં હતાં. વેશ્યાવૃત્તિ સામે લડત ચલાવવામાં વિલિયમ સ્ટેડે કેદખાનું અને તિરસ્કાર સહન કર્યાં

હતાં, પરંતુ તે સાથે જોસફીન બટલરે બીષણ વિરૂદ્ધતા સામે યુદ્ધ કર્યું હતું. "પુસીફુટ" જોનસન મદ્યપાન નિષેધ માટે આખી દુનિયામાં ફરે છે પરંતુ ફ્રાન્સીસ લૉર્ડે એ ચળવળ શરૂ કરવાની પહેલ કરી હતી. રાજપુરૂષો યુદ્ધમાં ઉતરવા તત્પર હતા, પરંતુ બર્થા ફૉન સટનરે પોકાર ઉઠાવી યુદ્ધ સામે વિરોધ કર્યો. વિજ્ઞાનશાસ્ત્રીઓએ સેના માટે વિનાશનાં હથિયારો બનાવ્યાં પરંતુ લેડી ઑફ ધ લૅંપ (મિસ ફ્લૉરેન્સ નાઇટીંગેલ) એણે જ ઘાયલ સિપાઇઓનાં દુઃખ દૂર કરવાનું માથે લીધું. ભૂતકાળના મહાન્ જ્ઞાનીઓએ–પ્રાચીન ઇરાનનો જરથોસ્ત, જીસસ ક્રાઇસ્ટ, ગૌતમ બુદ્ધ, શ્રીકૃષ્ણ કે મહંમદ પયગમ્બર એ સર્વેએ–મનુષ્યજાતિને એકત્ર કરનાર સહાનુભૂતિની ભાવના જોવાની આશા રાખી હતી. એમનો આદર્શો ત્યારેજ ફલીભૂત થશે કે જયારે સ્ત્રીઓ યોગ્ય પદ પ્રાપ્ત કરશે અને પોતાનાં બાળકોને રણસંગ્રામની ક્રૂર વીરતા નહિ પરંતુ શાંતિનો મહિમા, કૌટુંબિક સ્વાર્થમયતા નહિ પરંતુ સામાજિક સહાનુભૂતિ, સંકુચિત દેશભક્તિ નહિ પરંતુ આંતરરાષ્ટ્રીય ન્યાયવૃત્તિ, ધનતૃષ્ણા નહિ પરંતુ જ્ઞાન તૃષ્ણા–એ સર્વ શીખવશે. ભૂતકાળમાં માનવજાતિની નિષ્ફળતાનું કારણ માતાઓ તરફથી યોગ્ય પ્રોત્સાહન ન મળ્યું તે. જો કોઇ પણ કાળે વિજય પ્રાપ્ત કરવો હોય તો તે માતાઓ દ્વારાજ થઇ શકશે. તેઓ માનવ સૌંદર્ય, માનવ સત્ય, માનવ શ્રેષ્ઠતાનો અખંડિત ઝરો છે.

